બાર બાર વરસનાં વહાણાં વાયાં છતાં ત્રિવેદીસાહેબ વીસરાયા નથી. પૂનાનો કોઈ પણ અગત્યનો ગુજરાતી કાર્યક્રમ એમનું પુણ્યશ્લોક નામ ઉચ્ચારાયા વિના પૂરો થતો નથી. એટલે આટલું મોડું યે આ પુસ્તક બહાર પાડવાની વ્યવસ્થા કરી સમિતિ કૃતકૃત્ય થાય છે.

આ જીવનચરિત્ર અને સંસ્મરણો એમના અનુકરણીય આદર્શો ગુજરાતમાં કાંઈક અંશે મૂર્તિમાન કરવા શક્તિમાન થશે, તો પુસ્તક પ્રસિદ્ધ કરવાનું સાર્થક થયું ગણાશે

જે જે ભાઈઓએ પોતાનાં સંસ્મરણો મોકલી આપ્યાં તે સૌનો, ને આ પુસ્તક તૈયાર કરી તે છપાવવાની વ્યવસ્થા કરવા માટે શ્રી પાંડુરંગ દેશપાંડેનો, શ્રી મગનભાઈ દેસાઈનો અને શ્રી જીવણજી દેસાઈનો સમિતિ તરફથી હું હાર્દિક આભાર માનું છું.

(લિ.) પ્રેમલીલા વિઠ્ઠલદાસ ઠાકરશી
અધ્યક્ષ
પ્રો. જે. પી. ત્રિવેદી સ્મારક સમિતિ

## પવિત્ર ચરિત્ર

ગાંધીયુગને શોભાવે એવા ગૃહસ્થાશ્રમી લોકોમાં પ્રો. ત્રિવેદીસાહેબનું નામ સહેજે મોખરે આવી શકે છે. જરા સરખો સ્વાર્થ રાખ્યા વગર પોતાની જાતને ખપાવી કુટુંબની અખંડ સેવા કરનારા ધન્ય પુરુષો આપણા આ દેશમાં એટલા બધા મળશે કે તેમનું ચારિત્ર્યકીર્તન કરવાની આવશ્યકતા કોઈને જણાતી નથી, પણ કુટુંબ, જાતિ, પ્રાંત કે ધર્મથી પર થઈ વ્યાપક સમાજધર્મને અર્થે પોતાના કુટુંબને વાપરનારા અને પોતાની જાતને હોમી દેનારા લોકો આપણા દેશમાં કેટલા મળશે? ગાંધીયુગમાં એવા લોકોનો ફાલ વિશેષ રીતે દેખાય તો તેમાં આશ્ચર્ય નથી. એમાં પણ શ્રી જમનાલાલજી કે ત્રિવેદીસાહેબ જેવા વિશેષ શોભી નીકળે છે. સંત કબીરે કહ્યું છે કે, ત્યાગ ત્યારે જ શોભે જ્યારે એ શાતગ હોય. ત્રિવેદીસાહેબની સેવા, એમનો ત્યાગ, એમની જાતમહેનત, બધું જ — તેઓ એવી સહજ લીલાથી પાર પાડતા કે જાણે એની પાછળ કશી મહેનત કે સાધના છે જ નહીં. આ જ કારણે એમના જીવનની સુવાસ આટલી બધી ફેલાઈ હતી

આર્યતા એ એમનો સર્વોપરી સદ્‌ગુણ હતો. કોઈનો ઉપકાર લઉં તો આવતે ભવે મારે બળદનો જન્મ લઈ એ ઋણ પાછું આપવું પડશે, એમ તેઓ માનતા અને કહેતા. અને બીજાં ઉપકાર કરતા જ રહેવું એ એમનો સ્વભાવ હતો.

તમારે ત્યાં આટલા બધા રાજદ્વારી કાર્યકર્તાઓ કેમ આવે છે એમ જ્યારે સરકાર તરફથી એક વાર એમને પૂછવામાં આવ્યું, ત્યારે તેમણે કહ્યું કે, સરકારી નોકરી કરી પગાર મેળવું છું તે એટલા જ ખાતર કે મારે હાથે સમાજની કંઈ પણ સેવા થાય. એ જો ન કરી

શકું તો હું કમાઉં શા માટે? જો હું સમાજની સેવા ન કરી શકું તો મને પોતા માટે તિરસ્કાર છૂટશે અને એ અસહ્ય થશે.

મેં એક વાર એમને પૂછ્યું કે, તિલક રોડ પર જ્યાં તમે રહો છો એ સ્થાન તમારે માટે અનુકૂળ નથી તમે ભાગુડી તરફ કે બીજે ક્યાંય સારું ઘર લઈને કેમ નથી રહેતા? ત્યારે તેમણે સહજભાવે કહ્યું કે, તેમ કરું તો મારે ત્યાં કોઈ મહેમાનો આવે નહીં; આજે જે ઠેકાણે રહું છું એ સ્થાન મહેમાનોને માટે બધી રીતે અનુકૂળ છે.

એક વાર મહાત્મા ગાંધીએ જેલમાં ઉપવાસ શરૂ કર્યા હતા અને સરકારે એમને હૉસ્પિટાલમાં ખસેડ્યા હતા, તે અરસામાં મિ. ઍન્ડ્રૂઝ પરદેશથી આવીને મને મળ્યા. હું ત્રિવેદીસાહેબને ત્યાં રહેતો હતો. ઍન્ડ્રૂઝને રહેવાની બીજે સગવડ હતી, પણ તે એમને માફક ન આવી, એટલે ત્રિવેદીસાહેબ એમને પોતાને ત્યાં લઈ આવ્યા. મિ ઍન્ડ્રૂઝ સરકારને ગાંધીજી વિષે કાગળો લખે ત્યારે સરનામું ત્રિવેદીસાહેબનું આપે, એટલે સરકારને ત્યાં તપાસ શરૂ થઈ કે આ પ્રો ત્રિવેદી કોણ? એ સરકારી નોકરીમાં છે એમ ખબર પડતાં એમને પૂછવામાં આવ્યું કે, તમે ઍન્ડ્રૂઝને તમારે ત્યાં કેમ રાખો છો? ત્યારે પ્રો. ત્રિવેદીએ જે જવાબ આપેલો તે નોંધપાત્ર છે. એમણે કહ્યું કે, મિ. ઍન્ડ્રૂઝ જેવા સંત પુરુષ મારે ત્યાં આવીને રહે એ મારું અહોભાગ્ય માનું છું એમના જેવાને મારે ત્યાં રાખવા બદલ મારી નોકરી જાય તો મને દુઃખ થવાનું નથી. પણ મારી સરકારને ભલામણ છે કે, મિ. ઍન્ડ્રૂઝ મારે ત્યાં રહે છે એ કારણે સરકારે મારી સામે કશું પગલું ન ભરવું એ જ સરકારના હિતમાં છે ઍન્ડ્રૂઝ મારે ત્યાં રહ્યા માટે સરકારે મને નોકરી પરથી રજા આપી એવું જો દુનિયામાં જાહેર થશે, તો સરકારનું નામ એટલું બધું વગોવાશે કે મને તે અસહ્ય થશે એટલે મારી ભલામણ છે કે, આ વખતે સરકારે ડહાપણ વાપરવું જોઈએ.

આના પહેલાં પણ એક વાર સરકારે પ્રો. ત્રિવેદી એમની જાહેર જીવન પ્રત્યેની સહાનુભૂતિ માટે સમજૂતી આપે એવો પ્રયત્ન કરેલો, પણ

એમના પ્રિન્સિપાલ મિ. બર્ન્સે સરકારને લખ્યું કે, આવા માણસને સજા કરવી એ તો ઉચ્ચ ચારિત્ર્ય માટે દંડવા જેવું થશે; હું નથી માનતો કે આવા સાથીને ખોઈને હું કૉલેજ ચલાવી શકું.

એક વાર ત્રિવેદીસાહેબને ત્યાં હું રહેતો હતો ત્યારે શ્રી પાંડુરંગ દેશપાંડેની તપાસ કરતાં પોલીસો ત્રિવેદીસાહેબને ત્યાં ઝડતી લઈ આવ્યા. પોલીસ અમલદારો ત્રિવેદીસાહેબ સાથે જ્યારે મારી આગળ આવીને ઊભા રહ્યા ત્યારે ત્રિવેદીસાહેબના મોઢા ઉપર ભારે ગ્લાનિ દેખાઈ. પોતાને ત્યાંથી પોતાના મહેમાનને પકડીને લઈ જાય તો એવી સ્થિતિમાં પોતાનું કર્તવ્ય શું એનો તેઓ વિચાર કરતા હશે. મેં એ અમલદારને કહ્યું કે, તમે જાણો છો કે રાજદ્વારી હિલચાલમાં ભાગ લેનાર હું ક્રાન્તિકારી માણસ છું. મારા જેવો માણસ ત્રિવેદીસાહેબને ત્યાં રહે ત્યારે પોતાનો ધર્મ ઓળખીને જ રહે. ત્રિવેદીસાહેબને ત્યાં છું ત્યાં સુધી મારે હાથે કશું રાજદ્વારી કામ થવાનુ નથી એટલુ તમારે સમજી લેવું જોઈએ. આવા તેજસ્વી અને ચારિત્ર્યવાન માણસની મહેમાનગીરીનો હું ગેરલાભ લઈ શકું છું એમ તમને લાગતુ હોય તો જ અહીંની ઝડતી લો.

અમલદારે કહ્યું, તમારી વાત અમે સમજીએ છીએ. પણ હુકમ પ્રમાણે ઝડતી લીધે જ છૂટકો. એટલે અમે આખા ઘરની ઝડતી નથી લેવાના. જે ઓરડીમાં તમે રહો છો તેની અને તેમાંય ફક્ત તમારી પેટીઓની ઝડતી લઈશું અને તમારા ગજવામાં જે કાગળિયાં હોય તેટલાં જ અમારે જોવાનાં. મેં તે જોવા આપ્યાં. સાથે સાથે મેં તેમને જણાવ્યું કે, અમુક પેટીમાંનો પત્રવહેવાર તમે ન જુઓ તો સારું; કેમ કે એમાં એક યુવાન અને યુવતીનો પત્રવહેવાર છે કે જે ગાંધીજીના કહેવાથી એમણે મને જોવા આપ્યો છે. એ અમલદારને ન્યાય આપવા ખાતર મારે ઉમેરવું જોઈએ કે, તેણે પેટીમાંથી એ પડીકું પોતાના હાથમાં લઈ વગર ખોલ્યે પાછું મૂકી દીધુ અને પોલીસો પાછા ગયા. ગાંધીયુગના લોકો પ્રત્યે આદર રાખતાં પોલીસો પણ શીખ્યા હતા.

અને આપણા લોકો ? ત્રિવેદીસાહેબ નિર્ભય છે. સરકારી નોકર હોવા છતાં છડેચોક જેલને બારણે જઈ બધા લોકોને ટૂથપાઉડર, સાબુ, ચશ્માં, ચોપડીઓ ઇ૦ જરૂરી વસ્તુઓ પૂરી પાડે છે એટલું જાણ્યા પછી એમના ઉપર બોજો નાખતાં સંકોચ તો નહીં જ કરે; પણ એ પણ ખિલાફતના જ એક કાર્યકર્તા હોય એવી રીતે વર્તે અને એમની સ્થિતિ કફોડી કરી મૂકે !

આપણાં કેટલાંક જૂનાં શાસ્ત્રોમાં લખ્યુ છે કે, ગુરુગૃહમાં રહેનાર શિષ્યે ગુરુની સેવાને મુખ્ય ગણવી. ગુરુસેવા કર્યા પછી જો વખત બચે તો તેમાં ભણવું. ત્રિવેદીસાહેબ જાણે આતિથ્યધર્મને એવું પ્રધાનપદ આપતા હતા. આવેલા મહેમાનોની બધી જાતની સેવા કરી રાત્રે તેઓ સૂઈ જાય ત્યાર પછી ત્રિવેદીસાહેબને પોતાની સૂવાની ઓરડીમાં કૉલેજનું કામ કરતા અથવા પરીક્ષાનાં પેપર તપાસતા મેં જોયા છે. સવારે ઊઠીને મહેમાનોની સેવામાં ફરી તત્પર. કર્ણને જેમ આપણે દાનશૂર કહીએ છીએ તેમ ત્રિવેદીસાહેબને આતિથ્યશૂર કહેવા જોઈએ.

ત્રિવેદીસાહેબમાં મેં ઉગ્ર પ્રાન્તાભિમાન ઠીક પ્રમાણમાં જોયું છે. ગુજરાતીઓએ અન્ય પ્રાન્તો પાસેથી શીખવા જેવું નમ્રતાથી શીખવું જોઈએ; બધાની સેવા કરીને ગુજરાતની સારી છાપ પાડવી જોઈએ; કોઈ પણ સદ્‌ગુણમાં આપણે ઊતરતા ન દેખાઈએ એ જાતનો એમનો ખાસ પ્રયત્ન રહેતો. એમની એ ખાસિયતને કારણે જ મહારાષ્ટ્રીઓ એમના પર ખુશ રહેતા. હું એમને ત્યાં મહિનાઓ સુધી રહ્યો છું અને મને મળવા આવનારા મહારાષ્ટ્રીઓની સંખ્યા ઓછી ન હતી. તે બધા પ્રત્યે ત્રિવેદીસાહેબની મીઠાશ એટલી બધી રહેતી કે જે આવે તે એમની મઘમઘતી સુવાસ લઈને જ જાય. એમના ઘરની સવારની પ્રાર્થનામાં રામદાસના મનોબોધના શ્લોકો મુખ્ય રહેતા. એ શ્લોકોની વીસપચીસ નકલો રાખી દરેક મહેમાન આગળ એક એક ચોપડી મૂકતા. રોજ અમુક શ્લોકો વંચાય એવી પરંપરા એમને ત્યાં હતી.

એમની એ પરંપરાને લીધે જ મેં મનોવાંચની એક ખાસ આવૃત્તિ તૈયાર કરી હતી.

ત્રિવેદીસાહેબના આતિથ્યના સ્મારક તરીકે એક અતિથિગૃહ પૂનામાં ચલાવવુ એ મિત્રોએ નક્કી કર્યું ત્યારે પૂ. મહાત્માજીએ ત્રિવેદીસાહેબના સ્વભાવને અનુરૂપ એવી એક સૂચના કરી કે, ગુજરાતી એટલે ફક્ત હિન્દુ જ નહીં, પણ એમાં પારસી, ખ્રિસ્તી, યહૂદી અને મુસલમાન ગુજરાતીઓનો પણ સમાવેશ થવો જોઈએ.

ત્રિવેદીસાહેબનુ આતિથ્ય કેવળ ખાવાપીવાની અને રહેવા કરવાની સગવડ પૂરતુ મર્યાદિત નહોતુ. દરેક માણસની મૂંઝવણ સમજી લઈ એ દૂર કરવા માટે પોતાનાથી બનતુ કરવાનો એમનો પ્રયત્ન હતો. વિદ્યાર્થીઓને નાણાંની મદદ કરવા ઉપરાંત ચોપડીઓની મદદ પણ કરતા, યોગ્ય સલાહ આપતા, અને પોતાની લાગવગ વાપરી તમામ વિદ્યાર્થીઓનુ જીવન અગવડમુક્ત કરી આપતા.

એમની મીઠાશનો અખંડ અનુભવ કરનારા બધા જ લોકોને એમની તેજસ્વિતાનો પરિચય નહીં મળ્યો હોય. પણ મેં જોયું છે કે, યોગ્ય સમયે ગમે તેવા મોટા માણસને પણ સંભળાવતાં તેઓ સંકોચ કરતા નહીં. એમ જ એવા પુણ્યપ્રકોપના કેટલાય દાખલાઓ મેં જોયા છે. ઉદારતાને કારણે બધાનુ ખમી લે ખરા. પણ એની પાછળ પોચાપણું જરાયે રહેતું નહીં.

અનેક વિદ્યાર્થીઓને નાણાની અને લાગવગની મદદ આપવા ઉપરાંત યોગ્ય વખતે એમને સલાહ આપવાનુ અને ચારિત્ર્યની દૃઢતા કેળવાય એવી શિખામણ આપવાનું કામ પણ ત્રિવેદીસાહેબ ઘણી કુનેહથી કરતા. આજકાલના કેટલાક જુવાન વિદ્યાર્થીઓ ગમે તેવા માણસ આગળ પોતાની લાગણીઓ અને પ્રેમકથાઓ વ્યક્ત કરી આવાં કન્ફેશન્સમાંથી સહાનુભૂતિ મેળવવાનો પ્રયત્ન કરે છે. એવા લોકો પ્રત્યે અને એમની પ્રેમકથા સાંભળીને પીગળી જનાર લોકો પ્રત્યે ત્રિવેદીસાહેબની જરાય સહાનુભૂતિ ન હતી. એઓ કહેતા કે, જે વસ્તુ સ્વાભાવિકપણે ખાનગી

રાખવી જોઈએ તે દરેક આગળ વ્યક્ત કરીને સહાનુભૂતિ ઉઘરાવવાનો સ્વભાવ મને જરાયે ગમતો નથી. જે ઉંમરે યુવાનોમાં પરાક્રમ અને સેવાનાં સ્વપ્નાં ખીલવાં જોઈએ તે જ વખતે પ્રેમના ગાળામાં ફસાઈ જવું એ વસ્તુ સારી નથી. અને કેટલાય લોકો આવી વાતો રસપૂર્વક સાંભળે છે અને સહાનુભૂતિ વરસાવે છે. એ રીતે તેઓ યુવાનોનુ ચારિત્ર્ય ઘડવામાં મદદ નથી કરતા. હું તો આવી વસ્તુને જરાય કોઠું ન આપુ.

અને છતાં ત્રિવેદીસાહેબ આવી બાબતમાં રૂઢિવાદી ન હતા. નવા આદર્શો તેઓ સમજી શકતા, અને એ વિષે અમુક હદ સુધી તેઓનુ મન અનુકૂળ પણ હતું.

ઘરમાં મહેમાનો હોય કે ન હોય, પણ અવારનવાર મિષ્ટાન્નો તૈયાર કરી અનેક મિત્રોને જમવા બોલાવવાનો અને વાર્તાલાપ દ્વારા મૈત્રીનુ વાતાવરણ પરિપૂર્ણ કરવાનો એમનો રિવાજ જોઈ મેં માન્યુ હતું કે, ત્રિવેદીસાહેબ જે ઢબે રહે છે એના કરતાં તેઓ અનેક ગણા ધની હોવા જોઈએ. કેમ કે એમનામાં કોઈ જાતનો સંકોચ દેખાતો જ નહીં. પાછળથી જ્યારે મેં જાણ્યુ કે. નાણાંની દૃષ્ટિએ એમની સ્થિતિ હું માનતો એવી નથી, ત્યારે એમના સેવાભાવી અને આતિથ્યશીલ સ્વભાવ વિષે મારો આદર ઘણો વધ્યો અને છતાં મને લાગવા માંડ્યું કે આમાં કંઈક અતિરેક થાય છે જેલમાંથી છૂટેલા એક ગોરા ગુનેગાર કેદીને દાંતનુ નવું ચોકઠું તૈયાર કરાવી આપવાનું ગાંધીજીએ જ્યારે એમના ઉપર સોંપ્યુ, ત્યારે મને એ બિલકુલ ગમ્યું નહીં. કેમ કે હુ જાણતો હતો કે, એ ભાઈસાહેબ રીતસર ભામટો હતો. પણ ગાંધીજીએ સોંપેલું કામ કરવામાં ત્રિવેદીસાહેબને ઉમળકો આવતો. એટલે એમને તો એ એક સેવાની મોટી તક છે એમ જ લાગેલુ.

આતિથ્યનો આટલો ઊંચો આદર્શ રાખનાર વ્યક્તિમાં કુટુંબભાવના એટલી જ ઊંચી હોવી એ સ્વાભાવિક હોવા છતાં, સમાજમાં જોવા મળતી નથી. ત્રિવેદીસાહેબનુ મન એટલું કોમળ હતુ અને કર્તવ્યબુદ્ધિ

એટલી તીવ્ર હતી કે, એમણે કુટુંબીઓ પ્રત્યે રાખેલી વૃત્તિ આત્મવૃત્તિ કરતા પણ કંઈક વધારે હતી એમ જ કહેવાય

મહારાષ્ટ્રના અનેક નેતાઓની અખંડ સેવાવૃત્તિ અને એમને અત્યંત ગરીબીમા રહેવુ પડે છે એ પરિસ્થિતિને જોઈને તેઓ એમના પ્રત્યે વિશેષ આદર બતાવતા અને કેટલાક મહારાષ્ટ્રીય લોકો જ્યારે એવા નેતાઓ પર પણ નિંદા-ટીકાનો પ્રહાર કરતા ત્યારે ત્રિવેદી સાહેબ ચિડાઈ જતા કે, કેમ આ લોકોમા કદર કરવાની શક્તિ જ રહી નથી ।

સમાજહિતનુ અખંડ ચિંતન કરનાર પોતાની શક્તિ કરતા વધારે સેવા કરીને તેમા તલ્લીન થનાર સ્વમાની આદર્શો ઊંચા રાખવા માટે અખંડ મહેનત કરનાર ત્રિવેદીસાહેબ જેવા સત્પુરુષોથી જ સમાજનુ ચારિત્ર્ય ટકે છે અને જીવે છે એવા લોકોના જીવનની વિગતોનુ સ્મરણ કરવુ એ તીર્થના જળમા સ્નાન કરવા જેવુ પાવન છે જૂના વખતમા જેમ ભક્તલીલામૃત જેવી ચોપડીઓ આબાલવૃદ્ધ વાચતા, તેવી જ રીતે આવા જીવનચરિત્રો નવી પેઢીને વાચવા આપવા જોઈએ કેમ કે એ આપણી સાંસ્કૃતિક મૂડી છે

નવી દિલ્હી, ૧૩-૧૨-'૫૨

काका कालेलकर

# અનુક્રમણિકા



## ખંડ ૧: ચરિત્ર



## ખંડ ૨: સંસ્મરણો

## ખંડ ૩: અંજલિઓ

## પરિશિષ્ટ



## ચિત્રસૂચિ



## શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૬ | ૧૨ | બગપુર | બેગરોગ |
| ૧૬ | છેલ્લી | આનંદરાય | અનંતરાય |

# સાધુચરિત ત્રિવેદીસાહેબ

परोपकाराय सतां विभूतयः ।

ગુજરાતનાં વિવિધ જીવનક્ષેત્રોમાં કામ કરતાં અનેક સ્ત્રીપુરુષો જેમને પૂનાના પ્રો. ત્રિવેદી કે ત્રિવેદીસાહેબના નામે ઓળખતાં, તેમની જીવનઝરમરનો વિચાર કરતાં ઉપર મથાળે ટાંકેલું સુભાષિત યાદ આવે છે. માનવપ્રેમ, પરોપકાર, આતિથ્ય અને સેવા તથા ખાનદાન ગૃહસ્થી અને કુટુંબભાવ તથા વત્સલતા એ બધા ગુણો એમને જાણે પ્રકૃતિસિદ્ધ હતા. "જમણો હાથ આપે તે ડાબો ન જાણે" એ ઋષિ-વાક્યમાં જે નમ્રતાભરી ધર્મ-કે કર્તવ્ય-પરાયણતા કહી છે, એ ત્રિવેદી-સાહેબને સુસાધ્ય હતી. ઈ. સ. ૧૯૨૪માં ગાંધીજીએ એક પત્રમાં આ પ્રમાણે એમને વિષે લખ્યુ હતું :

> "અહંભાવ છોડી પરોપકાર કરનારા મેં જગતમાં થોડા જોયા છે. તેમાંના તમે એક છો, એમ કંઈ વર્ષો થયાં જોઈ રહ્યો છું ને આનંદ પામી રહ્યો છું."*

---

*આખો કાગળ નીચે મુજબ છે (એના હસ્તલિખિતની પ્રતિલિપિ માટે જુઓ સામેનું પાનું. એમાંની અંગ્રેજી તારીખ ત્રિવેદી સાહેબના હાથની લખેલી છે.):

અંધેરી<br>
ચૈત્ર સુદ ૪

ભાઈશ્રી ૫ જયશંકર ત્રિવેદી,

તમને લખું લખું કરી રહ્યો હતો તેટલામાં તમારો કાગળ મળ્યો. હું પ્રથમ ન લખી શક્યો એની મને શરમ થાય છે. લખવું તો એટલું જ હતું કે, તમારો પ્રેમ વીસરી નથી શકતો. અહંભાવ છોડી પરોપકાર કરનારા મેં જગતમાં

## કુટુંબનો પૂર્વેતિહાસ

• ત્રિવેદી સાહેબનું પૂરું નામ જયશંકર પીતાંબરદાસ ત્રિવેદી. તે જાતે શ્રીમાળી બ્રાહ્મણ હતા. તેમનું વતન અમદાવાદ જિલ્લામાં ધોળકા ગામ.

ગુર્જરોની જૂની રાજધાની શ્રીમાળ અથવા ભિન્નમાળ તરફના મૂળે હોવાથી આ બ્રાહ્મણો શ્રીમાળી કહેવાય છે. આજે ગુજરાત બહાર પણ તેમની વસ્તી છે. જેમ કે, અજમેરના પ્રસિદ્ધ ઇતિહાસસંશોધક અને રાજસ્થાનની પરાક્રમગાથાઓના લેખક શ્રી ગૌરીશંકર ઓઝા આ જ શ્રીમાળી બ્રાહ્મણ કોમના હતા. ભિન્નમાળ પછીનુ શ્રીમાળીઓનુ મથક આજે ધોળકા છે, એમ કહેવાય.

ત્રિવેદી કુટુંબ પારાશર ગોત્રી છે ત્રિવેદીસાહેબના દાદા જેઠાભાઈ અંબાઈદાસ ધોળકાના વતની હતા ઘરની ખેતીની દેખરેખ રાખી તથા મકાનભાડા ઉઘરાવી તે પોતાનુ ગુજરાન ચલાવતા. તેમના બે પુત્ર જગન્નાથ અને લીમડાભાઈ, બંને ભાઈ લગ્ન થયા પછી ભરજુવાનીમાં ગુજરી ગયેલા એટલે ઘરમા બે બાળવિધવાઓ પુત્રશોકના દુઃખનું સતત સ્મરણ કરાવતી. તેમનાં પત્ની હરિબા પણ બે વિધવા વધૂઓ સાથે કાળા વસ્ત્ર પહેરતાં અને લાજ કાઢતાં. સંતાન વગરનું ઘર સ્મશાન જેવું સૂનું સૂનું લાગતુ દરરોજ હરિબા તાંબાકૂંડીમાં કપડાં લઈ ધોળકાના પ્રસિદ્ધ મલાવ તળાવ પર ધોવા જતાં. સાસુ કપડાં ધોઈ ઘેર લાવે એટલે વહુઓ તે સૂકવી દેતી. આવા સૂના અને દુઃખી જીવનથી હરિબા એટલાં કંટાળી ગયાં હતાં કે, તેમણે મલાવમાં પડતું મૂકવાનો પણ વિચાર કરેલો. પણ તળાવની પાળે રહેતા એક સાધુએ તેમને તેમાંથી વાળેલાં. સાધુએ પોતાની પાસેની સ્વયંભૂ ગણપતિની

---

થોડા જોયા છે. તેમાંના તમે એક છો એમ કઈ વર્ષો થયાં જોઈ રહ્યો છુ ને આનંદ પામી રહ્યો છું.

મોટર તમે લઈ શકયા તે ઠીક થયું.

મોહનદાસનાં
વંદે માતરમ્

મૂર્તિ તેમને આપી તેની ઉપાસના કરવા કહ્યું. આ મૂર્તિ હરિબાની ભક્તિનું અને જીવનનું એક મોટું આલંબન બની; તેઓ તેની પૂજા-અર્ચામાં તલ્લીન થવા લાગ્યાં.

અને સાચે જ હરિબાની આ ભક્તિ ફળી. જેઠાભાઈનો કરમાઈ ગયેલો વંશવેલો કેટલેય વર્ષે પાછો ફાલ્યો. તેમની ૬૦ વર્ષની વયે, સંવત ૧૮૯૬ના જેઠ સુદ ૧૨ને દિવસે, હરિબાને ખોળે પુત્રનો જન્મ થયો. એનું નામ પીતાંબર પાડવામાં આવ્યું. પહેલાંના પુત્રશોકથી જેઠાભાઈ એટલા દુઃખી અને હતાશ થઈ ગયેલા કે, નવા બાળકના જન્મ પ્રત્યે તેમણે જરાયે ઉમળકો બતાવ્યો નહીં; પોતાના પુત્રો ગયાના દુઃખમાં જ તેઓ ડૂબેલા રહેતા; અને આ નવી માયા વળી શું કામ જોઈએ, એવો વિચાર કરી બાળક પીતાંબરને રમાડતા કે બોલાવતા પણ નહીં. તેમનાં બહેન ગામમાં જ રહેતાં અને તે જ આ બાળકને પોતાની પાસે રાખી મોટે ભાગે સાચવતાં. પીતાંબર પછી જેઠાભાઈને ત્યાં બીજો એક પુત્ર (મૂળશંકર) અને બે પુત્રીઓ આવી. પણ પુત્રશોકનો મૂળ આઘાત ઓછો ન થયો. પુત્રોને જનોઈ દેવાનો જ્યારે વખત આવ્યો ત્યારે પણ જેઠાભાઈએ તે પ્રસંગ અંધારામાં જ પતવી લીધો અને કોઈ પણ જાતનો સમારંભ કર્યો નહીં. મહામહેનતે, સગાંવહાલાંના આગ્રહને વશ થઈ, જનોઈની વિધિ વખતે નાના દીકરાઓને ખોળામાં બેસાડી ગાયત્રી મંત્ર આપવા તૈયાર થયેલા

આવી રીતે પિતા ઉદાસીન રહેવા છતાં, બાળક પીતાંબર માતા અને ફોઈની દેખરેખ નીચે વહાલમાં ઊછર્યો. ગુજરાતી છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ કર્યા પછી, માતાના કહેવાથી, તેમ જ ઘરડાં માબાપની સેવા કરવાના ઉદ્દેશથી, ૧૮૫૬માં સોળ વરસની ઉંમરે પીતાંબરે ધોળકામાં મામલતદારની કચેરીમાં ૮ રૂપિયાના માસિક પગારે નોકરી લીધી. તેમનાં તથા તેમની બહેન ફૂલીબહેનનાં લગ્ન ધોળકામાં જ આ વખતે થઈ ગયાં હતાં. લગ્ન વખતે પીતાંબરની ઉંમર ૧૫ વર્ષની હતી. એ જ અરસામાં જેઠાભાઈનું અવસાન થયું.

કહેવાય છે કે, પીતાંબરનું લગ્ન તો થયું, પણ વહુ સાસરે આવવા રાજી નહોતી; તે ગામમાં જ પણ પિયેરમાં રહેતી. માતાને આથી તકલીફ વેઠવી પડતી. તે જોઈ પીતાંબર એક દિવસ મલાવે ખ્વાજા જ્યા હાથમાં લાકડી લઈને ઊપડ્યા. ગામની બહેનો પાણી ભરીને જતી હતી. બીજી બહેનો સાથે પાણી ભરીને આવતી પોતાની પત્નીના માથા પરનું માટીનું બેડું તેમણે લાકડી વતી નીચે પાડી ફોડી નાખ્યું અને ત્યાંથી વહુને ગોધા ઘેર ખેંચી લાવ્યા !

લગ્ન પછી માતા હરિબા સાત વરસ બાદ ગુજરી ગયાં.

પહેલી પત્ની પણ ગુજરી ગઈ અને પીતાંબરદાસનાં બીજી વારનાં લગ્ન ઉમિયાબહેન સાથે રાણપુર મુકામે થયાં. તેમનાથી તેમને એક પુત્ર (ભાનુશંકર) થયો તે વખતે પીતાંબરદાસની ઉંમર ૪૦ વર્ષની હતી બીજી વારનાં પત્ની પણ ગજરી જતાં પીતાંબરદાસે ત્રીજી વાર શિહોરના વતની મળજીભાઈ ત્રિવેદીના દીકરી કાશીબહેન સાથે લગ્ન કર્યું. તેમનાથી તેમને એક પુત્ર અને એક પુત્રી થયાં. આ કાશીબહેન તે ત્રિવેદીસાહેબનાં બા થાય. ત્રિવેદીસાહેબનો જન્મ તા. ૧૧-૧૧-૧૮૮૬ ને રોજ શિહોર મુકામે થયો હતો અને તેમનાં બહેન વિજ્યાલક્ષ્મીનો જન્મ દોઢ વરસ બાદ ઈ. સ. ૧૮૮૮ના મે માસમાં થયો.

પીતાંબરદાસ ધોળકા કચેરીમાં દફતરદાર તરીકે કામ કરતા હતા. ધોળકાના મામલતદાર શ્રી શાહબુદ્દીન કાજીની તેમના પર બહુ મીઠી નજર હતી. શ્રી કાજી ધોળકેથી કચ્છના દીવાન તરીકે ગયા, ત્યારે તેમણે પીતાંબરભાઈને પણ ત્યાં તેડાવ્યા. અને તેમની ભલામણથી પીતાંબરભાઈ મે ૧૮૬૭માં કચ્છના રાવની નોકરીમાં દાખલ થયા. લગભગ એક વરસ ત્યાં નોકરી કર્યા પછી, કચ્છના પોલિટિકલ એજન્ટની ઑફિસમાં શિરસ્તેદારની જગ્યા ખાલી થતાં તે લેવા માટે દરબારની નોકરીમાંથી તેઓ છૂટા થયા. દરબારની નોકરીમાં તેમણે નાણાં તથા ન્યાય એ બે ખાતામાં નોકરી કરી હતી અને પોતાનાં

પ્રામાણિકતા, હોશિયારી અને ચારિત્ર્યથી દરબારને પૂરો સંતોષ આપ્યો હતો *

શિરસ્તેદારની જગ્યા પર તેમની નિમણુક ૧૦૦) રૂપિયાના માસિક પગારે ૧૮૬૮ના જૂનમા થઈ હતી પાછળથી ૧૮૭૨મા કચ્છના ઑફિ ગ પોલિટિકલ એજન્ટની ભલામણથી તેમને શિરસ્તેદારને બદલે દફતરદાર પદ આપવામા આવ્યુ અને કચેરીમા તેમ જ દરબારના બધા સમારંભો વખતે તેમને ખુરશી પણ આપવાનો ખાસ હુકમ કાઢવામા આવ્યો

૧૮૭૪–૭૫મા રાજા શાહબુદ્દીન મલ્હારરાવ ગાયકવાડના અમલમા રેવેન્યુ ઍડમિનિસ્ટ્રેટર તરીકે વડોદરે ગયા ત્યારે તેમની સાથે પીતાંબર

---

* કચ્છના રાવે તેમને આપેલુ નીચેનુ સર્ટિફિકેટ જોવા જેવુ છે

**Khangi**

*Shree Sahi* (These words in His Highness' own writing are intended to be his signature)

Maharajadhiraj Mirza Maha Rao Shree Pragmulji Bahadur causes this to be written to Turwadee Pitamber Jetha, now in Bhuj, that you were in our service from *Chaitur Vad* 3rd, *Samvat* 1923 to *Assad Sood* 11th *Samvat* 1925, and that on your having got the place of Sheristedar in the office of the Political Agent here, you asked leave from the Durbar of your own will therefore, it is hereby certified that you have served the Durbar with Integrity and intelligence with which, as also with your behaviour, we are pleased Dated *Shravan Vad* 5th, Saturday, *Samvat* 1925 of Vikram

| Seal of H H the Rao of Kutch | Written by the direct order of H H the Rao of Kutch |
|---|---|

ભાઈ પણ આસિસ્ટન્ટ રેવેન્યુ કમિશનર તરીકે ત્યાં ગયા. મલ્હારરાવ ગાયકવાડના ગેરવહીવટ અંગે બ્રિટિશ સરકારે તેમને ચેતવણી આપેલી તેને પરિણામે આ નિમણૂકો થઈ હતી. મહર્ષિ દાદાભાઈ નવરોજી આ જ વખતે વડોદરાના દીવાન તરીકે આવ્યા હતા. પણ તેમને ત્યાંનો કારભાર અને વાતાવરણ ગમ્યાં નહીં અને થોડા જ સમયમાં તેઓ ત્યાંથી છૂટા થઈ ગયેલા. ૧૮૭૫માં મલ્હારરાવને પદભ્રષ્ટ કરવામાં આવ્યા પછી સયાજીરાવની સગીર અવસ્થામાં બ્રિટિશ સરકારે વડોદરાનું રાજતંત્ર પોતાને હસ્તક લીધુ અને રાજા સર ટી. માધવરાવના પ્રમુખપણા નીચે કાઉન્સિલ ઑફ રીજન્સી નીમી. રીજન્સીના રાજ્યવહીવટ દરમ્યાન રેવેન્યુ ખાતું વ્યવસ્થિત કરીને તેમાં અનેક સુધારા કરવાના કામમાં પીતાંબરદાસે કાજી શાહબુદ્દીનને સારી મદદ કરી હતી. આગળ જતાં સયાજીરાવે તેમની એકનિષ્ઠ ને પ્રામાણિકપણાની કદર કરી પીતાંબરદાસને સૂબાની જગ્યાએ નીમ્યા.

પીતાંબરદાસ ૧૮૯૧–૯૩માં અમરેલી પ્રાન્તના સૂબાના હોદ્દા પર હતા તે દરમ્યાન જયશંકરની પ્રાથમિક કેળવણી શરૂ થઈ. પછી પીતાંબરદાસની બદલી પાછી વડોદરા એકાઉન્ટન્ટ જનરલના હોદ્દા પર થતાં, જયશંકરને વડોદરે જવાનું થયુ ને ત્યાં તે નિશાળમાં જોડાયો. ૧૮૯૪ના ફેબ્રુઆરી માસમાં પીતાંબરદાસે પોતાના બંને પુત્રો ભાનુશંકર તથા જયશંકરને જનોઈ દીધી. એ સમારંભમાં વડોદરાના અમલદારો અને આગળપડતા શહેરીઓ ઉપરાંત શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડે પણ હાજરી આપેલી. ૧૮૯૫માં જયશંકર સુરસાગર ઉપરની મોટી બ્રાન્ચ સ્કૂલમાં (જ્યાં અત્યારે કૉમર્સ કૉલેજ બેસે છે) અંગ્રેજી પહેલા ધોરણમાં દાખલ થયો. ૧૮૯૬માં પીતાંબરદાસ નોકરીમાંથી નિવૃત્ત થયા અને તેમને બ્રિટિશ સરકાર તરફથી પેન્શન આપવામાં આવ્યુ. તે પછી બીજે જ વર્ષે, એટલે ૧૮૯૭ના જૂનની ૧૨મીએ વડોદરામાં ૫૭ વર્ષની વયે તેમનું અવસાન થયું. તે વખતે જયશંકર અંગ્રેજી ત્રીજા ધોરણમાં ભણતો હતો અને તેની ઉંમર ૧૧

વરસની અને બહેન વિજયાલક્ષ્મીની ૯ વરસની હતી. તેમનાં માતા તો તે પાંચ વરસના હતા ત્યારે જ, એટલે કે ૧૮૯૨ની શરૂઆતમાં ગુજરી ગયેલાં. તેમના ગુજરી ગયા પછી પીતાંબરદાસ ફરી પરણ્યા હતા. એમનાં ચોથા વખતનાં પત્ની દિવાળીબાથી તેમને એક દીકરી (ડાહીબહેન) ૧૮૯૪માં અને એક દીકરો તેમના અવસાન પછી પાંચેક મહિને થયો. દીકરો દસેક મહિનાનો થઈને ગુજરી ગયો. આ દિવાળીબા હજી હયાત છે અને પોતાનાં પુત્રી અને તેના પરિવાર સાથે અમદાવાદમાં રહે છે જયશંકરભાઈએ એમની સાથે પોતાની સગી માતા જેવો ભાવ અને સંબંધ રાખ્યાં હતાં. લગભગ ૩૦ વરસ ભાનુશંકર તથા જયશંકરભાઈ સાથે એકત્ર રહ્યા પછી તેમણે પોતાની દીકરી સાથે અલગ રહેવાની ઇચ્છા દર્શાવી અને પોતાને માટે મિલકતના ભાગની માગણી કરી. હિન્દુ કાયદા પ્રમાણે સ્ત્રી કેવળ ભરણપોષણની હકદાર ગણાય. પરંતુ જયશંકરભાઈએ એ વિચાર ન કર્યો. કોઈ પણ પ્રકારની આનાકાની કર્યા વિના તેમણે માતાની ઇચ્છાને માન આપ્યું અને બંને ભાઈઓએ માતાને એક ભાઈના જેટલો જ ભાગ મિલકતમાંથી કાઢી આપ્યો, અને જાણે કશું નવીન બન્યું જ નથી એમ, કોઈને આ જણાવા પણ દીધું નહીં અને તેમની સાથેનો સંબંધ પહેલાંના જેવો જ ચાલુ રાખ્યો. ખૂબી તો એ હતી કે, આમાં એમને સહજ સ્વાભાવિકતા લાગતી. માનવપ્રેમ, કુટુંબવત્સલતા અને સૌ પ્રત્યેનું હેત એમના ખાનદાન સ્વભાવને સહજ હતાં. બાપદાદાઓના વારસા માટે કેવા કેવા ઝઘડા થાય છે અને સગાં પણ પરિણામે વેરી બને છે એ રોજના જીવનમાં જોવા મળે છે. ઉપરના ગુણોને લીધે જયશંકરભાઈ સહેજે આ અને એવા અનેક જાતના કુટુંબક્લેશથી જીવનભર બચી શક્યા હતા.

## બાળપણ

બાળક જયશંકર નાનપણથી જ હોશિયાર, ઉદાર દિલનો, મિલનસાર અને કંઈક માની કે હઠીલો હતો એમ દેખાય છે. ઘરમાં

કોઈનુ માને નહી, કોઈને બદે નહી, તેથી તેનુ નામ જ "નાબદુ" પડેલુ દિવાળીમા તથા ચાલીસેન તેના નાનપણના કેટલાક પ્રસગો વર્ણવે છે તે જોવા જેવા છે

પોતાની ગેરહાજરીમા પોતાને કોઈ સભાર છે કે નહી તે જોવા માટે એક વખત જયશકર ઘરમા ગાધેના કતાનના પડદામા સતાઈ ગયો સ્વાભાવિક રીતે થોડી વારમા ઘરમા શોધાશોધ ચાલી ઘરમા પત્તો ન લાગતા ગામમા શોધ શરૂ થઈ આખા ગામમા "બદુ", "બદુ" કરીને બૂમો પાડી શોધ ચાલી જયશકર તો બોલે જ શાનો? છેવટે જ્યારે માતાને રડતા જોયા, ત્યારે બહાર આવીને કહે કે હુ આ ગલ્લો અહી ઊઘી ગયો હતો"

ભાઈબહેનોની બાળદૂસાનુસીમા જયશકરે રસોઇયાને પોતાની થાળી પહેલી મૂકવાનુ કહી રાખેલુ એક વાર રસોઇયાએ મોટાભાઈની થાળી પ્રથમ મૂકી તેથી ગુસ્સે થઈ જયશકરે તેને દેવતાથી દઝાડયો હતો

એક વખત જયશકરે રેચ લીધો હતો પછી ખાવા માટે ખૂબ તોફાન શરૂ કર્યું તેને ઓરડામા પૂરી ખાટલા સાથે બાધી દેવામા આવ્યો જયશકરે એ ખાટલો ધીરે ધીરે ખસેડયો અને ખૂણામા પડેલી લાકડી લઈને તે વતી શીકા પરનો ખાવાનો કરડિયો નીચે પાડયો અને ખવાય તેટલુ ખાઈ લીધુ

એક વખત જમતી વખતે ખીચડી ભાજી અને દૂધ ભેગા કરીને જયશકર ખાવા લાગ્યો એમ કરવા માટે પિતાજીએ તેને માર માર્યો એટલે મોટી કનાત હતી તેના બે પડ વચ્ચે જયશકર સતાઈ ગયો ઘરમા ખૂબ ખોળાખોળ થઈ ગામમા પણ તપાસ થઈ છેવટે ખૂબ ધમરાણ થતા તેણે "હવે જો કોઈ દિવસ મને મારશો નહી એમ કહો તો હુ બહાર નીકળુ," એમ કહીને ખાતરી મેળવ્યા પછી જ બહાર નીકળ્યો

બારણે ભિખારી આવે ત્યારે તેને અનાજ, કપડું વગેરે વસ્તુઓ ઘરના માણસો ના પાડે તોય આપી આવતો. નાનપણથી જ આવો માનવપ્રેમ અને દયા તેનામાં હતાં.

ભાઈબહેનો સાથે ખૂબ રમતગમત કરતાં. મોટાભાઈ ભાનુશંકરનું શરીર કંઈક જાડું અને જયશંકર સરખામણીમાં તેનાથી પાતળો, એટલે દોડવામાં જયશંકર હંમેશ જીતતો. પણ મોટાભાઈને ઓછું ન આવે માટે પાછો આવી તેને ભેટી પડતો. પોતાના મોટાભાઈ પ્રત્યેનો આ ભાવ ત્રિવેદીસાહેબે જિંદગીભર બતાવ્યો હતો. માતા માટેના પ્રેમની જેમ જ મોટાભાઈ પ્રત્યે પણ તેમણે આદર્શ ભ્રાતૃપ્રેમ રાખ્યો હતો.

નાનપણમાં જયશંકરને માથે મોટા વાળ રાખેલા, તેથી ખાસો અંબોડો બાંધી શકાતો. વાળ ઓળાવીને કોનો અંબોડો મોટો છે એમ કહી બહેનને તે ખીજવતો. બહેનનાં ફોક, ચાક વગેરે પહેરવાનો એને ભાવ થતો. બહેન ભરત ગૂંથણ કે બીજું જે કંઈ કરે તે બધું પોતે કરવા માગતો. બહેન પ્રત્યે જયશંકરને અપાર સ્નેહ હતો.

રૂઢિચુસ્ત હિંદુ કુટુંબમાં બધા તહેવારો ભાવપૂર્વક અને ચીવટથી પળાતા. તે દરેક તહેવાર પાછળનું રહસ્ય જાણવાની જયશંકરને ભારે ઇચ્છા રહેતી અને એ તહેવાર બરાબર રીતે પાળવાનું તેને મન થતું. શ્રાવણ માસનો પહેલો રવિવાર તે પસલીનો કહેવાય. જયશંકર આ દિવસ બરાબર યાદ રાખતો. તે દિવસે બહેન દોરો બાંધે અને બીજે રવિવારે ભાઈ બહેનને, "બહેન, તું માગીશ તે આપીશ" એમ કહી તેને મનાવીને દોરો છોડાવે.

વિદ્યાભ્યાસ પૂરો કર્યા પછી નોકરી લીધી ત્યારે પોતાના પહેલા પગારમાંથી બહેનને ચાંદીનો કરડો તથા દાંતિયો અને હીરાની ચૂની વગેરે ભેટ આપેલી. બહેનનું સ્મરણ ત્રિવેદીસાહેબે છેવટ સુધી કાયમનું સંઘરી રાખેલું. ઘરમાં બેસવા ઊઠવાને ઠેકાણે જ બહેનનું પ્લાસ્ટર ઑફ પૅરિસનું એક સુંદર બસ્ટ રાખ્યું હતું, જે કોઈનું પણ ધ્યાન ખેંચ્યા વિના રહેતું નહીં. વિન્ધ્યાબહેનની પુત્રીઓ વસંતબહેન તથા

ચંદાબહેન જ્યારે જ્યારે મામાને ત્યાં આવતી ત્યારે ત્યારે મામા (જયશંકરભાઈ) ખૂબ જ ગછ થતા અને ઘરના વાતાવરણમાં કોઈ ઓર જ પ્રસન્નતા દેખાતી.

બાળપણથી અંગ્રેજી શાળાનાં શરૂઆતનાં ત્રણ ચાર ધોરણ સુધી જયશંકર ઓછેજ તોતડુ બોલતો પણ આગળ જતાં આ ખોડ તદ્દન દૂર થઈ એટલુ જ નહીં પણ કૉલેજમાં અધ્યાપક થયા પછી એક સુંદર વ્યાખ્યાતા તરીકે તેમણે નામના મેળવી હતી સભાઓ અને સમારંભોમા પણ તેઓ છૂટથી પ્રવચનો કરતા સંકલ્પબળ સિવાય આ ખોડ સહેજે દૂર થતી નથી ક્યારેક ગુસ્સાના આવેશમાં બોલતા ત્યારે જ તેનો અવશેષ નજરે પડતો ખરો

મિજાજ પણ સારી પેઠે હતા એમ દેખાય છે એક વખત તેમને ભણાવવા માટે રાખેલ માસ્તર આવેલા બધા ચા પીતા હતા. માસ્તરે પિતાજીને પૃચ્છ્યુ, " તમે બધા જેને 'નાબદુ' 'નાબદુ' કહીને બોલાવો છો તે આ જ છોકરો કે ?" જયશંકરનો મિજાજ ગયો અને તેણે હાથમાનો ચાનો પ્યાલો માસ્તરની છાતીમાં માર્યો !

## વિદ્યાભ્યાસ

જયશંકરભાઈના પિતા પીતાંબરભાઈ વડોદરામા રહ્જરી જતાં તેમના કાકા મૂળશંકરભાઈ, જે તે વખતે અમરેલીમા નાયબ સૂબા (ડેપ્યુટી કલેક્ટર) હતા, તે પોતાના ભાઈના પરિવારને વડોદરાથી અમરેલી લઈ ગયા અને પોતાની પાસે તેને રાખ્યો. એટલે જયશંકર અમરેલી હાઈસ્કૂલમાં દાખલ થયો અને અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધીનો અભ્યાસ ત્યાં પૂરો કર્યો આ દરમ્યાન ગણિત અને વિજ્ઞાનમાં તેની ખાસ હોશિયારી પ્રકાશમા આવી. ડ્રૉઇંગ પણ તેનો પ્રિય વિષય હતો અને તેણે ૧૯૦૬મા ડ્રૉઇંગની ફર્સ્ટ ગ્રેડની પરીક્ષા પણ પસાર કરી હતી. થોડા જ સમયમા એ સારો ચિત્રકાર કે કળાકાર થશે એવી અપેક્ષા અને આશા તેના અમરેલીના ડ્રૉઇંગ શિક્ષક શ્રી મરાઠેએ તેને આપેલા સર્ટિફિકેટમાં વ્યક્ત કરી હતી

અમરેલીમાં અંગ્રેજી ૭ ધોરણ પૂરાં થયા પછી કાકા મૂળશંકરની નવસારી બદલી થઈ, એટલે કેટલોક સમય જયશંકર ત્યાંની મદ્રેસા (હાઈસ્કૂલ)માં ભણ્યો. મદ્રેસામાં તેના ગુરુ શ્રી બેમનજી હોરમસજી દેસાઈ કરીને હતા. એમના કુટુંબ સાથેનો ત્રિવેદી કુટુંબનો સંબંધ હજુ જારી છે. પછી કાકાએ કુટુંબનાં બધાં બાળકોના અભ્યાસ માટે અમદાવાદમાં ખાસ વ્યવસ્થા કરી, એટલે મેટ્રિકના અભ્યાસ માટે જયશંકર અમદાવાદ ગયો, અને ત્યાંની સરકારી હાઈસ્કૂલમાં દાખલ થયો. હાઈસ્કૂલના વર્ગો તે વખતે ભદ્ર નજીક હિમાભાઈ ઇન્સ્ટિટ્યૂટની બાજુમાં જ લેવાતા. ૧૯૦૧માં જયશંકરે સ્કૂલ ફાઇનલ પરીક્ષા પસાર કરી. તે બદલ ધોળકા શ્રીમાળી વિદ્યોત્તેજક મંડળ તરફથી તેને ઇનામ આપવામાં આવેલું અને ૧૯૦૨ના નવેંબરમાં તેણે મેટ્રિકની પરીક્ષા પસાર કરી. ફોઇગાની મેકંડ ગ્રેડની પરીક્ષા પણ આ જ વખતે પસાર કરી

અમદાવાદમાં તે વખતે સરકારી હાઈસ્કૂલના હેડમાસ્તર એક પારસી શ્રી એદલજી દોરાબજી તલાટી કરીને હતા. તે પરદેશ જઈ આવ્યા હતા અને વિદ્યાર્થીઓમાં ઘણો ઊંડો રસ લેતા પરદેશમાં વિદ્યાર્થી-જીવન કેવું હોય છે તે વિદ્યાર્થીઓને બહુ જ આસ્થાપૂર્વક સમજાવતા. વિદ્યાર્થીઓને પણ તેમને વિષે ખૂબ આદર હતો. પ્રિલિમિનરી પરીક્ષામાં જયશંકરને ગણિતમાં ૨૦૦માંથી ૧૯૫ માર્ક મળેલા તે બદલ હેડમાસ્તરે વર્ગમાં તેની ખાસ પ્રશંસા કરી અને જયશંકરના નામની અંગ્રેજી આદ્યાક્ષરી (જે. પી) પરથી તેને હેડમાસ્તરે "જસ્ટીસ ઑફ ધ પીસ" કહી તેની પ્રત્યે પોતાનો પ્રેમ અને કૌતુકની લાગણી વ્યક્ત

ત્યાંની સ્કૉલરશિપ પણ મળેલી. મોટા ભાઈ ભાનુશંકરે પણ એ જ વરસે મૅટ્રિકની પરીક્ષા પસાર કરેલી.

આ પહેલાં, એટલે કે ૧૮૯૯માં જયશંકરનું વેવિશાળ વડોદરા રાજ્યમાં નાયબ સૂબાના હોદ્દા પર કામ કરતા શ્રી ભગવાનજી નાગજીભાઈ ત્રિવેદીનાં પુત્રી હીરાગૌરી સાથે અમરેલી મુકામે થયું. શ્રી ભગવાનજીભાઈ શ્રીમાળી જ્ઞાતિમાં પહેલા જ એલ. સી. ઈ. ડિગ્રી ધરાવનાર હતા. અને તેમની પછી એ જ્ઞાતિના બીજા એલ. સી. ઈ. તે ત્રિવેદીસાહેબ. શ્રી નાગજીભાઈ ઘણા ધાર્મિક વૃત્તિવાળા હતા. અને એ વૃત્તિનો વારસો એમની પુત્રીમાં સારી રીતે ઊતરેલો જોવા મળે છે : કુટુંબમા આસ્તનાં આવેલા બધાં ધાર્મિક ઉપવાસાદિ વ્રતો અને પર્વો તેઓ ચીવટપૂર્વક પાળે છે તેની સાથે જ તેમનામાં વૈચારિક ઉદારતા અને સહિષ્ણુતા પણ મોટા પ્રમાણમાં છે

બે વરસ પછી જયશંકરનુ લગ્ન ૧૯૦૧માં ખૂબ ઠાઠમાઠથી થયું.

૧૯૦૩ના જાનેવારી માસમાં જયશંકર ગુજરાત કૉલેજમાં દાખલ થયો ત્યાંથી પ્રિવિયસની પરીક્ષા ફ્રેંચ સાથે ૧૯૦૪ માં તેણે પસાર કરી અને પછી પૂનાની સાયન્સ કૉલેજમાં ઇજનેરીના અભ્યાસ માટે જોડાયો. આજે તો ઇજનેરી કૉલેજો અનેક નીકળી છે. એકલા મુંબઈ રાજ્યમાં હવે પાંચ છ કૉલેજો થઈ છે. પણ તે વખતે આખા હિંદુસ્તાનમાં રુડકી અને પૂનાનાં નામ જ સંભળાતાં. એટલે પૂનામાં હિંદુસ્તાનના બધા પ્રાન્તોમાંથી, તેમ જ બ્રહ્મદેશ અને સિલોનમાંથી પણ અનેક વિદ્યાર્થીઓ આવતા. આથી અનેક પ્રાન્તના અનેકવિધ વિચારોનું વાતાવરણ ત્યાં હોય એ ઉઘાડું છે. એટલે સુધારાના વિચારોનુ વાતાવરણ પણ ત્યાં સારી પેઠે હોય એ કલ્પી શકાય. જયશંકર ચુસ્ત બ્રાહ્મણ કુટુંબનો. મહાદેવ ઉપર એને ખૂબ આસ્થા હતી. આ વાતાવરણમાં પણ તે પોતાની શ્રદ્ધાને વફાદાર રહી વર્તતો. ઇજનેરી કૉલેજ પાસે જંગલી મહારાજનું શિવાલય છે. જયશંકર ત્યાં નિયમિત જતો. સંધ્યાપૂજા કરતો; તે ગાયત્રી જપતો અને પૂજાપાઠ પણ કરતો. આ કાળે

તે લાંબી ચોટલી પણ રાખતો. પોતાના કુટુંબના રીતરિવાજ મુજબ તે ક્લબમાં જમતી વખતે મુગટો કે રેશમી અબોટિયુ પહેરી, પગે આખડી પહેરી, જમવા જતો. ત્રિવેદીસાહેબના ત્યારના સહાધ્યાયીઓ કહે છે કે, ત્યારે જયશંકર એક ઋષિ જેવા ભવ્ય લાગતા હતા. કેટલાક આની મશ્કરી પણ કરતા હશે, એ સ્પષ્ટ છે. એવા "સુધરેલા" સહાધ્યાયીઓના ટીખળની તેઓ પરવા કરતા નહીં; —જોકે કૉલેજની ક્લબમાં અબોટિયુ પહેરીને જમવા બેસવાનો રિવાજ પૂનાની કૉલેજોમાં તેમ જ ગુજરાતમાં નાગર ક્લબોમાં કંઈ નહીં તો ૧૯૨૦ સુધી તો ચાલુ હતો જ. જયશંકરના આ વર્તનમાં પરંપરીણ ગતાનુગતિકતા કે દંભ નહીં, પણ એક જાતની આસ્થા હતી. પ્રતિકૂળ વાતાવરણમાં પણ તે પોતાની આસ્થાને વળગીને ચાલતા. આની અસર લાંબે ગાળે સારી જ પડે. આ ઉપરાંત એમનો સ્વભાવ, માનવપ્રેમ, સાથેના લોકોને મદદરૂપ બનવાની અંતઃસ્ફૂર્તિ — આ ગુણો તેમનામાં આ કાળથી સાફ જોવામાં આવે છે. પોતાના કૉલેજના સહાધ્યાયીઓને દરેક રીતે મદદ કરવા તે તત્પર રહેતા અને તેમાં તે આગેવાનીભર્યો ભાગ લેતા. આમ કૉલેજમાંથી જ જયશંકરભાઈ પોતાના સહાધ્યાયીઓના આગેવાન બની તેમને સલાહ અને દોરવણી આપતા તથા તેમને મદદ કરતા હતા. ગુજરાતમાંથી પૂનાની કૉલેજમાં દાખલ થવા વિદ્યાર્થીઓ આવે તો તેમને છાત્રાલયમાં ઓરડી મેળવી આપવી, ક્લબમાં જમવાની વ્યવસ્થા કરી આપવી, અને બીજી બધી રીતે તેમને સહાયભૂત થવું, એ તે કાળથી એમનું સહજ કાર્ય હતુ. ઇજનેરીનાં પુસ્તકો મોંઘાં હોય છે; બધા વિદ્યાર્થીઓ તે વસાવી ન શકે આ મુશ્કેલી દૂર કરવા જયશંકરે ઇજનેરી કૉલેજમાં ગુજરાતી ક્લબ તરફથી તે પુસ્તકોની લાયબ્રેરી સ્થાપી. તેમણે સ્થાપેલી આ લાયબ્રેરી ત્યાર પછી લાંબા વખત સુધી ચાલુ રહી હતી.

જયશંકરને વિલાયત જઈ અભ્યાસ કરવાની ઇચ્છા હતી શક્તિશાળી વિદ્યાર્થીઓ હજી પણ આવી ઇચ્છા રાખે છે. ઇજનેરી કૉલેજમાં

પહેલું વર્ષ પસાર કર્યા પછી, આગળ અભ્યાસ કરવા માટે પોતાને વિલાયત મોકલવા કાકા મૂળશંકરભાઈને જયશંકરે વિનંતી કરી. કાકા પાશ્ચાત્ય કેળવણીની અગત્ય અને મહત્ત્વ સમજતા હતા. પરંતુ પોતાના મોટાભાઈના પરિવારની સલામતીની જવાબદારી વધારે ગંભીર લાગવાથી તેમણે જયશંકરભાઈને વિલાયત મોકલવાનું સાહસ ખેડ્યું નહીં. આથી જયશંકરભાઈ બહુ જ અપ્રસન્ન થયા અને ઘણા લાંબા વખત સુધી આ વસવસો તેમના મનમાંથી ગયો નહોતો. યુરોપ જવાની તેમની ઇચ્છા છેવટ સુધી અપૂર્ણ જ રહી.

આટલા સરકારી અને બહુશ્રુત હોવા છતાં હિન્દુસ્તાનમાં પણ તેમણે બહુ જ ઓછી મુસાફરી કરેલી નવાઈની વાત એ છે કે, તેમણે દિલ્હી આગ્રા પણ જોયેલા નહીં આણંદ કૃષિગોવિદ્યાભવનમાં જોડાયા પછી સંસ્થાના કામ માટે બેંગલુર ગયા ત્યારે પૂનાની દક્ષિણે મિરજથી આગળ (અને મિરજ તે પોતાના પુત્ર મનુભાઈના થાપાના હાડકાના ક્ષયની સારવાર કરાવવા માટે જ ગયેલા) પહેલી વાર તેઓ ગયેલા. નિવૃત્ત થતા પહેલા ચોલી રજા લઈ આખા હિન્દુસ્તાનનો તેમ જ યુરોપનો પ્રવાસ કરવાની તેમની યોજના હતી પણ કાળે તેમને તે પહેલાં ઝડપી લીધા અને મનની મુરાદ મનમાં જ રહી ગઈ. અસ્તુ.

૧૯૦૬ના ડિસેમ્બરમાં તેમણે સિવિલ એન્જિનિયરિંગની બીજી પરીક્ષા પાસ કરી એ દિવસોમાં એન્જિનિયરિંગની છેલ્લી પરીક્ષામાં પ્રથમ આવનાર વિદ્યાર્થીને સરકાર તરત આસિસ્ટન્ટ ઇજનેરની જગ્યા આપતી અને તેના પછી આવતા ત્રણ જણની ઓવરસિયર તરીકે નિમણૂક કરતી. આવી ચાર જગ્યાઓને ગેરંટીડ જગાઓ કહેતા. જયશંકરે પહેલી જગ્યા ખ્યાલમાં રાખી તે મેળવવાનો પ્રયત્ન આદર્યો. પોતે પહેલા આવે તે સારુ એક વરસ પરીક્ષા આપવાનું મોડું કર્યું અને એ દરમ્યાન ડબલ ગ્રેજ્યુએટ થઈ જવાનો મનસૂબો કરીને તે સારુ સાયન્સનો અભ્યાસ શરૂ કર્યો અને ૧૯૦૭માં ઇંટર સાયન્સની

એવડી જેમ રહ્યા. નાના ભાઈ છતાં જયશંકરે પોતાની જવાબદારી સાનમાં સમજી લીધી અને તરત કામમાં દાખલ થયા.

જયશંકરભાઈના કાકા મૂળશંકર તેમ જ સસરા ભગવાનજીભાઈ બન્ને વડોદરા રાજ્યમાં સારા હોદ્દા પર હતા, તેથી ગૅરંટીડ જગ્યાની રાહ જોયા વિના તેમણે વડોદરા રાજ્યમાં જ તાત્કાલિક નોકરી લઈ લીધી. આપણે જોયુ કે તેમના પિતાશ્રીનુ અવસાન વડોદરા શહેરમાં થયેલું. તેથી માતાએ વડોદરે આવવાની નાખુશી બતાવી અને તે નાખુશ રહે તે કેમ ચાલે ? એટલે એ જગ્યા છોડવી જોઈએ. વળી વડોદરા રાજ્ય કરતાં બ્રિટિશ રાજ્યના વહીવટનુ ક્ષેત્ર વધુ વિશાળ રહ્યુ. ત્યાં કામ કરનારને બહોળો અનુભવ મળે એ પણ નાનોસૂનો લાભ ન ગણાય. તેમ જ સારે નંબરે પાસ થવાથી મુંબઈ સરકારની ગૅરેંટીડ જગા પણ મળતી હતી. આમ બધો વિચાર કરી જયશંકરે વડોદરાની નોકરી ૭ મહિનામાં જ છોડી દીધી અને તેઓ મુંબઈ રાજ્યની નોકરીમાં જોડાયા. નાસિક જિલ્લામા બ્રાહ્મણગામે નહેરખાતામા મે ૧૯૦૯માં તેમની નિમણૂક થઈ અને તે વર્ષના નવેમ્બરમાં તે એ કામ પર ચડયા.

જયશંકરભાઈ બ્રાહ્મણગામમાં નોકરી પર જોડાયા તે જ અરસામાં તેમનાં પત્ની શ્રી હીરાગૌરીએ ભંડારિયા (ભાવનગર તાબે) મુકામે એક બાળકીને જન્મ આપ્યો. તેનુ નામ શારદા પાડવામાં આવ્યુ. થોડા જ વખતમાં જયશંકરભાઈની બદલી નીરાની નહેર પર થઈ, એટલે પત્ની હીરાગૌરી, પુત્રી શારદા તથા માતાને લઈને બ્રાહ્મણગામથી નીરાની નહેરના કામ પર તેઓ ગયા. એ ઠેકાણે તેઓ બે વરસ રહ્યા.

અહીં બનેલો એક પ્રસંગ નોંધવા જેવો છે. જયશંકરભાઈ પોતાના કુટુંબ સાથે જ્યાં રહેતા હતા ત્યાં વાવાઝોડું આવવાથી મકાનનાં પતરાં ઊડી ગયાં. એટલે તેઓ દોડીને પોતાની માતા ઊભાં હતાં તેમની પડખે જઈને ઊભા રહ્યા, જેથી તેમના પર પતરાં કે પતરાં પર મૂકેલા પથ્થર પડે નહીં. "ભાઈ, તારા કરતાં હું મોંઘી છું ?"

એમ માતાએ કહ્યું. ફરજ આગળ જયશંકરને એવો સ્વાર્થી વિચાર કદી આવતો નહીં. તે તો માતાને પડખે સહજ જ જઈ પહોંચેલા.

૧૯૧૧ના નવેંબર માસમાં શ્રી હીરાગૌરીએ એક પુત્રને જન્મ આપ્યો. એટલે જયશંકરનાં વહાલસોયાં બહેન વિજયાલક્ષ્મી ભત્રીજાનુ નામ પાડવા તથા તેને રમાડવા ભંડારિયા ગયાં અને તેનું નામ "માનશંકર" પાડ્યું. અને "ભત્રીજો ભાઈના કુળને દીપાવે એવો થજો" એવા હેતભર્યા આશીર્વાદ આપ્યા. માનશંકરનું ટૂંકું નામ "મનુ" કહેવાયું.

થોડા વખત પછી જયશંકરભાઈની એફલુએન્ટ ઇરિગેશન (effluent irrigation) અંગેની ખાસ લાયકાત જોઈ તેમની બદલી નીરા નહેર પરથી મૂઠા નહેર પર પૂના અને હડપસર ઇરિગેશન ઇજનેરની ઑફિસમાં સબ ડિવિઝનલ ઑફિસરના હોદ્દા પર કરવામાં આવી. આ ઠેકાણે તેમનો ખેતીવાડી કૉલેજના વિદ્યાર્થીઓ સાથે સંબંધ આવ્યો. આ જ વખતે પૂના સુએજ ઇરિગેશનનું કામ શરૂ થયુ હતુ. તેના ઉપરીએ જયશંકરભાઈને હડપસરના આ બાંધકામ માટે પસંદ કર્યા અને તેમણે તે બહુ સારી રીતે પાર પાડ્યું.

જાહેર બાંધકામ ખાતામાં કામ કરતા ઇજનેરો વગેરેને કેટલી સત્તા અને તેનો દુરુપયોગ કરવાની સવડો હોય છે, તે જાણીતુ છે. લાંચરુશવત વગેરે આ ખાતામાં સારી પેઠે ચાલે છે. જયશંકર જેવા સદાચાર- અને ધર્મ-પ્રેમી હૃદયને માટે આ એક ભારે મનોમંથનની વાત બને એ સ્પષ્ટ છે. ખાતામાં પ્રવર્તતી આ બદી જોઈને જયશંકરને મનમાં ભારે અરુચિ પેદા થઈ. તે લાંચરુશવત તો શાના જ લે ? બલ્કે, કામ કરવાની ચીવટ, ખંત તથા આવડત, પ્રામાણિકતા, મિલનસાર અને સેવાભાવી સ્વભાવ, તથા ઉમદા ચારિત્ર્યથી તેમણે પોતાના હાથ નીચેના માણસો તેમ જ ઉપરી અમલદારો પર સારી છાપ પાડી હતી.

જયશંકરભાઈ જ્યારે મુંબઈ નહેર પર સબ ડિવિઝનલ ઑફિસર હતા ત્યારે જે અંગ્રેજ અમલદાર નીચે તેઓ કામ કરતા હતા તેના પત્નીએ નહેર પરના આંબાની થોડી સારી કેરી મોકલી આપવા જયશંકરભાઈને ચિઠ્ઠી લખી સૂચવ્યુ તેના જવાબમા તેમણે નીચેની મતલબનો જવાબ આપ્યો હતો આંબાઓનો કૉન્ટ્રાક્ટ અપાઈ ગયો છે આપને કઈ જાતની અને કેટલી કિમતની કેરી જોઈએ તે જણાવશો તો પૂનાની મંડઈ (શાક અને ફળની માર્કેટ)માંથી ખરીદી તે મોકલી આપીશ પહેલા એક્ઝિક્યુટિવ એન્જિનિયરને ઘેર નહેર પરના આંબાની કેરી મફત જતી હશે પણ જયશંકરભાઈ એ પ્રણાલિકા અનુસરવા માગતા ન હતા, એમ આ ઉપરથી સ્પષ્ટ જણાય છે

ખાતામા તેમનો પગાર અને દરજ્જો પણ સારો હતો આમ બીજી બધી રીતે અનુકૂળતા છતા, તેમણે ખાતાની પેલી દુર્દશામાથી નીકળવા વિચાર કર્યો વળી આ રીતે કામ કરતા રહેવામા વધુ જાણવા માટે તેમ જ પોતાનો વિકાસ કરવા માટે ઝાઝો અવકાશ મળશે નહી એમ પણ એમને લાગ્યુ એટલે એમાથી એમનુ મન ઊઠ્યુ થયુ આ અરસામાં પૂનાની ખેતીવાડી કૉલેજમા ઇજનેરી, ગણિત અને ભૌતિકશાસ્ત્રના પ્રોફેસરની જગ્યા ખાલી પડેલી જાણીને, એ જગ્યા કાયમની નથી એમ એમને જણાવવામા આવેલુ છતા, તેમણે તે જગ્યા માટે અરજી કરી, અને ત્યા પોતાની નિમણૂક કરાવી લીધી

નાનાંમોટાં સેવા તથા સહકારનાં કામો કરવાં, અને એમ પોતાના વ્યક્તિત્વને વિશાળ વ્યાપકતામાં ખીલવવું, એ એમનો વ્યાસંગ હતો. અને એમાં એમને જીવનનો રસ જણાતો. પૂનાની કૉલેજમાં અધ્યાપકની જગ્યા પર જતાં એમની આ પ્રતિભાને પૂરું વિકાસક્ષેત્ર મળ્યુ. અને તે ક્ષેત્રમાં તેમણે આનંદથી ઝંપલાવ્યું અને સંતોષ તથા સમાધાનથી પૂરાં વીસ વરસ તેમાં ગાળ્યાં

## પૂનાનો નિવાસ

આપણે જોયુ કે, જયશંકરભાઈએ ૧૯૧૯–૨૦માં ખેતીવાડી કૉલેજમાં પ્રોફેસર તરીકે કામ કરવાની શરૂઆત કરી પણ પૂનામાં રહેવાનું તો તે પહેલાંથી (લગભગ ૧૯૧૨થી) શરૂ કર્યું હતું. મૂઠા નહેર પર તેમની એસ. ડી ઓ. તરીકે નિમણૂક થયેલી. વચ્ચે અમુક વખત તેમને હડપસર ત્યાંના ખાસ કામને અંગે રહેવું પડેલુ એ વખતે શરૂઆતમાં તેઓ ઘોડો રાખતા અને પાછળથી સાઈડ કારવાળી મોટર સાઇકલ તેમણે રાખેલી. પૂનામા પ્રથમ તેઓ શુક્રવાર પેઠમાં રહેતા પછી સદાશિવ પેઠમાં કાનિટકરના ગોવિંદકુંજમાં અને છેલ્લાં દસબાર વરસ ટિળક રોડ પર આવેલા ગણેશગૃહમાં રહેતા હતા આ છેલ્લી જગ્યા જ તેમના નિવાસસ્થાન તરીકે વધુ જાણીતી થઈ હતી

પૂનાનો આ નિવાસકાળ તે જયશંકરભાઈના જીવનનો ખાસ નોંધપાત્ર અને ખૂબ પ્રવૃત્તિમય કાળ છે આ દરમિયાન એમની પ્રતિભા પૂર્ણ કળાએ પ્રગટે છે એમા એમનો આતિથ્યભાવ અને કાર્યકુશળતાભરી સેવા ખાસ તરી આવે છે. ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરનારને આપણી આર્ષ શિખામણ છે કે, मातृदेवो भव, पितृदेवो भव, आचार्यदेवो भव । તે મુજબ માતૃભક્તિ, પિતૃભક્તિ, ભ્રાતૃ–ભગિની–ભક્તિ, મિત્ર–ભક્તિ, આચાર્યભક્તિના દાખલા મળે એમ છે. કોઈમાં એક હોય તો કોઈમાં બીજો આદર્શ એ છે કે, એ બધા ગુણો એક હીરાના પાસા પેઠે ભેગા હોવા જોઈએ. આ ગુણો ઉપરાંત अतिथिदेवो भव પણ આપણો પ્રાચીન આદેશ છે, એ જ હીરાનુ એ

અનોખુ પાસુ હોવુ જોઈએ પરતુ અતિથિદેવો મવ એ આદેશ અનુસાર અતિથિભક્ત બનવુ એ, કાઈ નહી તો આ કલિકાલમા તો વિરલ થતુ જાય છે આ સસ્કાર અથવા વૃત્તિ આપણા ગૃહસ્થાશ્રમના પરમ આદર્શના પરિપાક રૂપે બનાવી શકાય માતાપિતા, ભાઈબહેન સગાવ્હાલા ભાડુઓ, વગેરે પ્રત્યે ફરજનો ખ્યાલ રાખી અમુક સ્વાર્થબુદ્ધિથી ગૃહસ્થાશ્રમીએ ચાલવુ ઘટે છે હિન્દુ સયુક્ત કુટુબની પ્રથા પાછળ જે સારા ભાવ રહેલા છે તેમાનો એક આ છે એમા એક પ્રકારના યૌન સબધની ગાઢ હોઈ, અમુક રીતે તેનુ પાલન સરળ હોઈ શકે પરતુ એની ખરી કસોટી જ્યારે ગૃહસ્થ આતિથ્યપ્રેમ બતાવે ત્યારે થાય છે જીવનની આશ્રમવ્યવસ્થામા અતિથિપૂજનનો ધર્મ ગૃહસ્થાશ્રમ પર મુખ્ય છે અને તેનુ કારણ ઉઘાડુ છે એ આશ્રમને તે ધર્મનો ભાર ખીલવવાની જરૂર પણ છે, કેમ કે તે વડે ગૃહસ્થ પોતાના કુટુબના જ વાડામા ન રહેતા વ્યાપક માનવધર્મ તરફ વળી શકે છે, પોતાના નાના કુટુબને આધારે અને તે પાયા પર વસુધૈવ કુટુબકમ્ ના માનવ આદર્શ તરફ પોતાના હૃદયને વિકસાવી શકે છે જે ગૃહસ્થ આ કરે તેણે પોતાના કુટુબ પ્રત્યે તો પૂરી ફરજ અદા કરી જ હશે, તેમાથી જ આગળ જઈને તે માનવમાત્ર પ્રત્યે પોતાનો ધર્મ સમજશે અને બજાવશે

પ્રો ત્રિવેદી અથવા ત્રિવેદીસાહેબનો પૂનાનો ઘરસસાર જેમણે જોયો હશે તેમના ઉદાર આતિથ્યનો સ્વાદ ચાખ્યો હશે, તે તરત કહેશે કે, પ્રો ત્રિવેદી આ પ્રકારના આદર્શ ગૃહી હતા તે કુટુબભક્ત અને મિત્રભક્ત જ નહી પરમ અતિથિભક્ત પણ હતા

અને આ ધર્મના પાલનમા એમના પત્ની શ્રી હીરાબહેન પૂરેપૂરા સહધર્મચારિણી હતા શ્રી હીરાબહેનનું ઘર એટલે સામાન્ય રીતે જે એમના કુટુબીઓ ગણાય ને સાથે રહે તે જ નહી, પરતુ રોજ આવતા અનેક અતિથિ ભાઈબહેનો તથા ઘરના કામ કરનારો નોકરવર્ગ પણ ત્રિવેદીદપતી આખો દિવસ પોતાના આ આખા કુટુબની

સવારથી સાંજ સુધી નાનીમોટી બધી ઊઠવેઠમાં ખડે પગે રહેતાં. અને ખૂબી તો એ હતી કે, આ કરવામાં તેમને કોઈ ભાર કે પાડ ન લાગતો; તેમના દિલમાં કે ચહેરા પર એવી કોઈ રેખા સરખીય તમે જોઈ ન શકો; બલ્કે દિવસભરમાં પોતે કરવાનાં આ બધાં કામ કર્યાં છે, એની કૃતકૃત્યતા અને પ્રસન્નતા જોવા મળતી. અને આ પ્રકારનુ આતિથ્યસત્ર અમુક એકલદોકલ દિવસ કે સપ્તાહ કે વરસનુ નહીં, પરંતુ જીવનભર અને અખંડ એકધારું ચાલતુ રહ્યું છે. ત્રિવેદીસાહેબના જીવનની આ સુવાસ એમના ફૂલ જેવા મૃદુ અને માતા જેવા પ્રેમાળ હૃદયની પ્રસાદી હતી આ હૃદયનો પરિચય એમના જીવનમાં જ્યાં જુઓ ત્યાં મળતો.

એક બે પ્રસંગ એમના કુટુંબજીવન અંગે જાણવા મળ્યા તે અહીં નોંધવા જેવા છે

આપણે જોયુ કે, એમનાં સંતાનમાં મોટી દીકરી, નામે શારદા હતી તે નાનપણમાં જ છએક વરસની થઈને ગુજરી ગઈ. તે એક વાર માંદી પડી હતી ત્યારનો એક પ્રસંગ જાણવા મળે છે.

એક વખત ધોળકા મુકામે શારદાને તાવ આવેલો. દવાની શીશીમાં એકને બદલે બીજી દવા નંખાઈ ગયેલી. અને એ દવા તેમણે શારદાને પાઈ. તેને મોઢે ફીણ આવવા માંડ્યું એથી દવામાં થયેલી ભૂલની ખબર પડી. આથી શારદાને ઊલટી કરાવવા માંડી. પણ જયશંકરભાઈનુ મન તો આ ભૂલથી વલોવાઈ રહ્યુ હતુ. તે કહેવા લાગ્યા કે, જો છોકરી આમાં મરી જાય તો બાકી રહેલી શીશીમાંની દવા હુ પીશ અને મરીશ ઘરનાં માણસો મહામહેનતે તેમને એ નિશ્ચયમાંથી વારી શક્યાં. સદ્ભાગ્યે શારદા તે માંદગીમાંથી બચી ગઈ.

બીજો એક પ્રસગ એવો જ કાવ્યમય છે. માનવહૃદયમાં ભાઈબહેનનું હેત એક અનેરી ચીજ છે. એની પાછળ માનવજાતના વિકાસનો કેટલોય લાંબો ઇતિહાસ છુપાયો હશે એ નૃવંશશાસ્ત્રીઓ કહી શકે. ત્રિવેદીસાહેબના જીવનમાં બહેનનું હેત એક નોખું જ પ્રકરણ છે.

એમનાં એકનાં એક સગાં બ્હેન વિજ્યાલક્ષ્મી પણ આ જ ગાળામાં (૧૯૧૩માં) પચીસ વરસની ઉંમરે બે દીકરીઓ અને નવા જન્મેલા પુત્રને મૂકી અવસાન પામ્યાં. બ્હેનના મૃત્યુનો જ્યશંકરભાઈને એટલો જબરો આઘાત લાગ્યો કે, તે દિવસથી તેમણે રંગીન પાઘડી પહેરવાનું છોડી દીધું, મૂછો મૂંડાવી તે પાછી રાખી નહીં, — જોકે આજે મૂછો ન રાખવી એ ફેશન છે, — બ્હેન માટે હાર્મોનિયમ ખરીદેલું તે પણ કદી વાપર્યું નહીં; એવી રીતે અનેક પ્રિય વસ્તુઓનો ત્યાગ કર્યો નાની ઉંમરમાં અને પ્રતિકૂળ સંજોગોમાં એ બ્હેન પોતાની જ્ઞાતિમાં સરસ્વતી સમાં બની ગયાં હતાં. તેમનો ટૂંકો પરિચય જ્યશંકરભાઈને વિષે પણ પ્રકાશ પાડે તેવો હોવાથી અહીં આપ્યો છે.[1]

### વિજ્યાલક્ષ્મીબ્હેન

વિજ્યાલક્ષ્મીબ્હેન જ્યશંકરભાઈથી લગભગ બે વરસે નાનાં. સાવ નાનપણમાં માતાનું અને આઠ નવ વરસનાં હતાં ત્યારે પિતાનું મૃત્યુ થયેલું. ભાઈઓની સાથે ગુજરાતી ચારપાંચ ધોરણ સુધીની પ્રાથમિક કેળવણી પામ્યા હતાં તે પછી ભાઈઓ અંગ્રેજી નિશાળે જતા થયા એટલે તેમનો અભ્યાસ બંધ પડ્યો. ઘેર શિક્ષક રાખીને અંગ્રેજી ભણવાનો પ્રયત્ન ઝાઝો સફળ થયો નહીં. વાચનનો અને વાર્તા સાંભળવાનો જબરો શોખ, એટલે મોટા ભાગની ગુજરાતી નવલકથાઓ – જેમાં અંગ્રેજીમાંથી પારસીઓએ કરેલા અનુવાદો મુખ્ય હતા – મોડી રાત સુધી ઉજાગરો કરી તેમણે વાંચી કાઢેલી. અંગ્રેજી ઉપરાંત સંસ્કૃતમાંથી ગુજરાતીમાં થયેલા મોટા ભાગના અનુવાદો પણ તેમણે વાંચી કાઢેલા. દસ અગિયાર વરસની નાની વયે જ આ અકાલ-પરિપક્વ કલિકાસમી બાલિકાને ગૃહકામની તાલીમ આપવામાં આવેલી. ૧૯૦૧માં ભાવનગર રાજ્યના મુખ્ય વકીલ શ્રી વિઠ્ઠલદાસ ગિરજાશંકરના જ્યેષ્ઠ પુત્ર હર્ષદરાય સાથે તેમનાં લગ્ન થયાં; એટલે ૧૪ વર્ષની વયે

[1] અત્રે આપેલી હકીકત શ્રી રામમોહનરાય જશવંતરાય દેસાઈના લેખ પરથી મુખ્યત્વે આપી છે.

સાસરે જઈને તેમને ગૃહસંસારનો બધો ભાર માથે લેવો પડેલો. પતિની ને તેમની ઉંમર વચ્ચે કેવળ દોઢ વરસનું અંતર હતું. લગ્ન વખતે પતિ અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં ભણતા હતા.

પ્રેમ એ વિજયાબહેનનું જીવનસૂત્ર હતું,— પતિ પ્રત્યે, કુટુંબ પ્રત્યે તેમ જ પ્રભુ પ્રત્યે. તેમની સહૃદયતા પરાકાષ્ઠાએ પહોંચેલી હતી. પોતાની એક પ્રિય બહેનપણીના મૃત્યુનું જ્યારે જ્યારે સ્મરણ થતું ત્યારે ત્યારે તેમના દુ:ખનો આવેગ અનાવર થતો, અને તેમની આંખમાં આંસુ આવતાં એમ કહેવાય છે. મોટી ભાભીના મરણના સમાચાર સાંભળી તેમને તાવ ચઢી આવેલો. એટલી બધી તીવ્ર લાગણી અને પ્રેમાળ વૃત્તિ તેમનામાં હતી.

પતિ મૅટ્રિક થઈને આગળ અભ્યાસ માટે બહારગામ ગયા એટલે વિજયાલક્ષ્મીને વાચન અને અભ્યાસ માટે વધુ સવડ મળવા લાગી. નાના દિયરની સહાયથી અને પોતાની ખંતથી તેમણે અંગ્રેજીનો અભ્યાસ શરૂ કર્યો. ગીતા જેવા સંસ્કૃત ધાર્મિક ગ્રંથોનો પણ તેમણે અભ્યાસ કર્યો. ગુજરાતી સાહિત્યનું વાચન તો ચાલુ જ હતું. આને પરિણામે તેમને ત્યાં એક નાનકડી લાયબ્રેરી ઊભી થયેલી. તેમની વિદ્યાભિરુચિ અને તે પ્રાપ્ત કરવા અંગેનો પુરુષાર્થ સાચે જ અનુકરણીય હતાં.

લેખનની શરૂઆત વિજયાલક્ષ્મીએ સોળ સત્તર વર્ષની વયે કરેલી. કપોળ જ્ઞાતિનાં એક બહેન હરિસુખગૌરીની દોરવણી મેળવી તેમને પોતાના ગુરુપદે સ્થાપ્યાં. પહેલે વરસે લખેલાં કાવ્યોનો કોઈ કારણસર તેમણે નાશ કર્યો. ૧૯૦૯થી માસિકોમાં ગદ્યપદ્ય લખાણ પ્રસિદ્ધ કરવાની શરૂઆત કરી, પ્રથમ 'સુંદરી સુબોધ'માં, પછી પોતાનાં માર્ગદર્શક હરિસુખગૌરીના આગ્રહથી 'કપોળમિત્ર'માં, અને પાછળથી 'વસંત', 'બુદ્ધિપ્રકાશ' તથા 'સાહિત્ય' વગેરે શિષ્ટ અને લબ્ધ-પ્રતિષ્ઠ સામયિકોમાં.

સાહિત્યના શોખ ઉપરાંત ભરતગૂંથણનો પણ વિજ્યાલક્ષ્મીને શોખ હતો, અને તેની હરીફાઈમાં બે ચાંદ અને લાયકાતનું પ્રમાણપત્ર (સર્ટિફિકેટ ઑફ મેરિટ) મેળવવા સુધી પ્રાવીણ્ય તેમણે સંપાદન કર્યું હતું. એક કે બીજી પ્રવૃત્તિમાં તેઓ રોકાયેલાં જ હોય. ભાવનગર સ્ત્રીસમાજમાં પ્રથમ પંક્તિના વક્તા તરીકે તેમણે ખ્યાતિ મેળવી હતી.

સાદી રહેણી અને ઉચ્ચ વિચારગ્રહણી એ પોતાના ભાઈના જેવો જ તેમનો પણ આદર્શ હતો. નિખાલસપણું અને કૃત્રિમતાનો સંપૂર્ણ અભાવ એ તેમની વિશેષતા હતાં*. પ્રેમાળતા, હોંશ અને

* આના એક સુંદર દાખલા તરીકે તેમણે 'સુંદરી સુબોધ'ના તંત્રીને તા. ૨૬–૮–'૧૩ (પોતાના મૃત્યુના માત્ર ૧૫ દિવસ પહેલાં) ને રોજ લખેલો કાગળ અહીં વધારેપડતી જગ્યા રોકે તેવો છે છતાં તે વખતના આપણા સામાજિક કૌટુંબિક જીવનની ઝાંખી કરાવતો હોવાથી અહીં આપવાનું ઉચિત ગણ્યું છે

ધોળકા,

તા. ૨૬–૮–૧૯૧૩

પરમ પૂજ્ય સુરબ્બી બન્ધુ રામમોહનરાય,

વિ. આપનો પત્ર સ્નેહ, દયા, ને મમતાથી પરિપૂર્ણ મળ્યો, જે વાંચીને અત્યાનંદ થયો. એ જ રીતે કદી કદી આ રંક આત્મા ઉપર અનુગ્રહ કરીને તમારા ઉપયોગી સમયમાંથી સમય લઈને પત્ર લખવા કૃપા કરશો. મારું જ્ઞાન એક ખાબોચિયા જેવું છે. એક લેખક થવાને માટે જોઈતો જ્ઞાનનો ભંડાર મારી પાસે નથી.

મારે તમને વગર સંકોચે જણાવવું જોઈએ કે, મારી માતાએ મને એક વર્ષની ને પિતાએ આઠ વર્ષની મૂકી હતી. મને સામાન્ય લખતાં વાંચતાં જ શીખવવામાં આવ્યું છે. મને કેળવણી કે સદ્‌શિક્ષા મળ્યાં નહીં.

બાળલગ્નને લઈને ને શ્વશુર તેમ જ પિતાના ઉભય પક્ષની સંયુક્ત કુટુંબની સંસ્થામાં મારાં મન, તન એવાં તો તવાણાં ને ઘડાણાં કે, મને નિવૃત્તિ કે આનંદ તો ક્વચિત જ મળે છે. કુદરતને લઈને મને વાંચવા પ્રતિ ઘણી રુચિ હતી ને છાની રીતે રાત્રિનો સમય લઈને ઉજાગરા કરીને વાંચીને આનંદ મેળવતી. મારી એકાન્ત રાત્રિઓ એથી સહેલાઈથી પસાર થતી ને અને તેથી સંતોષ ને આનંદ થતો.

ઉદ્યમ, એ ગુણો ભાઈ અને બહેન બન્નેમાં સરખા હતા. સંગ્રહણીનું દરદ અને પછી આવેલી સુવાવડને પરિણામે તા. ૯–૯–૧૯૧૩ ને રોજ અમદાવાદ મુકામે તેમનું અવસાન થયું હતુ.

---

મારા સ્વામી સ્વતંત્ર નથી, હજી વિદ્યાર્થી છે. તેમ જ તેમને સાહિત્ય વિષય તરફ અતિ લક્ષ નથી. તેમના પોતાના અભ્યાસમાં તે એટલા રોકાયેલા રહે છે કે હજી મને તેઓ મદદરૂપે થયા નથી ને થશે પણ નહી. વળી તેમને મળતી નિવૃત્તિમાં હુ આનંદ આપવાને બદલે અભ્યાસ કરવા બેસું તો કટાળે છે. સમય અને સાધનની ન્યૂનતાને લઈને મારે મારી ઉન્નતિના સર્વ વિચારો તજવા પડે છે. હમણાં મારી શારીરિક સ્થિતિ નબળી છે. હુ સંગ્રહણીથી પીડાઉં છુ. ઉપચારો ચાલે છે. પણ જીવનદોરી પરમાત્માને હસ્ત છે.

આપે સૂચવેલાં કાવ્યોમાંથી કોઈ વાંચ્યાં છે, બીજા વાંચીશ. વાચન વિશાળ હોય તો જ લખી શકાય છે. વળી મારી ૨ક બુદ્ધિ સારગ્રાહી પણ થોડી છે. વિચારશક્તિની ન્યૂનતાએ સર્ગમાં ફીકાશ એ સ્વાભાવિક છે.

તમારી સૂચના ને સલાહ મને ઘણી કીમતી છે. પ્રભુની દયા હશે તો વળી પ્રત્યક્ષ પણ મળાશે. બન્ધુ! શારીરિક ને માનસિક તાપો મનુષ્યના આત્માને વધારે પવિત્ર, વધારે શુદ્ધ ને વધારે ઉચ્ચ કરીને પ્રભુની વધારે નિકટ નથી લઈ જતા? ને જાય છે તો પ્રભુ ભલે જીવન-પુષ્પને અરણ્યના પુષ્પ જેવું કરે કે જેની પ્રશંસા કે કિંમત કોઈ ન કરે ને જતાં કોઈ ન ઝૂરે. હુ બાળક છુ, અજ્ઞાન છું. વધુ ઓછુ લખાણ માટે ક્ષમા માગુ છું. તમે જે મારા પ્રતિ સ્નેહ, દયા ને મમતા બતાવો છો તે માટે ખરેખર હું તમારી ઋણી છુ. પત્ર લખવામાં વિલંબ થયો તે માટે ક્ષમા કરશો.

વિજયાબહેનનો પોતાના ભાઈઓ પર તો અથાગ પ્રેમ હતો જ, પણ ભોજાઈઓ પણ તેમના પર ખુશ રહેતી. "મોટેરી ભોજાઈ મારે માને ઠેકાણે એમ વદે છે વેદ પુરાણ" એ શબ્દોનું તેઓ સદાય રટણ કરતાં. જીવન પૈસાથી સુખી થતું નથી, પણ સુખ ગરીબાઈમાં અને સંતોષમાં રહેલું છે. આપણે પોતાની ફરજ અદા કરીને સદા સંતોષ વૃત્તિથી રહેવું જોઈએ, એમ તેઓ પોતાની નાની બહેન (સાવત્રી)ને શિખામણ આપતાં તેમનાં કાવ્યોમાં પણ આ જ સૂર ઠેકઠેકાણે દેખા દે છે.

તેમનાં કાવ્યો વિષે બે સમાલોચકોના અભિપ્રાય અહીં ટાંકીએ તો અસ્થાને નહીં ગણાય "એમનું સુકુમાર સ્ત્રીહૃદય થોડાં સુંદર ભાવમય પદ્યોમાં પ્રતિબિંબિત થયું હતું" અને "સ્ત્રીજીવન અને કુટુંબજીવનને ઉદ્દેશીને લખાયેલી તેમની કવિતાઓ વાચકોમાં બહુ પ્રિય થઈ પડી હતી. તે બધી છપાવીને બહાર પાડનાર કોઈ નીકળે એ ઇચ્છવા યોગ્ય છે."

તેમના કાવ્યનો એક નમૂનો :

**પ્રેમયાચના**

નિર્ધન દુઃખીનું ધન્ય છે નિર્માલ્ય રૂડું ઝૂંપડું,
જ્યાં સ્નેહનું સામ્રાજ્ય છે ત્યાં સુખ સારું સ્વર્ગનું;
જ્યાં સ્નેહ છે ત્યાં સુખ છે, જ્યાં સ્નેહ છે ત્યાં સ્વર્ગ છે,
વિણ સ્નેહ વ્હાલા સ્વર્ગને મન માહરે નર્ક છે.

'સાહિત્ય', ઓક્ટોબર, ૧૯૧૩

વિજયાબહેનનો વિદ્યાપ્રેમ, તેમનું કોમળ હૃદય, હેતાળ સ્વભાવ, વગેરે ગુણો ભાઈ બહેનમાં સરખા જ હતા. જયશંકરભાઈએ નાની બહેનની માફક કાવ્યરચના કે લેખનપ્રવૃત્તિ કરી જણાતી નથી. પણ તેમનામાં વિદ્યાપ્રેમ, કળાભિરુચિ, સાહિત્યની રસાભિજ્ઞતા સભર ભર્યાં હતાં. પૂનાના નિવાસ દરમિયાન એમની પ્રતિભાનું આ અંગ પણ સારી રીતે બહાર આવીને વિકસેલું જોવા મળે છે.

## વિદ્યા અને કલાપ્રેમ

વિદ્યાર્થી અવસ્થામાં ત્રિવેદી સાહેબની ગણિત અને વિજ્ઞાનમાં ખૂબ સારી પ્રગતિ હતી એ આપણે આગળ જોયું. પણ એમની વિદ્યાભિરુચિ અને સાહિત્ય વિશેનો શોખ પણ ઉચ્ચ કોટિનાં હતાં. વિદ્યાનુરાગી અને સંસ્કારી જીવનના આકર્ષણને લીધે તેમણે ઇજનેરી ખાતામાંથી ખેતીવાડી કૉલેજમાં પોતાની બદલી કરાવેલી અને ત્યાં થોડા જ સમયમાં વિદ્યાર્થીઓમાં તેમણે એક કુશળ અધ્યાપક અને જુવાનોના માર્ગદર્શક તરીકે નામના મેળવી. કોઈ પણ વિષય હાથમાં લે એટલે એ વિષયની સાથે સંકળાયેલા બીજા બધા વિષયોની બાબતમાં તેઓ મહેનતપૂર્વક જ્ઞાન અને માહિતી પ્રાપ્ત કરતા અને એ વિષય બીજા બધા જ્ઞાનરાશિથી કે જીવનના વ્યવહારથી કોઈ અલગ ચીજ છે એમ ન લાગવા દેતાં તેનું યોગ્ય સ્થાન ક્યાં છે તે વિદ્યાર્થીઓને કાળજીપૂર્વક સમજાવતા. વિજ્ઞાનનો અમુક વિષય સમજાવવા માટે રોજિંદા વ્યવહારની વિધવિધ વસ્તુઓ અને ક્રિયાઓમાં તે ક્યાં કામ કરે છે તે વિદ્યાર્થીઓને એવી રીતે બતાવતા કે, પ્રયોગશાળામાં ધ્યાન આપનાર વિદ્યાર્થી તે ભાગ્યે જ ભૂલી જાય; આખો પ્રયોગ તેના માનસપટ પર ચિત્રની જેમ અંકિત થઈ જતો. તેમના વર્ગ માટે વિદ્યાર્થીઓ રાહ જોઈને બેઠા જ હોય. વર્ગમાં શિસ્ત બહુ જ સારી રીતે જળવાતી; અને વર્ગ પૂરો થાય એટલે

વિભાગના ખેતીવાડીનાં ઓજારો વગેરેનો સંગ્રહ જોઈ ને પ્રો. ત્રિવેદીએ આ દિશામાં કરેલા કામની તેમણે બહુ જ કદર કરી હતી, એમ 'ટાઇમ્સ ઑફ ઇંડિયા'નો તા. ૨૫-૭-'૨૪નો ખબરપત્રી જણાવે છે.

વિલ્સનના અનુગામીએ પણ જ્યારે ૧૯૨૯માં ખેતીવાડી કૉલેજની મુલાકાત લીધી ત્યારે તેમને ઑરિંગ મશીનો, ટ્રેઇંગ અને કોસો ઇત્યાદિનું કામ એંજિનિયરિંગ વિભાગમાં બનાવવામાં આવ્યું. એ વસ્તુઓનો પ્રત્યક્ષ ઉપયોગ કરીને તે દ્વારા આ વિભાગનું શિક્ષણ નક્કર અને જીવંત બને છે સરવેના વિદ્યાર્થીઓનાં જર્નલો (નોંધપોથીઓ) પણ ગવર્નરે બહુ જ કાળજીપૂર્વક જોયેલાં, એમ ૬-૭-'૨૯ના છાપાનો ખબરપત્રી જણાવે છે

તે પછી મહાત્મા ગાંધી સાથે તથા બીજા સત્યાગ્રહી કેદીઓ સાથે સંબંધ રાખવા તથા તેમને જોઈતી કોઈ વસ્તુઓ વગેરે મોકલીને મદદ કરવાના 'ગુના'ના કારણસર મુંબઈ પ્રાન્તના ખેતીવાડી ખાતાના વડાએ ૧૯૩૧ની આખરે તેમને કમી કરવા બાબત નોટિસ આપેલી ત્યારે કૉલેજના પ્રિન્સિપાલ બર્ન્સે એ વડાને લખેલા ખાનગી અંગત કાગળમાં તેમનું એક અધ્યાપક તરીકે જે કદરભર્યું વર્ણન કર્યું હતું તે જોવા જેવું છે :

"પ્રો. ત્રિવેદી જ્યારે પી. ડબલ્યુ. ખાતામાંથી બદલી થઈ ને કૉલેજમાં આવ્યા ત્યારે ત્યાં તેમની એક ઇજનેર તરીકે તેમ જ એક ઉમદા વ્યક્તિ તરીકે બહુ જ પ્રતિષ્ઠા હતી. અને એ પ્રતિષ્ઠા એમણે અહીં પણ કાયમ રાખી છે. મારા ખાનગી રિપોર્ટોમાં મેં ઘણી વાર ભારપૂર્વક જણાવ્યું છે તેમ, કૉલેજમાં વિદ્યાર્થીઓ પર તેમ જ ઇતરત્ર એમની અસર ઘણી સારી છે. તેઓ ઊંચા ચારિત્ર્યવાળા અને અણીશુદ્ધ પ્રામાણિકતાવાળા છે, એટલું જ નહીં પણ વિદ્યાર્થીઓમાં ખેલદિલીની ભાવના અને સંસ્થા માટે આત્મીયતા અને અભિમાન પેદા કરવામાં એમણે ઘણું કર્યું છે. અને આમ કરવામાં એમણે ગાંઠના પૈસા પણ ખર્ચ્યા છે. ઇંટર કૉલેજિયેટ સ્પોર્ટ્સની શરૂઆત અને જલદી સફળતા તેમને આભારી છે.

કૉલેજના જિમખાનાના તેઓ લાંબો સમય પ્રમુખ હતા. કૉલેજમાં અને વિદ્યાર્થીઓમાં રાજકીય વાતાવરણની ઉગ્રતા અને અસ્થિરતા હળવી કરવામાં તેમનો પ્રભાવ ઘણો ઉપયોગી નીવડ્યો છે; અને પોતાના દેશના હિત માટે દઢ એવા ગુજરાતી તેઓ હોવાથી ડહાપણ-ભરી વ્યવસ્થા જાળવવામાં વધુ પરિણામકારક બન્યો છે. કાવતરાબાજી એમનામાં કદી જોવામાં આવી નથી

"તેમની અધ્યાપક તરીકેની લાયકાત તો હું બહુ જ શ્રેષ્ઠ કોટિની ગણું છું મેં થોડા જ વખત પર તમને વિગતવાર જણાવ્યું હતું તેમ, તેમનાં અનુભવ અને જ્ઞાન વિશાળ છે. અને વિષયનું સ્પષ્ટ પ્રતિપાદન કરવાની તેમનામાં સારી આવડત હોવાથી તેઓ એક અચ્છા શિક્ષક છે. વિદ્યાર્થીઓના પ્રૅક્ટિકલ કામની તેમની દેખરેખ બહુ જ ઝીણવટભરી અને કાળજીપૂર્વકની હોય છે અને તેમના હાથ તળે કામ કરતા વિદ્યાર્થીઓએ તૈયાર કરેલા સરવેના અને બીજા કામના ચોપડાઓમાં દેખાતી ચોકસાઈ પરથી આ સ્પષ્ટ જણાય છે ખેતીવાડીને લગતી ઇજનેરી, ભૌતિક વિજ્ઞાન તથા ગણિતના વિભાગનો તેમણે એટલે સુધી વિકાસ કર્યો છે કે, હવે ઍગ્રિકલ્ચરલ એન્જિનિયરિંગને ઉચ્ચ પરીક્ષામાં સ્વતંત્ર સ્થાન આપવામાં આવ્યું છે અને તેનું નોખું પ્રશ્નપત્ર પણ હોય છે"

લેવલિંગ કે સર્વેક્ષણ અંગે વિદ્યાર્થીઓની ટુકડીઓને લઈને જ્યારે તે બહાર જતા હતા ત્યારે તેમની પાસે ખૂબ સખત કામ કરાવતા અને પોતે પણ કરતા. વિદ્યાર્થી પ્રત્યે વત્સલતા એટલી હતી કે, પ્રસંગવશાત્ એક વિદ્યાર્થીને તેમણે ચપાટ મારેલી ત્યારે તેનું કશું અનિષ્ટ પરિણામ આવવાને બદલે એ વિદ્યાર્થી ઊલટો, ત્રિવેદીસાહેબે એક પિતાની જેમ મારા ઉપર વહાલ વરસાવ્યું એમ કહી, પોતાની જાતને ધન્ય માનવા લાગ્યો! ઘણા લોકો સામાન્યપણે શિક્ષક કે પ્રૉફેસર થવાની સાથે વિદ્યાર્થી મટી જાય છે પુસ્તકો સાથે કે નવા જ્ઞાન સાથે જાણે અસહકાર જાહેર કરે છે અને પોતાના જમાનામાં કંઈ શીખ્યા હોય તે જ વરસોનાં વરસો સુધી વિદ્યાર્થીઓ આગળ

પીરસ્યા કરે છે પણ ત્રિવેદીસાહેબ આજીવન વિદ્યાર્થી રહ્યા અને પોતાના જ્ઞાનમા અને વિદ્યામા તેમણે સતત અને કણ કણ ઉમેરો કર્યો જ કર્યો જીવન પ્રત્યે ધ્યેયનિષ્ઠ ભાવ હોવાથી અનેક મહાપુરુષો અને સાધુસતોના ચરિત્રો તેમને ત્યા જોવા મળતા 'પ્લુટાર્કના ચરિત્રો'થી માડીને નેપોલિયન, બિસ્માર્ક, રામકૃષ્ણ, વિવેકાનદ ને મહાત્મા ગાધીના છેલ્લામા છેલ્લા ચરિત્ર સુધીના ચરિત્રગ્રથો તેમના સગ્રહમા મળતા દુનિયાના ઇતિહાસ, જુદી જુદી સસ્કૃતિઓની માહિતી આપનારા સચિત્ર ગ્રથો, સમાજશાસ્ત્રના વિવરણાત્મક ગ્રથો, વિજ્ઞાનના છેલ્લામા છેલ્લા નીકળેલા પુસ્તકો એમને ત્યા આવીને પડ્યા જ હોય પોતાના એકના એક ચિરજીવી મનુભાઈને તેમ જ બીજા આશ્રિતોની કેળવણીને અગે પણ એમને ત્યા શિક્ષણ - કલા તેમ જ શાસ્ત્ર - તે અગે સાહિત્ય એકત્ર થયુ હતુ ગુજરાતના જીવનના એકેએક અગ માટે એમને જિજ્ઞાસા અને લાગણી રહેતી અને તેથી ગુજરાતીમા પ્રસિદ્ધ થતુ ઘણુ જ શિષ્ટ સાહિત્ય તેમ જ સામયિકો તે હમેશ મગાવતા અને સામયિકોની ફાઈલો ખૂબ કાળજીપૂર્વક બધાવી રાખતા આ રીતે કેટલાક 'રિવ્યૂ ઑફ રિવ્યૂઝ', 'મૉડર્ન રિવ્યૂ', 'પ્રબુદ્ધ ભારત' વગેરે જેવા અગ્રેજી માસિકોની ફાઈલો પણ એમને ત્યા ભેગી થઈ હતી એમની લાયબ્રેરી જોઈને મહાદેવભાઈ જેવા પુસ્તકના રસિયા પણ અજાયબી પામેલા સારા સારા પુસ્તકોની લહાણીઓ પણ એમણે અનેક વાર કરી હતી

અને છતા એ જ લાયબ્રેરીમા એક બાજુએ એક ઘોડા પર ટાગેલુ ફ્રાન્સના વિખ્યાત લેખક આનાતોલ ફ્રાન્સનુ નીચેનુ વાક્ય હતુ, જે વાચકના મનમા રમૂજ પેદા કરતુ અને ત્રિવેદીસાહેબના વિનોદી સ્વભાવની ઝાખી કરાવતુ

> "Never lend books
> No one ever returns them
> The only books I have in my library
> Are those people have lent me"

(પુસ્તકો કદી બીજાને આપશો નહીં. કોઈ તે કદી પાછાં આપતું નથી. મારા ગ્રંથાલયમાં જે પુસ્તકો છે તે બધાં જ મને લોકોએ ઉછીનાં આપેલાં તે છે.)

જ્ઞાનપિપાસા જેવી જ કલારસપિપાસા પણ તેમની જબરી હતી. ત્રિવેદીસાહેબને કળાનો ભારે શોખ હતો. નાનપણથી ડ્રૉઇંગ તેમના શોખનો વિષય હતો અને તેમણે તે અંગે બે પરીક્ષાઓ પણ પસાર કરેલી તે આપણે અગાઉ જોઈ ગયા છીએ. હિન્દુસ્તાનના તેમ જ પરદેશના ચિત્રકારોના અનેક ચિત્રસંપુટો એમણે વસાવેલા. ગુજરાતના શ્રી રવિશંકર રાવળ, કનુ દેસાઈ, સોમાલાલ શાહ વગેરેનાં તેમ જ તેમની દેખરેખ નીચે તૈયાર થયેલા બીજા જુવાન ચિત્રકારોનાં ચિત્રો તેમણે ભેગાં કરીને તેના સંપુટ પણ બનાવ્યા હતા. 'ટાઇમ્સ ઑફ ઇંડિયા'નું તેમ જ બિજલીનું વાર્ષિક (એન્યુઅલ) લેવાનું તે કદી ચૂકતા નહીં. એમની લાયબ્રેરીના ઓરડામાં, ચાપાનના ઝરૂખામાં, તેમ જ ઘરના બધા ઓરડાઓમાં વિવિધ પ્રકારનાં ચિત્રો મઢાવીને મૂકેલાં જ હોય. રોમિયો અને જુલિયેટનું ચિત્ર, "કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે" એ ભાવને વ્યક્ત કરતું વૉટ્સનું 'હોપ' (આશા) નામનું ચિત્ર, કુદરતનાં દૃશ્યોનાં ચિત્રો, વાચનમાં તલ્લીન થઈ ચાલતા કોઈ કરાડને કાંઠે પહોંચેલા વાચકનું "બુકમન"માંથી કાપેલું ચિત્ર,–વગેરે ચુનંદાં ચિત્રો ઘરમાં મૂકેલાં તે એક પછી એક અત્યારે નજર આગળ આવે છે; તેની સાથે જ નેપોલિયનનું બાવલું, મેડૉના અને ખ્રિસ્તનાં બાવલાં, આગળ નિર્દેશ કરેલું એમનાં બહેન વિજયાલક્ષ્મીનું બાવલું, ગાંધીજીનાં બાવલાં — આ બધાં તેમની વિશિષ્ટ મનોવૃત્તિનાં પૂરેપૂરાં સૂચક હતાં. ઉમર ખય્યામના જુદા જુદા કલાકારોએ તૈયાર કરેલા ચિત્રસંપુટો પણ ધ્યાન ખેંચ્યા વિના રહેતા નહીં. અને મહાત્મા ગાંધીનાં ચિત્રો અને ફોટાનું તો એમનું મકાન એક સંગ્રહસ્થાન જ બની ગયું હતું. બીજી ગોળમેજી પરિષદ, બિહારની હરિજન યાત્રા, ઇત્યાદિ પ્રસંગોની છાપાનાં ચિત્રોની કાપલીઓ લઈ તેમણે તેનાં પણ

આલબમ બનાવેલાં. પ્રાણજીવનથી એમાંના ઘણાના ફોટા મેળવેલા. આ ઉપરાંત ગુજરાતના કળાકારીગરીના અનેક નમૂના એમણે ભેગા કરેલા જોવા મળતા.

કળાની વસ્તુઓ કેવળ પોતાને ત્યાં સંઘરી રાખવાથી તેમને સંતોષ થતો નહીં; તેનો બીજા લાભ લે, એ વસ્તુઓનો બહોળો પ્રચાર થાય તે માટે પણ તેઓ પ્રયત્ન કરતા. સામયિકોમાં એવા નમૂના આવતા તો તે તેઓ ગુજરાતમાં 'કુમાર' જેવાં માસિકોને મોકલાવી દેતા, જેથી તેનો લાભ મોટા પ્રમાણમાં લોકોને મળી શકે. ઊંચી અભિરુચિ, અવિરત ઉદ્યમ અને લોકોને ઉપયોગી થવાની તમન્ના વિના આ વસ્તુઓ ભાગ્યે જ સિદ્ધ થઈ શકે.

### જીવનકળા

ત્રિવેદીસાહેબમાં સાહિત્ય, જ્ઞાન, કળા વગેરેની સાથે જીવનની કળા માટેની પણ એવી જ ઉત્કટ સાધના રહેલી હતી. પ્રખ્યાત અમેરિકન લેખક ઇમર્સને 'Art is the adjustment of distances' એવી કળાની વ્યાખ્યા કરી છે. જીવનકલાને એ જ વ્યાખ્યા લાગુ પડે છે. નાનીમોટી બધી વસ્તુઓની મર્યાદાઓ ઓળખીને તે બધી વચ્ચે સુમેળ સાધવો તે કલા. વ્યક્તિ અને સમાજ, પોતાનું કુટુંબ, સગાંવહાલાં, જ્ઞાતિ અને દેશ, એ બધાંના અરસપરસ વિરોધી લાગતા દાવાઓનો વિચાર કરીને માણસને તેનો ઉકેલ લાવવો પડે છે. કુટુંબસેવા, જ્ઞાતિસેવા, પ્રાન્તસેવા, દેશસેવા અને માનવસેવા, એ બધામાં ત્રિવેદીસાહેબે પોતા પૂરતો સારો એવો મેળ સાધ્યો હતો એમ કહી શકાય. કુટુંબમાં સગા, સાવકા કે પિતરાઈનો ભેદ એમને ત્યાં ભાગ્યે જ જોવા મળતો. એમના સદ્‌ગત મોટાભાઈ ભાનુશંકર કે નાનાં વિદ્યમાન બહેન ડાહીબહેન બન્ને સાવકાં. પણ ભાનુશંકર પ્રત્યેનો એમનો ભાવ સગા ભાઈથી કોઈ પણ રીતે ઊતરતો ન હતો; તેમનાં દીકરા દીકરીઓની કેળવણી પાછળ તેમણે ખૂબ ખર્ચ કર્યું, અને એમની પરીક્ષામાં સફળતા જોઈ પિતા જેટલો જ આનંદ

અનુભવ્યો હતો. રજાના દિવસોમાં તેઓ પૂને આવતા ત્યારે એ સાવકા ભાઈનાં છોકરાં છે એમ કદી ભાસ સરખો થતો નહી. હુ પોતે છેવટ સુધી એ સગા ભાઈ હશે એમ જ માનતો હતો. ભાનુ શંકરભાઈના એક દીકરાને તેમણે દાક્તરીના અભ્યાસ માટે વિલાયત પણ મોકલેલા ૧૯૩૨મા જ્યારે ભાનુશંકરભાઈના બીજા પત્ની તારાબહેન ગુજરી ગયાં ત્યારે એમનાં પાંચ બાળકો — જેમાંનુ સૌથી મોટુ માડ દસ અગિયાર વરસનુ હશે — તેમની સંભાળનો મોટો પ્રશ્ન હતો. પણ ત્રિવેદીસાહેબે પોતાના પત્ની હીરાબહેનને અમદાવાદ મોકલ્યા અને ભાનુશંકરભાઈની ભીડ ભાગી પૂનાના ઘરની જવાબદારી પોતાને માથે લીધી અને રસોઇયા ને નોકરથી કામ ચલાવ્યુ જેના ઘરમાં અનેક પ્રકારના મહેમાનોનો સતત મારો હોય એવા ગૃહસ્થ માટે આ ભારે વસ્તુ હતી અને આ રીતે હીરાબહેન પાચ વરસ જેટલો સમય પતિથી વિખૂટા અમદાવાદ જઈને રહ્યાં બાળકોને રજા પડે ત્યારે બધાને લઈ તેઓ પૂને આવતા. પરિણામે ભાનુશંકરભાઈના એ બધાં બાળકોનો વિદ્યાભ્યાસ અને ગૃહકેળવણી બહુ જ સરસ રીતે પાર પડયા.

સાવકા માતા ત્રીસ વરસ સુધી એમની સાથે રહ્યા હતા, એ આપણે આગળ જોઈ ગયા. પણ એ સાવકા છે એવો ખ્યાલ બહારનાને ભાગ્યે જ આવે એવો વર્તાવ નજરે પડતો અને આજે પણ એ એટલા જ અધિકારથી મનુભાઈને ત્યાં વર્તી શકે છે. પોતાના સાળાના બે અનાથ બાળકો કિશોર અને વિનુને તેઓ ગ્રહણ કરી શકે તેટલુ બધુ શિક્ષણ ત્રિવેદીસાહેબે આપ્યુ. કિશોરે એમ બી બી એસ. સુધીનો અભ્યાસ પૂરો કર્યો અને એમ. એસ સી સુધી ઉચ્ચ કેળવણી પામેલ બહેન સાથે લગ્ન કરી સંસાર માંડ્યો છે

પિતાના ગુજરી ગયા પછી જે કાકાએ પોતાના ભાઈના આખા કુટુબની જવાબદારી લઈને તેનાં બાળકોની કેળવણી પૂરી કરી તેમને મોટા કર્યા, તે કાકા મૂળશંકરભાઈ ગુજરી જતાં ત્રિવેદીસાહેબે તેમનાં

બાળકોની એની જ કાળજીપૂર્વક સભાળ લીધી અને તેમને મોટા કર્યાં તથા તેમની મિલ્કતનો સાચા ટ્રસ્ટીની જેમ વહીવટ કર્યો અહી કયુ તેમનુ સગા કે પિતરાઈનો ભેદ રાખ્યો ન હતો

પોતાની જ્ઞાતિના લોકો માટે પણ તેમણે ઘણુ કર્યુ તેમની જ્ઞાતિના એક સામયિકમા કહેવામા આવ્યુ છે તેમ તેઓ કેળવણીના કટ્ટર હિમાયતી તરીકે પાણીની પરબની જેમ સ્વજ્ઞાતિના વિદ્યાર્થીઓને નાની મોટી મદદ આપવામા કરી આનાકાની કરતા નહી એ મદદ જમણા હાથે કરેલ ડાબો હાથ પણ ન જાણે તેમ કરવામા પોતાનુ ગૌરવ માનતા ' એનો એક જ દાખલો અહી આપીએ ભાવનગરના વતની તેમની જ્ઞાતના એક ભાઈ ધીરજલાલ મૅટ્રિક થયા પછી આર્થિક મૂઝવણમા પડ્યા ત્યારે પોતાની જ્ઞાતિના ત્રિવેદીસાહેબનુ નામ તેમને યાદ આવ્યુ ને તરત તેમણે ત્રિવેદીસાહેબને પત્ર લખ્યો ત્રિવેદી સાહેબે તેને મદદ આપવાની પોતાની ફરજ માની લીધી અને પાચ વરસ સુધી માસિક ૧૦ રૂપિયાની છાત્રવૃત્તિ આપી બી એ થયા પછી એ ભાઈએ શાળામા શિક્ષક તરીક નોકરી લીધી અને ત્રિવેદી સાહેબે આપેલી રકમ પોતાનુ ધર્મઋણ સમજી પગારમાથી બચત કરીને ભેગી કરી એવામા ત્રિવેદીસાહેબનુ ઇરિગેશન એન્જિનિયર તરીકે ભાવનગર આવવાનુ થયુ એટલે ધીરજલાલે એ ૬૦૦ રૂપિયાની રકમ એમની આગળ કૃતજ્ઞતાપૂર્વક ધરી શિષ્યવૃત્તિ તરીક આપેલી એ રકમ પોતાની પૂજીમા જમા કરવાનુ ત્રિવેદીસાહેબને ભારે થઈ પડ્યુ અને તેમણે તે રકમમાથી રૂ ૫૦૦ તાજા જ શરૂ થયેલા સ્વ ત્રિભુવનદાસ શ્રીમાળી બ્રાહ્મણ વિદ્યાર્થી સહાયક ફડમા ભરી દીધા અને ૧૦૦ રૂપિયાની એક ઘડિયાળ અને સાકળી ખરીદ કરી સર પ્રભાશકર પટ્ટણીને હાથે ધીરજલાલને તેની કૃતજ્ઞતાની ભાવના માટે ઇનામ અપાવી

ગુજરાતી વિદ્યાર્થીઓના કૃતજ્ઞતાના અભાવ અગે તેમને ભારે દુખ થતુ અને તેઓ વારવાર ટકોર કરતા પણ સાથે જ ઉપરનો દાખલો કહ્યા વિના રહેતા નહી બીજો એક દાખલો જોવા જેવો છે

સ્વજ્ઞાતિના બીજા એક વિદ્યાર્થીને ભણવા માટે તેઓ મદદ કરતા વિદ્યાર્થી અવસ્થામા ઉમર વધી જાય તો પાછળથી કન્યા મળવાની મુશ્કેલી પડે એમ વિચારી તેના માબાપે તેના લગ્ન કરવાનું ઠરાવ્યુ અને ત્રિવેદીસાહેબે તે માટે મદદ પણ કરી પછી તેની પત્નીનુ સીમત આવ્યુ અને ત્રિવેદીસાહેબ પાસેથી તે માટે પણ એણે મદદ મેળવી નોકરીએ ચડયા પછી ત્રિવેદીસાહેબે કોઈ મિત્ર દ્વારા તેને પૈસાની યાદ આપી ત્યારે એ ભાઈસાહેબ ગરમ થઈને કહે, પૈસા આપ્યા જ શુ કામ? અને એમને કયા પૈસાની ખોટ છે? અમને અમારી બૈરાછોકરાનુ પૂરુ કરતા શી શી મુશ્કેલીઓ વેઠવી પડે છે તેની ખબર નથી પડતી? ઇત્યાદિ

પણ આવી પ્રકૃતિના ભાઈસાહેબ ત્રિવેદીસાહેબની હયાતીમા નહી તો તેમના મૃત્યુ પછી પીગળ્યા ખરા ત્રિવેદીસાહેબ તવગર ન હતા અને તેમણે પૈસા ભેગા કર્યા નથી એ જાણતા તેમનુ અતર વલોવાયુ તેમણે લેણાની બધી રકમ પાછી આપી દીધી અને પોતાનુ એક પુસ્તક ત્રિવેદીસાહેબની પુણ્યસ્મૃતિને અર્પણ કર્યુ ત્રિવેદીસાહેબની માણસાઈમાની શ્રદ્ધા આમ પરિણામ કારક નીવડી

'શ્રીમાળી અભ્યુદય' જેવા જ્ઞાતિના સામયિકની તેમ જ જ્ઞાતિના અમદાવાદ ભાવનગર વગેરે ઠેકાણે ચાલતા છાત્રાલયોની પણ બીજી ભાગમા તેઓ તત્પર રહેતા

પોતાને વતન ઘોળા જતા ત્યારે ત્યાતની અસહાય વિધવા બહેનોને અનાજ વગેરે અપાવી મદદ કરવાનુ ચૂકતા નહી

ભાવનગર હતા ત્યારે ત્યાના જ્ઞાતિભાઈઓમા અરસપરસ પ્રેમ ને સદ્ભાવ વધે અને તેની સાથે આનદ પ્રમોદ થાય તે માટે તેમણે દિવાળીના અવસર પર એ મેળાવડો ભરવાનુ શરૂ કર્યુ તેમા રંગોળીની તથા રમતગમતની હરીફાઈ વગેરે ચાલતી (એ વાર્ષિક મેળાવડો હવે શ્રી જ પી ત્રિવેદી સ્મારક ઉત્સવ તરફથી ભરવામા આવે છે)

## પૂના ગુજરાતી બંધુ સમાજ

અને ગુજરાત માટે તેમણે શું ન કર્યું? ઠેઠ વિદ્યાર્થી અવસ્થાના દિવસોથી તેમણે ગુજરાતની સેવા શરૂ કરી હતી. કૉલેજમાં ગુજરાતી ક્લબ લાયબ્રેરી જેવી લાયબ્રેરી શરૂ કરીને ગરીબ વિદ્યાર્થીઓને કીમતી પુસ્તકોનો લાભ મળી શકે એવી ગોઠવણ તેમણે કરી હતી. ગુજરાત તરફથી વિદ્યાર્થીઓ આવે તો તેમને દાખલ કરાવવા, છાત્રાલયમાં ઓરડી અપાવવી, રસોડામા જમવાની સગવડ કરાવી આપવી, વગેરે પોતાથી બનતુ બધુ કરવા સદાય તે તત્પર રહેતા

મૂળ નહેર પર બદલી થતાં તેમણે ૧૯૧૧–૧૨ ના અરસામાં પૂનામા ઘર કર્યું. એ દિવસોમાં પૂનામા નોકરિયાત ગુજરાતીઓની વસ્તી બહુ ઓછી હતી અને વેપાર રોજગારને અગે આવીને વસેલા ગુજરાતીઓ અને આ વર્ગ વચ્ચે ઝાઝો પરિચય રહેતા નહીં. નોકરિયાત વર્ગમાંથી કેટલાક ભાઈઓ અમુક વખતે અવારનવાર મળવાનુ રાખતા. એમાંથી એક સાપ્તાહિક ક્લબ જેવી મંડળી ઊભી થઈ અને આ સાપ્તાહિક મેળાપો સહકુટુંબ વારાફરતી એક એકને ત્યાં ભરાવા લાગ્યા. આ પ્રવૃત્તિ સ્ત્રીઓ તથા બાળકો માટે ખાસ આકર્ષક થઈ પડી. પૂનાની જુદી જુદી કૉલેજોમાં ગુજરાતી વિદ્યાર્થીઓની સંખ્યા દિવસે દિવસે વધતી જતી હતી. તેમનુ પણ સંગઠન થાય, તેમનામાં અરસપરસ પ્રેમ અને સહકાર કેળવાય, અને તેમની સંસ્થાગત કેળવણીમાં એ પૂરક બને તે માટે કંઈક કરવાની જરૂર જણાતી હતી. એટલે ત્રિવેદીસાહેબના માર્ગદર્શન અને સલાહથી, બલકે તેમના જ અવિરત પ્રયત્નથી, ગુજરાતી બંધુ સમાજ નામની સંસ્થા ૧૯૧૩ ના અરસામાં સ્થાપન કરવામાં આવી પૂનામાં રહેતા ગુજરાતીઓને માતૃભાષા ગુજરાતી દ્વારા કેળવણી મળે, અને ગુજરાતની વિશિષ્ટ પ્રકારની સંસ્કારિતાથી તેઓ વંચિત ન રહે તે માટે ગુજરાતી કેળવણી મંડળની પણ સ્થાપના તેમના જ આગેવાનીભર્યા પ્રયત્નોને આભારી છે. બંધુ સમાજને લીધે બહારથી આવતા જાણીતા ગુજરાતી સાક્ષરો, કળાકારો, સમાજસેવકો,

તેમ જ રાજકીય નેતાઓના પરિચયનો અને વાર્તાલાપ તથા ભાષણોનો પૂનાવાસી ગુજરાતીઓને — ખાસ કરીને વિદ્યાર્થીઓને — લાભ મળવા લાગ્યો. વિદ્યાર્થીઓ એકબીજાના પરિચયમાં આવ્યા. તેમને માટે એક છાત્રાલય પણ શરૂ થયું, અને લાયબ્રેરી અને વાચનાલય તો ખરાં જ. એમ ટૂંકમાં વિદ્યાર્થીઓ માટે એ શાળા કૉલેજોની એક પૂરક સંસ્થા બની. આ બધાનો પ્રાણ ત્રિવેદીસાહેબ હતા. પણ તેમાં તેમણે કદી હોદ્દો લીધો નહીં. એ પદો એ બીજાઓને જ સોંપતા અને પોતે પડદા પાછળ અજ્ઞાત રહી જે કંઈ કામ આવે તે કરી છૂટતા. કેળવણી મંડળનો પણ સારો વિકાસ થયો અને એ મંડળ એક સંપૂર્ણ હાઈસ્કૂલ ચલાવતું થયું છે. બંધુ સમાજ પાછળ ત્રિવેદીસાહેબની એટલી કાર્યશક્તિ વપરાઈ હતી કે લોકો બંધુ સમાજ એટલે ત્રિવેદી અને ત્રિવેદી એટલે બંધુ સમાજ એમ જ માનતા થયા હતા.

## ગુજરાતની સેવા

આ થઈ પૂનામાં આવતા કે આવીને વસેલા ગુજરાતીઓની સેવા. પણ ત્રિવેદી સાહેબ પૂનામાં રહીને પણ ગુજરાતની વિવિધ પ્રવૃત્તિઓ તરફ ખૂબ ધ્યાન આપતા હતા. મહારાષ્ટ્રમાં રહી ત્યાંના લોકોના કેટલાક ગુણોનું તેમને ખૂબ આકર્ષણ થયું હતું અને તે બદલ તેમને માન પણ હતું. એ ગુણો હતા — વ્યાયામની અભિરુચિ, નામનું વેતન લઈને જાહેર સંસ્થા ઊભી કરવાની કે ચલાવવાની આવડત, વિદ્યાવ્યાસંગ અને 'ચિકાટી' (ચીકણાપણું — માથે લીધેલા કામને કોઈ પણ સંજોગોમાં, કોઈ પણ ભોગે, વળગી રહેવાનો ગુણ). આ ત્રણ ચાર વસ્તુઓ ગુજરાતે મહારાષ્ટ્ર પાસે શીખવી જોઈએ એમ તેમને લાગતું. ગુજરાતમાં વ્યાયામપ્રસારને મદદ કરવા માટે સર ચૂનીલાલ મહેતા, સુમંત મહેતા, ભાઈલાલ રા. પટેલ સાથે મળીને તેમણે એક વ્યાયામ પ્રચારક મંડળ સ્થાપ્યું અને એ મંડળ મારફતે ગુજરાતની વ્યાયામ પ્રવૃત્તિને વેગ આપવા માટે એક ભાઈને ખાસ તાલીમ લેવા અમરાવતી મોકલેલા. 'બંધુસમાજ'માં રહેનાર વિદ્યાર્થીઓ અમુક વખત

નિયમિત વ્યાયામ કરે એ બાબત એમનો ખાસ આગ્રહ રહેતો અને તે માટે જોઈતી સગવડો પણ તેઓ પૂરી પાડતા.

ઉપરાંત કેળવણી મંડળ, દક્ષિણામૂર્તિ, કુમાર કાર્યાલય, પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, વગેરે સંસ્થાના કાર્યમાં એ ખાસ રસ લેતા. તેની સંચાલક વ્યક્તિઓ વિષે તેમને ખૂબ આત્મીયતા હતી અને તેમને વખત પડયે સલાહ સૂચન પણ આપતા. તેમના કામનું કોઈ સાહિત્ય છપાય જોવામાં આવતું તો તે અચૂક તેમને મોકલી આપતા. ગાંધીજી અને ઠક્કરબાપાના કાર્ય માટે અને તેમણે ચલાવેલી સંસ્થાઓ — આશ્રમ, વિદ્યાપીઠ, નવજીવન, ગ્રામ સેવા મંડળ ઇત્યાદિ — માટે તેમને લાગણી હોય તેમાં નવાઈ શી? પરંતુ એ બન્નેના એ પરમ પૂજક હતા. આમ પૂનામાં રહીને એમણે ગુજરાતની ખૂબ સેવા કરી. આશ્રમ, વિદ્યાપીઠ કે નવજીવનના કેટલાય સેવકો જાણે પોતાનું ઘર હોય એવી રીતે એમને ત્યાં રહી શકતા. કેટલાક કાર્યકર્તાઓને તેમની કથળેલ તબિયત જોઈને પોતાને ત્યાં મહિનો માસ રહી તબિયત સુધારવા આમંત્રણ તેમણે આપેલાં અને તેમને સાજા કરેલા.

આશ્રમ, વિદ્યાપીઠ કે નવજીવનના કાર્યકર્તાઓ વિષે તેમને એટલી આત્મીયતાની લાગણી હતી કે તેમના જેલનિવાસ દરમ્યાન તેમનાં છોકરાંછોકરીઓ માટે ત્રિવેદી સાહેબનું ઘર તેમના પોતાના જ ઘર જેવું હતું. મને યાદ છે કે, ૧૯૩૩માં ગાંધીજી યરોડા જેલમાં હતા ત્યારે આશ્રમવાસી લક્ષ્મીદાસ આસરની પુત્રી આનંદીબહેનને પૂનામાં એપેન્ડિસાઇટિસનું દર્દ ઊપડ્યું ત્યારે તેમનું તરત જ ઑપરેશન કરવું પડેલું. હૉસ્પિટલમાં તેમને પૂરતો આરામ ન મળ્યો એટલે ત્રિવેદી સાહેબ ઑપરેશનને બીજે જ દિવસે તેમને પોતાને ઘેર લઈ આવ્યા અને તેમની તેમણે જાતે સેવા કરેલી — ચેમ્બરપૉટ કે ઊલટી માટે તગારું મૂકવું, એ કામો પણ પોતે જ કરતા.

પંડિત ખરેના ગુજરી ગયા પછી તેમના પુત્રી મથુરીબહેનને સંગીતના અભ્યાસ માટે પૂનામાં તેમણે જોગવાઈ કરી હતી.

કાકાસાહેબના પુત્ર બાળ કાલેલકરે મનુભાઈ પરના તા ૨૨-૮-'૪૧ ના કેમ્બ્રિજ (મેસેચ્યુસેટ્સ)થી લખેલા પત્રમાં લખેલું કે, "મારે માટે એમનુ સ્થાન કાકા કરતાયે વધુ હતુ " એમાં દિલાસા માટે તથા પોતાનુ દુઃખ વ્યક્ત કરવા માટેની કેવળ ઔપચારિકતા નથી આવા તો અનેક દાખલા આપી શકાય

## અન્યધર્મીઓ સાથેનો સંબંધ

ખ્રિસ્તી ધર્મ પ્રત્યે ત્રિવેદીસાહેબને ખૂબ આદર હતો. પ્રેમ અને સેવાનો ઈશુનો સંદેશ તેમણે આત્મસાત્ કર્યો હતો તેમને ત્યા ઈશુને અગે નિર્માણ થયેલ કળાના અનેક સુદર નમૂનાઓ સંઘરેલા હતા

ખ્રિસ્તી મિશનરીઓ સ્વદેશ છોડીને હજારો માઈલ દૂર હિંદમા —કે જ્યાં ઉષ્ણ કટિબંધની આબોહવા પણ તેમને અનુકૂળ હોતી નથી—આવીને સ્થાનિક લોકોના, ખાસ કરીને,પછાત અને દબાયેલા વર્ગોના દુઃખનુ નિવારણ કરવા માટે નિષ્કામ ભાવે સંસ્થાઓ ચલાવે છે તે બદલ તેમને માટે ત્રિવેદીસાહેબને ખૂબ આદર હતો. તેથી તેમની સાથે તેઓ ચાહીને સંપર્કમાં આવતા. મનુભાઈની માંદગીને કારણે મિરજના ડૉ. વૉનલેસ સાથે તેમનો પરિચય થયો હતો. (એક ખડાગમા પોતાનું દવાખાનુ ખોલી ગામડે ગામડે ફરવાની શરૂઆત કરીને વૉનલેસે મિરજના જેવી અદ્યતન સાધનો અને અંગઉપાગોથી સંપન્ન એવી ગંજાવર હૉસ્પિતાલ કેવી રીતે ઊભી કરી એની કહાણી રોમાંચકારી છે ) એનો દાખલો સતત નજર આગળ હોઈ પોતાનો પુત્ર મનુ ડૉક્ટર થાય એવી તેમની ઇચ્છા હતી અને મનુએ પણ એ આકાક્ષા નાનપણથી સેવેલી. સદ્ભાગ્યે એને ડૉક્ટર થયેલો જોવા તેઓ જીવતા રહ્યા હતા વૉનલેસ સ્મારક ફંડમાં ત્રિવેદીસાહેબે જ ઘણુ કરીને સર્વ પ્રથમ ૫૦૦ રૂપિયા આપેલા

પૂનાના ખ્રિસ્ત સેવા સઘ સાથે તેમનો સારો સંબંધ હતો. ખાસ કરીને ૧૯૩૦ની સત્યાગ્રહની લડત શરૂ થયા પછી એ લડત પ્રત્યે ત્યાના ફાધર વિન્સ્લો અને એલ્વિને ખૂબ જ સહાનુભૂતિનું વલણ અખત્યાર

હતુ, તેથી એ સંબંધ વધારે નિકટનો બન્યો. પછી જ્યારે એલ્વિન મધ્ય પ્રદેશમાં ગોંડ લોકોમાં કામ કરવા ગયા ત્યારે તેમની શાળામાં ભણતાં આદિવાસીઓનાં બાળકો માટે ત્રિવેદીસાહેબ શિક્ષણનાં સાધનો, રમકડાં ઇત્યાદિ પણ એલ્વિનને મોકલાવતા. એલ્વિન જેવો ઑક્સફર્ડનો ગ્રૅજ્યુએટ દૂર હિંદમાં આવી ત્યાંના આદિવાસીઓની સેવા ઉપાડે, તેમની સાથે પૂરેપૂરો ભળી જાય, એ બદલ તેમને ખૂબ આદર થતો.

કેટલાક પારસી કુટુંબો સાથે પણ તેમનો નિકટનો સંબંધ હતો. તેઓ ૧૯૦૦ના અરસામાં થોડો સમય નવસારીની પારસી મદ્રેસા (હાઇસ્કૂલમાં)માં ભણેલા. ત્યાંના શિક્ષક બમનજી હોરમસજી દેસાઈ સાથેનો તેમનો સંબંધ આગળ જતાં કૌટુંબિક સંબંધમાં પરિણમ્યો હતો અને હજી જીવે છે. મનુભાઈ પરના કાગળમાં શ્રી દેસાઈ જણાવે છે : "પૂજ્ય ભાઈ જેશંકરના ન ધારેલા મરણના ખબર વાંચી અમે ઘણાં જ દુઃખી થયાં છીએ. યાદ આવે તો કંઈ કામકાજમાં પણ ધ્યાન રહે નહીં અને એનું એ જ મનમાં આવે અને આંખમાં આંસુ આવી જાય. આવી રીતે મને કોઈ વખત થયું નહોતું." અમદાવાદના હેડમાસ્તર તલાટીના તે એક પ્રિય વિદ્યાર્થી બન્યા હતા એ આપણે જોયું છે. પૂનામાં ત્યાંના પોચા, લાલકાકા, વકીલ ('પ્યુપિલ્સ ઓન સ્કૂલ'વાળા) ઇત્યાદિ પારસી કુટુંબો સાથે તેમનો મિત્રતાનો સંબંધ હતો. એટલે સુધી કે કુટુંબની કન્યાઓનાં લગ્ન ગોઠવવાના કામમાં પણ તેઓ રસ લેતા. બીજા કેટલાય જુવાનોની જેમ તેઓ કોઈ પારસી જુવાનોના પણ 'ફ્રેન્ડ, ફિલૉસૉફર ઍન્ડ ગાઇડ' બન્યા હતા. એક જુવાન પારસી પ્રોફેસર જ્યારે પોતાની કૉલેજના વાતાવરણથી કંટાળી ફાધર એલ્વિન પૂના છોડીને મધ્ય પ્રદેશમાં ગોંડ લોકોમાં કામ કરવા જતા હતા તેમની સાથે જોડાવાની તૈયારી કરી ત્રિવેદીસાહેબના આશીર્વાદ લેવા આવ્યા, ત્યારે તેમના જુવાન ઉત્સાહને તેમણે રોકી દીધો; અને આવી રીતે ઝંપલાવવા માટે તમને હજી વાર છે એમ કહી તેમને પ્રયત્નપૂર્વક કેવી રીતે પરાવૃત્ત કર્યા, તે મેં જાતે જોયું છે. પૂરો વિચાર કર્યા વિના અતિ

ઉત્સાહથી કોઈ ત્યાગ કે વૈરાગ્યનું પગલું ભરે ને આગળ જતાં તેમાં પરાસ્ત થતાં નિરાશાવાદી અને નાસ્તિક બને તેના કરતાં પોતાનો સ્વભાવ, ઘડતર અને મર્યાદાઓને અનુરૂપ કાર્ય જ હાથમાં લે, તેને સફળ બનાવે અને પછી આગળ વધે એ ઇષ્ટ છે, એમ તેઓ કહેતા.

રોમાન્સને પણ જીવનમાં સ્થાન છે એમ કહી ચોખલિયા (puritanic) વૃત્તિના જુવાનોને તેઓ સહજ (normal) જીવન તરફ જવા પ્રેરતા. સારી સારી ફિલ્મો બતાવીને પણ તેઓ આ વસ્તુ યુવાનોને સમજાવતા. અકાળ વૈરાગ્ય કે ત્યાગને પરિણામે માણસ પાછળથી અશ્રદ્ધાળુ ('સિનિક') બને એ તેમને ભારે આપત્તિ લાગતી. માણસાઈની આશામાંથી વિશ્વાસ જ ઊઠી જાય એના જેવી એકે આપત્તિ નથી એમ તેઓ હંમેશ કહેતા.

## વ્યક્તિત્વની સુવાસ

ત્રિવેદીસાહેબના વ્યક્તિત્વની સુવાસ ચોમેર ફેલાઈ હતી— ગુજરાતમાં વિશેષ. ગુજરાતના કેટલાયના તે પ્રેરણાધામ બન્યા હતા. સાહિત્ય અને કળાનાં ક્ષેત્રોમાં લબ્ધપ્રતિષ્ઠ બે વ્યક્તિઓએ તેમના વ્યક્તિત્વનો પોતા પર પડેલો પ્રભાવ તથા તેનું કરેલું મૂલ્યાંકન અહીં નોંધવા જેવાં છે.

શ્રી રવિશંકર રાવળ અને શ્રી ઝવેરચંદ મેઘાણી ૧૯૩૪–૩૫ના અરસામાં ત્રિવેદીસાહેબના મહેમાન બનેલા અને તેમને વિશે પોતપોતાની છાપ પોતાના પત્રોમાં તેમણે આવી રીતે વ્યક્ત કરી હતી. મેઘાણીએ લખેલું :

> "શ્રી જયશંકર ત્રિવેદીના 'ચોદિશ સ્ફુરંતા મૂંગા સ્મિતવંત સૌજન્યે' પૂનાને ગુજરાતીઓનું તીર્થધામ બનાવ્યું છે.
>
> "મને કોઈ પૂછે કે ગુજરાતી ગૃહસ્થધર્મનો આદર્શ ક્યાંય આચારમાં મુકાયેલો બતાવો તો હું એને પૂનામાં શ્રી જયશંકર ત્રિવેદીનું ઘર ચીંધાડું.
>
> "વાર્તાલેખકો, ઘણી ઘણી વાર તમે વાર્તાનું આલેખન કરવામાં ધૂર્તો, ઢોંગીઓ, પાખંડીઓ, લોભીઓ, ગુનાગારો, ક્રવીરો, વગેરે

ઔંધનરેશ શ્રી બાળા સાહેબ પંતપ્રતિનિધિ, જે પોતે એક અચ્છા ચિત્રકાર પણ હતા તેમના આમંત્રણને માન આપી શ્રી રાવળ ઔંધ જઈ ત્યાંથી પૂને આવ્યા હતા, ત્યારનો આ પ્રસંગ છે.

પણ પૂનામાં રહીને ત્રિવેદી સાહેબ કેવળ ગુજરાત તરફ મોઢું રાખી રહ્યા નહોતા. જે સમાજની વચ્ચે તેઓ રહેતા હતા તેની સેવા કરવાની તક તેમના જેવો, સેવાને જ જેણે પોતાની જિંદગી અર્પણ કરી હતી તે કેવી રીતે જવા દે? ખેતીવાડીની કૉલેજમાં અધ્યાપક-પદે નિમાયા પછી તેઓ ત્યાંના વિદ્યાર્થીઓના જીવનમાં વધારે રસ લેવા લાગ્યા. મેદાની રમતો અને કૉલેજની બહારની પ્રવૃત્તિઓમાં વિદ્યાર્થીઓને તેમણે રસ લેતા કર્યા. કૉલેજ જિમખાનાના તે મંત્રી બન્યા. એટલે બીજી કૉલેજો જોડે રમતો ને હરીફાઈઓ ગોઠવવાનું તેમણે શરૂ કર્યું. અને તેમાંથી ઇન્ટર કૉલેજિયેટ સ્પોર્ટ્સની સ્થાપના તેમણે કરી પોતે તેના મંત્રી તરીકે બે વરસ કામ કર્યું. આગળ જતાં એ પ્રવૃત્તિ સ્થિર થતાં એનું સંચાલન યુનિવર્સિટીને સોંપવામાં આવ્યું.

આ પ્રવૃત્તિનો વિકાસ એટલો સરસ રીતે થયો હતો કે, પહેલા વાર્ષિક સમારંભ વખતે હિંદ સરકારના લશ્કરના વડાએ હાજર રહી ઇનામો વહેંચવાનું સ્વીકારેલું. આ વાતની મુંબઈના ગવર્નરને જાણ થતાં તેણે ત્રિવેદીસાહેબને બોલાવી પોતે એ કાર્ય કરવા ઉત્સુક છે એમ જણાવ્યું. પણ કાર્યક્રમ નક્કી થયો છે, હવે તેમાં ફેરફાર ન થઈ શકે, એમ તેમણે તેને જણાવ્યું. અને બીજા વરસથી આ મેળાવડાનું પ્રમુખ-સ્થાન ગવર્નરને આપવાનો રિવાજ ચાલુ કર્યો.

## સ્કાઉટ પ્રવૃત્તિ

આને જ મળતી છતાં જરા જુદા ધોરણ પર ચાલતી એક બીજી પ્રવૃત્તિ તે સ્કાઉટિંગની. શ્રી ત્રિવેદીસાહેબે આમાં પણ ભાગ લીધો હતો અને સારી પેઠે. જે કામમાં તે પડે તેમાં આખી ને આખા તથા તન મન ધનથી ઝંપલાવે, એ એમના વ્યક્તિત્વની ખાસિયત હતી. આ પ્રવૃત્તિને પણ એમણે એવી રીતે જ અપનાવી અને શોભાવી, અને

એક આદર્શ સ્કાઉટ બન્યા પણ એ પ્રવૃત્તિનુ ધોરણ જરા જુદા પાયા પર હોઈ, તે તેમને સ્પષ્ટ થતાં અમુક વખત બાદ તેમણે તેમાં સુધારો કરવાની શરૂઆત કરી અને તેમાં સફળતા પણ મેળવી.

કેટલીક સારી ગણાતી પ્રવૃત્તિઓ પણ પરદેશી સરકાર વડે તેમનો પુરસ્કાર થવાથી દેશ માટે અહિતકારી થઈ પડે છે એના દાખલા આપતાં શ્રી કાલેલકર હમેશ ત્રણ પ્રવૃત્તિઓનો ખાસ ઉલ્લેખ કરતા: સ્ત્રીકેળવણી, બાલવીર અથવા બૉયસ્કાઉટની પ્રવૃત્તિ, અને કોઑપરેટિવ સોસાયટીઓની અથવા સહકારી પ્રવૃત્તિ બૉયસ્કાઉટ પ્રવૃત્તિનું ધ્યેય વિદ્યાર્થીઓમા ને જુવાનોમાં સંયમ, વ્યવસ્થાશક્તિ, સહકાર, ખેલદિલી અને સેવા માટે આવશ્યક આવડત અને પરોપકારવૃત્તિ—"અધર્સ ફર્સ્ટ, સેલ્ફ લાસ્ટ" (બીજા પ્રથમ, પોતે છેલ્લા) એ તેનો ધ્યાનમંત્ર છે—કેળવવાનુ છે એટલે તેની સામે ભાગ્યે જ કોઈને કશું કહેવાપણુ હોઈ શકે પણ પરદેશી સરકાર વડ તેનો પુરસ્કાર થવાથી રાષ્ટ્રીય વૃત્તિને તે અચૂક મારક બની હતી તેમ છતાં દેશના યુવાનો માટે તેનો લેવાય તેટલો લાભ લઈને એમાંથી કેળવાતા ગુણો આપણી પ્રજામાં આણવા માટે ત્રિવેદીસાહેબ એ પ્રવૃત્તિ તરફ આકર્ષાયા હતા.

પૂનાના વસવાટ દરમ્યાન જ ૧૯૨૦ના અરસામા આપણે ત્રિવેદીસાહેબને બૉયસ્કાઉટ પ્રવૃત્તિમાં સક્રિય રસ લેતા જોઈએ છીએ. કૉલેજમાં આમેય તેઓ વિદ્યાર્થીઓમાં ખૂબ ભળતા અને તેમની રમતગમતની પ્રવૃત્તિઓને અંગે તેમ જ સરવેઇંગ (જમીનમાપણી) કે લેવલિંગ કરવા માટે વિદ્યાર્થીઓની ટુકડીઓને લઈને બહાર જતા. એટલે વર્ગના શિક્ષણ ઉપરાંત બહારનું શિક્ષણ પણ વિદ્યાર્થીઓના જીવનમાં એટલુ જ મહત્ત્વનુ છે એ તે જોઈ ગયા હતા. વિદ્યાર્થીઓમાં ખેલદિલી હોવી જોઈએ એ બાબત તે બહુ ઇન્તેજાર હતા અને એ ખેલદિલી એટલે શું ને તેમાં શુ શું આવે તે બતાવનારો એક તકતો અથવા ભીંતપત્ર તેમણે તૈયાર કરાવી વિદ્યાર્થીઓમાં વહેચ્યુ હતુ. તેની એક નકલ તેમના ઘરમાં હમેશ ટાંગેલી રહેતી ·

[આ શીલપત્રની એમના જ અક્ષરમાં ઉતરેલી એક નકલ નીચે આપી છે.]

## Sportsmanship.

A man is a good "sport",  
who wins honestly,  
who loses cheerfully,  
who hopes increasingly,  
who bestows quietly,  
who receives naturally,  
who differs fairly,  
who agrees warmly  
who lives liberally,  
who dies modestly,  
whose play fellows are  
MANKIND.

"New York World"

**SPORTSMANSHIP**

A man is a good 'sport'
- Who wins honestly,
Who loses cheerfully,
Who hopes increasingly,
Who bestows quietly,
Who receives naturally,
Who differs fairly,
Who agrees warmly,
Who lives liberally,
Who dies modestly,
Whose play-fellows are
MANKIND.

( *New York World* )

પોતાના પુત્ર મનુની કેળવણી તરફ તેઓ ખૂબ ધ્યાન આપતા. બોય-સ્કાઉટ પ્રવૃત્તિ કેળવણીનું જ એક ઉપાંગ હોવાથી મનુને પૂનાના એક બાલવીર પથકમાં (શિવાજી પથકમાં) દાખલ કર્યો હતો. એટલે એ પ્રવૃત્તિમાં તેમણે વધુ રસ લેવા માંડ્યો પરિણામે ૧૯૨૪માં જ્યારે મહા-ગષ્ટ્રના ઍસિસ્ટન્ટ પ્રોવિન્શિયલ સ્કાઉટ કમિશનર શ્રી હરિભાઉ પટવર્ધન (સમાજવાદી નેતા અચ્યુત અને રાવસાહેબ પટવર્ધનના પિતા) ગુજરી ગયા ત્યારે સંચાલકોએ એ પદ પર તેમની વરણી કરી; અને તે એક સરકારી નોકર હોવા છતાં તેમનું નામ સ્કાઉટ કમિશનરે માન્ય રાખ્યું. આમ પોતે સ્કાઉટ સંસ્થાના એક હોદ્દા પર આવ્યા પછી તેમને લાગ્યું કે, આપણે તે માટે પૂરતી લાયકાત કેળવવી જોઈએ. એટલે તેમણે ખંડાળામાં દસ દિવસ છાવણીમાં રહીને સ્કાઉટિંગ અંગેની રીતસર તાલીમ લીધી અને ૧૯૨૫થી પૂનાની સ્કાઉટિંગ પ્રવૃત્તિને ખૂબ વેગ આપ્યો.

૧૯૨૬માં જ્યારે લૉર્ડ ઇરવિન પૂને આવ્યા ત્યારે ત્યાંના પેશવાન વખતના પ્રખ્યાત શનિવારવાડામાં એક મોટી સ્કાઉટ રૅલી (સમેલન)

થઈ હતી. તે વખતે એક બનાવ બન્યો તે આ પ્રવૃત્તિ બાબતની તેમની કલ્પનાનો સારો ખ્યાલ આપે છે. "भारत हमारा देश है" એ રાષ્ટ્રગીત ગાવું કે નહીં તે અંગે એ રૅલી વખતે ભારે ઊહાપોહ થયો. સરકારી અમલદારો એ દિવસોમાં સ્વાભાવિકપણે જ તે ગાવાની વિરુદ્ધ હતા પણ કાર્યકર્તાઓનો એ ગાવાનો આગ્રહ હતો. છેવટે એ વાત ઍસિસ્ટન્ટ પ્રૉવિન્શિયલ સ્કાઉટ કમિશનર તરીકે ત્રિવેદીસાહેબ પર છોડવામાં આવી, અને તેમણે હિંમતભેર બાલવીરોનો પક્ષ લઈને એ ગીત ગાવાની રજા આપી. સરકારી અમલદારોએ પણ એમનો નિર્ણય માન્ય રાખ્યો.

૧૯૨૭માં મુબઈમાં ભરાયેલી અખિલ હિંદ બૉયસ્કાઉટ રૅલીમાં ખેતીવાડી કૉલેજના ૬૦ જેટલા 'રોવર' બાલવીરોએ ભાગ લીધો હતો અને તેમની આગેવાની ત્રિવેદીસાહેબે લીધી હતી

૧૯૨૮–૨૯માં જ્યારે સર પ્રભાશંકર પટણીના આમંત્રણથી ત્રિવેદીસાહેબ ભાવનગર રાજ્યના ઇરિગેશન એન્જિનિયરના હોદ્દા પર એક વરસ માટે ગયા, ત્યારે ત્યાં પણ તેમણે ત્યાંની બૉયસ્કાઉટ પ્રવૃત્તિમાં ચેતન રેડી સર પ્રભાશંકરને તેમાં રસ લેતા કર્યા હતા. ભાવનગર રૅલી વખતે ત્રિવેદીસાહેબના ખાસ આમંત્રણથી ત્યાં હાજર રહેલા શ્રી રવિશંકર રાવળે તે પ્રસંગનું નીચે મુજબ વર્ણન કર્યું છે:

"તેમણે (ત્રિવેદીસાહેબે) સ્કાઉટિંગ પ્રવૃત્તિ અંગે નીચે મુજબ નિવેદન કર્યું હતું. '.. ખરી કેળવણી નિશાળની ચાર ભીંતોમાં જ આપી શકાતી નથી. તેથી તે તેટલા પ્રમાણમાં અપૂર્ણ છે પ્રખર બાલમાનસશાસ્ત્રીઓએ ઘણો અભ્યાસ અને પ્રયોગો કર્યા પછી આ સ્કાઉટની પ્રવૃત્તિ જનસમૂહ આગળ એ ખોટ પૂરી પાડવા મૂકી છે. દરેક દેશના નેતાઓ અને કેળવણીકારોએ તેને વધાવી છે અને આજ તારીખે હું ખાતરીથી કહું છું કે, ભવિષ્યના આદર્શ નાગરિક માટે એટલે સાચા રાજ્યભક્ત, સ્વાવલંબી, બુદ્ધિમાન, ઉત્સાહી, પ્રેમાળ સેવક માટે આપણી પાસે સ્કાઉટ તાલીમ જેવો એકે પ્રોગ્રામ નથી. સ્કાઉટ તાલીમની ખરી

ખૂબી તો તેમના ઑર્ગેનિઝેશન (વ્યવસ્થા અને નિયમન) માં, સેલ્ફ-ડિસિપ્લિન (આત્મસંયમ અને શિસ્ત) માં અને ચારિત્ર્યઘડતરમાં છે. આપણી અત્યારની સમાજની અને દેશની સ્થિતિમાં જે કંઈ નાની-મોટી ત્રુટીઓ છે તે સર્વ દૂર કરવાનું પ્રબળ સાધન સ્કાઉટિંગમાં છે.'

"પ્રો. ત્રિવેદીનો ઉત્સાહ કોઈ પણ નવાગન્તુકને પણ સ્કાઉટિંગ તરફ આકર્ષણ કરતો. સ્કાઉટિંગની પ્રવૃત્તિની તેમની ધૂન દરેક માણસને અસર કરતી. સ્કાઉટ છાવણીની આસપાસ કેટલાંક ગામડિયાં છોકરાં કુતૂહલથી એકઠાં થયેલાં. તેમને જોતા જ પ્રો. ત્રિવેદીને પ્રેરણા થઈ અને થોડીક વારમાં તો તે બધાને હારબંધ ઊભાં કરી 'એક બે'ની તાલીમ આપવાનુ તેમણે શરૂ કરી પલટનની માફક કવાયત પર ચડાવી દીધા. પછી તો છોકરાઓને પણ એવો આનંદ પડ્યો કે ત્રિવેદી ઊભા હોય ત્યા ગમે ત્યાંથી ભેગા થઈ જાય! બધાએ વિનોદમા તે ટોળીને 'ત્રિવેદી ટ્રૂપ'નુ નામ આપ્યુ."

ભાવનગરથી ત્રિવેદીસાહેબ પૂને આવ્યા પછી ૧૯૩૦માં સત્યાગ્રહની લડત ઊપડી. એ વખતે કદાચ ત્રિવેદીસાહેબનો સ્કાઉટ પ્રવૃત્તિમાંનો રસ ઘટવા લાગ્યો હોય એમ લાગે છે. "ટ્રુ કંટ્રી, કિંગ ઍન્ડ ગૉડ" (દેશ, રાજા અને ઈશ્વર પ્રત્યે) માં "કિંગ" એટલે પરદેશી રાજા પ્રત્યેની વફાદારીની શરત હવે તેમને કઠવા લાગી હોવી જોઈએ. સ્વરાજની લડત પ્રત્યે પોતાથી બને તેટલી સહાનુભૂતિ બતાવી તેમાં ભાગ લેનારા દેશસેવકોને મદદ કરવાનુ કામ તેમણે ઉપાડ્યું. પણ બૉયસ્કાઉટની આખી પ્રવૃત્તિમાં રાષ્ટ્રીયતા સાથે સુસંગત થાય એવું પરિવર્તન કરાવવાનુ તો ઠેઠ ૧૯૩૭માં પહેલી કૉંગ્રેસ સરકાર પ્રાન્તોમાં સત્તા પર આવી ત્યારે જ બની શક્યું. એ વરસે સ્કાઉટ પ્રવૃત્તિના સંસ્થાપક બેડન પૉવેલ

પણ તેમ કરવાને બદલે આખી ચળવળને રાષ્ટ્રીય બનાવવાનો પ્રયત્ન પોતાના સહકારીઓની મદદથી તેમણે શરૂ કર્યો અને તે આગળ જતાં સફળ થયો.

સ્કાઉટ પ્રવૃત્તિમાં ત્રિવેદીસાહેબ એટલા રંગાયેલા અને સ્કાઉટ વૃત્તિ તેમના હાડમાં એટલી રચીપચી હતી કે, એક આજીવન આદર્શ સ્કાઉટ તરીકે જ તેમનો ઉલ્લેખ કરવો ઘટે

શ્રી મહાદેવ દેસાઈ તેમને વિષે લખતાં પોતાની ડાયરીમાં લખે છે :

"આજે કાકાસાહેબ પ્રો. ત્રિવેદીની વાત કરતાં કહેતા હતા કે, 'એ માણસ ખરેખર સ્કાઉટ છે, સાધુ છે. ચાર વાગ્યાથી ઊઠીને પોતાનું કામ આટોપે છે, મહેમાનોની મહેમાની કરે છે, વૈતરું કરે છે. આવા માણસ આશ્રમ ચલાવનારા હોય તો આશ્રમ સરસ રીતે ચાલે મારો એમને માટેનો પૂજ્યભાવ વધ્યા જ કરે છે.'

"મેં તો એમને (અમે ?) જેલમાં આવ્યા ત્યારથી એમને વિષે જે જે સાંભળ્યું તેથી એમને પૂજ્ય માન્યા છે, અને એક આદર્શ ગૃહસ્થ તરીકે જોયા છે. સત્યુગમાં આના કરતાં ચડિયાતા ગૃહસ્થ તે કેવાક હશે ?" (મ ડા. ૩, પા. ૨૧૮)

## પૂનાનાં સાર્વજનિક કામો

આપણે જોયુ કે, ત્રિવેદીસાહેબે વધારે ફાયદા ને સવડવાળી ઇજનેરીની નોકરી છોડી અધ્યાપકનુ કામ લીધુ તેમાં તેમણે સેવા દ્વારા પોતાના વ્યક્તિત્વના વિકાસનો વિચાર કર્યો હતો. કૉલેજ અને વિદ્યાર્થીઓનાં કામો દ્વારા એમણે એ ઇરાદો કેવી રીતે પાર પાડ્યો તે કાંઈક આપણે ઉપર જોયું એમના સંપર્કમાં આવેલા સેંકડો વિદ્યાર્થીઓ અને અધ્યાપકો આ વિષે વધારે પ્રકાશ પાડી શકે. એવાં કેટલાંક સંસ્મરણો આ ગ્રંથમાં આવ્યાં જ છે. આ ઉપરાંત ત્રિવેદીસાહેબે પૂનાના સામાન્ય જાહેર જીવનમાં પણ પોતાની રીતે ખૂબ ભાગ લીધો હતો. સમાજસેવા અને શિક્ષણ એ એમની ખાસ પસંદગીનાં ક્ષેત્રો જીવનભર રહ્યાં હતાં.

પૂનાના જાહેરજીવનમાં આ બે ક્ષેત્રો દ્વારા એમણે સારો એવો ભાગ લીધો. અને તેની પ્રશંસા પૂનાના તે ક્ષેત્રોના બધા જ વર્ગો કરતા.

આનો વિચાર કરતી વખતે એક બાબતની નોંધ લીધા વગર ન ચાલે. એ બાબત તે પ્રાંતવાદ. આ વાદે આપણા જાહેરજીવનમાં કેટલાક વખતથી માથું ઊંચકયું છે. પૂના તો મહારાષ્ટ્રની પાટનગરી રહી. ત્યાં રહીને કામ કરતા ત્રિવેદીસાહેબની વૃત્તિ આ બાબતમા કેવી રહી, તે જોવું જોઈએ હમણાં જ જોઈ ગયા તે સ્કાઉટ પ્રવૃતિ પરથી એ તરત જણાય છે.

આપણે જોયુ કે, ૧૯૨૫માં મહારાષ્ટ્રના એસિસ્ટન્ટ પ્રોવિન્શિયલ સ્કાઉટ કમિશનર શ્રી પટવર્ધન ગુજરી ગયા ત્યારે પૂનાના કાર્યકર્તાઓએ એ પદ માટે ત્રિવેદીસાહેબને લાયક ગણી તેમની વરણી કરી એ એક જ વાત તેમની મહારાષ્ટ્રમાં લોકપ્રિયતાની દ્યોતક છે. પ્રાંતવાદના સંકુચિત ભાવથી તે પર હતા દસ હજાર મહારાષ્ટ્રીય સ્કાઉટોના વડાનુ પદ તેમના ઉદ્યમ, સેવાવૃત્તિ અને મિલનસારપણું વગેરે ગુણોથી જ તેમને પ્રાપ્ત થયુ હતુ.

પૂનાની શિક્ષણસંસ્થાઓમાં અને ખાસ કરીને નામ૦ ગોખલેજીએ સ્થાપેલી સર્વન્ટ્સ ઑફ ઇંડિયા સોસાયટીમાં, શ્રીમતી રમાબાઈ રાનડેની સંસ્થા સેવાસદનમાં, તેમ જ અનાથ વિદ્યાર્થીગૃહમાં તેઓ ઘણો રસ લેતા, અને પ્રસંગોપાત્ત સલાહસૂચન પણ આપતા. પણ પાછળથી મુંબઈ અને ગુજરાતમાંથી નાણાંની મદદ લાવી આપવા છતા એ શિક્ષણસંસ્થાઓ ગુજરાતી વિદ્યાર્થીઓને પ્રવેશ આપવાની બાબતમાં તેમ જ ગુજરાતીઓ પ્રત્યે એકંદરે યોગ્ય વલણ બતાવતી નથી એવુ તેમને લાગવાથી તેમનો રસ ઓછો થયો હતો. ખાસ કરીને તેમના મિત્ર પ્રિન્સિપાલ શાહની બાબતમાં, તે જે સંસ્થામાં કામ કરતા હતા તે સંસ્થામાંના કેટલાક કાર્યકર્તાઓએ —જોકે એ સંસ્થાએ જ તેમને ઉચ્ચ અભ્યાસ માટે શિષ્યવૃત્તિ આપીને વિલાયત મોકલ્યા હતા—

(વિસાપુરની જેલ ભયાનક અમાનુષી જુલમો તેમ જ ત્યાંનાં ખરાબ હવાપાણી માટે સારી પેઠે વગોવાયેલી હતી; અને તેથી સરકારે તે બંધ પણ કરેલી, તે આ પ્રસંગે પાછી શરૂ કરવામાં આવી હતી.) મહારાષ્ટ્ર, ગુજરાત અને કર્ણાટકમાંથી હજારોની સંખ્યામાં સ્વરાજના સૈનિકોને આ જેલોમાં સરકારે પૂર્યા હતા. ત્રિવેદીસાહેબે મન સાથે સંકલ્પ કરી દીધો — માતૃભૂમિના આ સેવકોની મારાથી જે કંઈ સેવા થઈ શકે તે કરવી એ મારી ફરજ છે ને તે મારે અદા કરવી જોઈએ. ગાંધીજી, કાકાસાહેબ કે સરોજિની નાયડુ જેવાંને માટે તેઓ તેમને જરૂરી વસ્તુઓ, ફળો ઇત્યાદિ જેલના દરવાજા પર જાતે જઈને પહોંચાડી આવે એમાં કશી વિશેષતા ન હતી. પણ અનેક ઓળખીતા અને બિનઓળખીતા સામાન્ય અને અજ્ઞાત એવા દેશસેવકો માટે સાબુ, દંતમંજન, બ્રશ, ઓલિયુ, ચપલ, હજામતનો સામાન, અને ચશ્માં વગેરે પણ આપી આવવામાં ન તો તેમને કદી કોઈ જાતની નાનમ લાગી કે ન તો તે આપતા તેમણે કદી પોતાના ખિસ્સા તરફ જોયું. ઊલટું, આમ સ્વરાજ્યના સૈનિકોની સેવા કરવાની તક મળે છે તે બદલ પોતાને માટે ધન્યતાની જ લાગણી અનુભવી. આ બાબતમાં એમણે

યરોડા જેલમાં અનેક વિષયમાં પારંગત વિદ્વાનો, રાજકીય, આર્થિક, સામાજિક વગેરે વિષયોનો પોતાનો અભ્યાસ વિકસાવવા ઇચ્છતા જુવાનો અને આધેડો, અને અમુક ખાસ વિષયનો અભ્યાસ શરૂ કરવા કે આગળ વધારવા ઇચ્છતાં સ્ત્રીપુરુષો હતાં. તેમની એક સૌથી મહત્ત્વની જરૂર તેમને જોઈનાં જુદા જુદા વિષયોનાં પુસ્તકોની હતી. તેમાંનાં ઘણા તો બહુ મોઘાં પણ હતા. પરંતુ તે માગણી ત્રિવેદીસાહેબે સંપૂર્ણ રીતે સંતોષી. કોઈ વખતે જેલર વાંધો ઉઠાવે તો બને ત્યાં સુધી તેને સમજાવી પુસ્તકો પૂરાં પાડતા. તે પુસ્તકો પાછાં આપવા માટે જેલર પાસે આવતાં ત્યારે તેને ખાસ પસંદ હોય તેવાં પુસ્તકો જેલર પોતાની પાસે પોતાને માટે રાખી લેતો અને તે કદી પાછાં આવતાં નહીં. પરંતુ આ બાબત ઉપર ત્રિવેદીસાહેબ ધ્યાન આપતા નહીં. તે કાળની યરોડા જેલ એક સાંસ્કૃતિક વિદ્યાપીઠ ( કલ્ચરલ યુનિવર્સિટી ) બની હતી એમ કહેવાય છે. તે જેલને વિદ્યાપીઠ બનાવવામાં ત્રિવેદીસાહેબનો ફાળો ઘણો મોટો ગણાય.

પણ આ બધુ સરકારથી શી રીતે સહ્યું જાય ?

કેટલાય રાજદ્વારી કેદીઓ છૂટે ત્યારે ત્રિવેદીસાહેબ પોતાની મોટર લઈને જાતે તેમને તેડવા જતા અને જ્યારે કોઈ તેમને પૂછતુ કે આ તો ભારે મોટો ગુનો — રાજદ્રોહ — ગણાય, ત્યારે તેઓ જવાબ આપતા કે, રિલીઝ્ડ પ્રિઝનર્સ એંડ સોસાયટી જેવી સરકારમાન્ય સોસાયટીઓ જે કામ કરે છે તેના જેવું જ મારું આ કામ છે. એમાં ગુના જેવું શું છે ?

પણ સરકારને થોડી જ આ દલીલ ગળે ઊતરવાની હતી ! તેણે તો તેમના ઘર ( ૫ ટિળકરોડ ) ફરતી સી.આઈ.ડી ની જાળ જ ગોઠવી દીધી. એટલે ઘરમાં મહેમાનોની ભીડ અને બહાર છૂપી પોલીસની, એવી સ્થિતિ થઈ. એક બહેને સાચે જ કહ્યું છે કે, અમે ત્રિવેદીસાહેબને ત્યાં મહેમાનો રહે છે એમ કહેવાને બદલે ત્રિવેદીસાહેબ મહેમાનોને ત્યાં રહે છે એમ જ કહેતાં.

કૉલેજ તો બંધ જ થઈ જશે એવો મને ભય છે. ત્રિવેદીસાહેબના નિખાલસ કાગળથી અને પ્રિન્સિપાલના આવા શેરાથી સરકારને મૌન ધારણ કરવાનું જ ઉચિત લાગ્યું.

## દિનચર્યા અને પ્રાર્થના

ત્રિવેદીસાહેબની પ્રકૃતિ વિષે એક ખાસ લક્ષણ એ હતું કે જ્યારે જુઓ ત્યારે સદા તેમની મુખાકૃતિ શાંત, સૌમ્ય અને પ્રસન્ન જોવા મળતી. વહેલી સવારે ઊઠીને તેમ દાદરા પરથી નીચે જતાં કે ઉપર આવતાં તેમનો ભેટો થાય તો "સુપ્રભાતમ્" થી તમારું સ્વાગત અચૂક થવાનું જ; અને રાત્રે ૧૦ વાગ્યે પણ સવારની એ જ તાજગી અને પ્રસન્નતા તેમના ચહેરા પર દેખાતી કોઈ પણ વખતે કંટાળા કે અણગમાનો ભાવ જોવા ન મળે. કેવળ પોતાની જાત પર કાબૂ મેળવવાથી જ આ સિદ્ધ થતુ નથી તે માટે આંતરિક સૌહાર્દ, પ્રેમ, સૌજન્ય જેવા ગુણોની જરૂર હોય છે. તેમના ઘડતરમાં, મને લાગે છે કે, તેમની પ્રાર્થનાનો ઘણો મોટો હિસ્સો હશે. તેમની દિનચર્યા એ રીતે જ ગોઠવાઈ હતી.

રાત્રે ગમે તેટલા મોડા સૂતા હોય તોય સવારે પાંચ વાગ્યે પોતાના સૂવાના ઓરડામાં ઊઠીને કંઈક વાંચતા બેઠા જ હોય. ઋતુ પ્રમાણે, ૭ કે સાડા ૭ વાગ્યે બધાને માટે ઊઠવાનો ઘંટ થતો;. હંમેશ મહેમાનો ઘરમાં હોય જ, તેથી ઊઠવાને વખતે, પ્રાર્થના વખતે, અને બપોરના ને સાંજના ભોજન સમયે ઘંટ વગાડવામા આવતો — એટલે ઘરના માણસો તેમ જ મહેમાનો — મહેમાનો બિલકુલ ન હોય એવું બહુ ઓછું થતુ — ઊઠવા માંડતા અને અર્ધા કલાકની અંદર પ્રાતર્વિધિ આટોપીને પ્રાર્થના માટે ભેગા થતા સાથે સાથે ચાપાણી ને નાસ્તાની પણ તૈયારી થઈ જતી. ઘરના નોકરો સુધ્ધાં બધા ભેગા બેસીને પ્રાર્થના કરતા. પ્રાર્થનામાં 'આશ્રમભજનાવલિ'નું 'પ્રાતઃ સ્મરણ', 'ઓ ઈશ્વર ભજીએ તને મોટું છે તુજ નામ,' 'નિદ્રા મહીં નહીં હતુ તનભાન જ્યારે' જેવા ગુજરાતી શ્લોકો, એકાદ ભજન, અને રામધૂન થતી. પછી રામદાસના મરાઠી 'મનોબોધ' કે 'મનાચે શ્લોક'માંથી દસ શ્લોકો બધા સાથે બોલતા. આમાં બધ

ત્રિવેદીસાહેબ પોતે તો ગાંધીજીને ભાગ્યે જ મળવા જતા. પણ બહારથી ગાંધીજીને તેમ જ સત્યાગ્રહી કેદીઓને મળવા આવનાર ઘણાનો ઉતારો ત્રિવેદીસાહેબને ત્યાં રહેતો અને તેમને લઈને ત્રિવેદીસાહેબની મોટરને વારંવાર યરોડા જેલ પર જવાનું થતું. એ મોટર કેટલી વાર જેલ પર આવી તેની નોંધ છૂપી પોલીસ રાખતી. ગમે તેમ તોય ત્રિવેદીસાહેબ સરકારી નોકર અને પોતાનો નોકર રાજદ્રોહીઓ સાથે આવો નિકટનો સબંધ રાખે તે સરકારથી કેમ ખમાય? એક દિવસ સરકારનો ખરીતો આવ્યો કે, તમે ગાંધી અને બીજા રાજદ્વારી કેદીઓ સાથે આટલો નિકટનો સબંધ રાખો છો અને સરકાર વિરુદ્ધની રાજદ્વારી ચળવળમાં ભાગ લો છો, માટે સરકારી નોકરીમાંથી તમને છૂટા કેમ ન કરવા તેનો જવાબ આપો. ત્રિવેદીસાહેબે એક ક્ષણનો પણ વિચાર કર્યા વિના જવાબ આપ્યો કે, 'અત્યારની રાજદ્વારી ચળવળમાં હું ભાગ નથી લેતો, પણ ગાંધીજીને મારા પિતા તુલ્ય ગણું છું અને સઘળા આશ્રમવાસીઓને મારા કુટુંબીજન ગણું છું. વળી જેલમાંના ઘણા કેદીઓ સાથે મારો મિત્રતાનો સબંધ છે. મારા આ સંબંધોને રાજદ્વારી બાબતો સાથે કશી લેવાદેવા નથી. મારા એ ખાનગી સબંધો હું સરકારના કહેવાથી છોડી શકું નહીં.' આવી મતલબનો કાગળ લખી તેઓ પોતાના પ્રિન્સિપાલ પાસે ગયા અને સરકાર તરફ રવાના કરવા તે તેમને સોંપ્યો. પ્રિન્સિપાલ અંગ્રેજ હતો. તે કાગળ વાંચીને ખુશ થઈ ગયો અને કશાં ગલ્લાંતલ્લાં કર્યા વિના આવો સ્પષ્ટ અને નિખાલસ કાગળ લખવા માટે તેણે ત્રિવેદીસાહેબને ખૂબ અભિનંદન આપ્યાં. પછી એ કાગળ સરકારમાં રવાના કરતી વખતે પોતાના તરફથી શેરો કર્યો કે, પ્રો ત્રિવેદી બહુ સાચા, પ્રામાણિક અને વફાદાર ગૃહસ્થ છે. વળી પૂના શહેરમાં અને ખાસ કરીને અહીંના કૉલેજના પ્રોફેસરો અને વિદ્યાર્થીઓના તેઓ એટલા પ્રીતિપાત્ર છે કે સરકાર તેમની સામે કશાં પગલાં ભરશે તો વિનાકારણ આફત વહોરશે. આવા વિષમ સમયમાં તેમની સામે પગલાં ભરવાથી ઍગ્રિકલ્ચરલ

કૉલેજ તો બંધ જ થઈ જશે એવો મને ભય છે. ત્રિવેદીસાહેબના નિખાલસ કાગળથી અને પ્રિન્સિપાલના આવા શેરાથી સરકારને મૌન ધારણ કરવાનું જ ઉચિત લાગ્યું

## દિનચર્યા અને પ્રાર્થના

ત્રિવેદીસાહેબની પ્રકૃતિ વિષે એક ખાસ લક્ષણ એ હતુ કે જ્યારે જુઓ ત્યારે સદા તેમની મુખાકૃતિ શાંત, સૌમ્ય અને પ્રસન્ન જોવા મળતી. વહેલી સવારે ઊઠીને તેમ દાદરા પરથી નીચે જતાં કે ઉપર આવતાં તેમનો ભેટો થાય તો "સુપ્રભાતમ્" થી તમારું સ્વાગત અચૂક થવાનુ જ; અને રાત્રે ૧૦ વાગ્યે પણ સવારની એ જ તાજગી અને પ્રસન્નતા તેમના ચહેરા પર દેખાતી કોઈ પણ વખતે કંટાળા કે અણગમાનો ભાવ જોવા ન મળે. કેવળ પોતાની જાત પર કાબૂ મેળવવાથી જ આ સિદ્ધ થતું નથી. તે માટે આંતરિક સૌહાર્દ, પ્રેમ, સૌજન્ય જેવા ગુણોની જરૂર હોય છે. તેમના ઘડતરમાં, મને લાગે છે કે, તેમની પ્રાર્થનાનો ઘણો મોટો હિસ્સો હશે. તેમની દિનચર્યા એ રીતે જ ગોઠવાઈ હતી.

ત્રિવેદીસાહેબ પોતે તો ગાંધીજીને ભાગ્યે જ મળવા જતા. પણ બહારથી ગાંધીજીને તેમ જ સત્યાગ્રહી કેદીઓને મળવા આવનાર ઘણાનો ઉતારો ત્રિવેદીસાહેબને ત્યાં રહેતો અને તેમને લઈને ત્રિવેદી-સાહેબની મોટરને વારંવાર યરોડા જેલ પર જવાનું થતું. એ મોટર કેટલી વાર જેલ પર આવી તેની નોંધ છૂપી પોલીસ રાખતી. ગમે તેવા તોય ત્રિવેદીસાહેબ સરકારી નોકર અને પોતાનો નોકર રાજદ્રોહીઓ સાથે આવો નિકટનો સંબંધ રાખે તે સરકારથી કેમ ખમાય? એક દિવસ સરકારનો ખરીતો આવ્યો કે, તમે ગાંધી અને બીજા રાજદ્વારી કેદીઓ સાથે આટલો નિકટનો સબંધ રાખો છો અને સરકાર વિરુદ્ધની રાજદ્વારી ચળવળમા ભાગ લો છો, માટે સરકારી નોકરીમાથી તમને છૂટા કેમ ન કરવા તેનો જવાબ આપો ત્રિવેદીસાહેબે એક ક્ષણનો પણ વિચાર કર્યા વિના જવાબ આપ્યો કે, 'અત્યારની રાજદ્વારી ચળવળમાં હું ભાગ નથી લેતો; પણ ગાંધીજીને મારા પિતા તુલ્ય ગણું છું અને સાબરમતી આશ્રમવાસીઓને મારા કુટુંબીજન ગણું છું વળી જેલમાંના ઘણા કેદીઓ સાથે મારો મિત્રતાનો સંબંધ છે. મારા આ સંબંધોને રાજદ્વારી બાબતો સાથે કશી લેવાદેવા નથી. મારા એ ખાનગી સંબંધો હું સરકારના કહેવાથી છોડી શકું નહીં.' આવી મતલબનો કાગળ લખી તેઓ પોતાના પ્રિન્સિપાલ પાસે ગયા અને સરકાર તરફ રવાના કરવા તે તેમને સોંપ્યો. પ્રિન્સિપાલ અંગ્રેજ હતો. તે કાગળ વાંચીને ખુશ થઈ ગયો અને કશાં ગલ્લાંતલ્લાં કર્યા વિના આવો સ્પષ્ટ અને નિખાલસ કાગળ લખવા માટે તેણે ત્રિવેદીસાહેબને ખૂબ અભિનંદન આપ્યાં. પછી એ કાગળ સરકારમાં રવાના કરતી વખતે પોતાના તરફથી શેરો કર્યો કે, પ્રો. ત્રિવેદી બહુ સાચા, પ્રામાણિક અને વફાદાર ગૃહસ્થ છે. વળી પૂના શહેરમાં અને ખાસ કરીને અહીંના કોલેજોના પ્રોફેસરો અને વિદ્યાર્થીઓના તેઓ એટલા પ્રીતિપાત્ર છે કે સરકાર તેમની સામે કશાં પગલાં ભરશે તો વિનાકારણ આફત વહોરશે. આવા વિષમ સમયમાં તેમની સામે પગલાં ભરવાથી એગ્રિકલ્ચરલ

કૉલેજ તો બધ જ થઈ જશે એવો મને ભય છે. ત્રિવેદીસાહેબના નિખાલસ કાગળથી અને પ્રિન્સિપાલના આવા શેરાથી સરકારને મૌન ધારણ કરવાનુ જ ઉચિત લાગ્યું.

## દિનચર્યા અને પ્રાર્થના

ત્રિવેદીસાહેબની પ્રકૃતિ વિષે એક ખાસ લક્ષણ એ હતુ કે જ્યારે જુઓ ત્યારે સદા તેમની મુખાકૃતિ શાંત, સૌમ્ય અને પ્રસન્ન જોવા મળતી. વહેલી સવારે ઊઠીને તેમ દાદરા પરથી નીચે જતાં કે ઉપર આવતાં તેમનો ભેટો થાય તો "સુપ્રભાતમ્" થી તમારુ સ્વાગત અચૂક થવાનું જ; અને રાત્રે ૧૦ વાગ્યે પણ સવારની એ જ તાજગી અને પ્રસન્નતા તેમના ચહેરા પર દેખાતી કોઈ પણ વખતે કંટાળા કે અણગમાનો ભાવ જોવા ન મળે. કેવળ પોતાની જાત પર કાબૂ મેળવવાથી જ આ સિદ્ધ થતુ નથી. તે માટે આંતરિક સૌહાર્દ, પ્રેમ, સૌજન્ય જેવા ગુણોની જરૂર હોય છે. તેમના ઘડતરમાં, મને લાગે છે કે, તેમની પ્રાર્થનાનો ઘણો મોટો હિસ્સો હશે. તેમની દિનચર્યા એ રીતે જ ગોઠવાઈ હતી.

રાત્રે ગમે તેટલા મોડા સૂતા હોય તોય સવારે પાંચ વાગ્યે પોતાના સૂવાના ઓરડામાં ઊઠીને કંઈક વાચતા બેઠ જ હોય. ઋતુ પ્રમાણે, ૭ કે સાડા ૭ વાગ્યે બધાને માટે ઊઠવાનો ઘંટ થતો;. હમેશ મહેમાનો ઘરમાં હોય જ, તેથી ઊઠવાને વખતે, પ્રાર્થના વખતે, અને બપોરના ને સાંજના ભોજન સમયે ઘંટ વગાડવામાં આવતો — એટલે ઘરના માણસો તેમ જ મહેમાનો — મહેમાનો બિલકુલ ન હોય એવું બહુ ઓછુ થતું — ઊઠવા માંડતા અને અર્ધો કલાકની અંદર પ્રાતર્વિધિ આટોપીને પ્રાર્થના માટે ભેગા થતા. સાથે સાથે ચાપાણી ને નાસ્તાની પણ તૈયારી થઈ જતી. ઘરના નોકરો સુધ્ધાં બધા ભેગા બેસીને પ્રાર્થના કરતા. પ્રાર્થનામાં 'આશ્રમભજનાવલિ'નું 'પ્રાતઃ સ્મરણ', 'ઓ ઈશ્વર ભજીએ તને મોટું છે તુજ નામ,' 'નિદ્રા મહીં નહીં હતુ તનભાન જ્યારે' જેવા ગુજરાતી શ્લોકો, એકાદ ભજન, અને રામધૂન થતી પછી રામદાસના મરાઠી 'મનોબોધ' કે 'મનાચે શ્લોક' માંથી દસ શ્લોકો બધા સાથે બોલતા. આમાં બધ

ભાગ લઈ શકે તેટલા માટે 'મનોબોધ'ની નકલો પણ પૂરતી સંખ્યામાં વસાવેલી હતી. તે પછી ચા અને નાસ્તા સાથે થોડો વખત વાર્તાલાપ ચાલતો અને પછી સૌ પોતપોતાને કામે વળગી જતા. ત્રિવેદીસાહેબ નાહીને સ્વચ્છ સફેદ ખાદીનાં કપડાં પહેરી તૈયાર થતા અને મહેમાનો-માંથી કોઈને ક્યાંય જવાનું હોય તો તેમને મૂકી પોતે કૉલેજ પર કે બીજે પોતાના કામ પર જતા. સવારે કામે જતા ત્યારે ૧૨ પછી ઘેર જમવા આવતા ને ભોજન પછી થોડો સમય આરામ લઈને ફરી કૉલેજ પર જતા. ત્યાંથી પાંચના અરસામાં છૂટવા કે પાછા મહેમાનોની સેવામાં હાજર કોઈને મળવા કરવાનું હોય તો તેમની સાથે ત્યાં અથવા જાહેર ભાષણ કે સભાનો કાર્યક્રમ હોય તો ત્યાં તેમને લઈ જતા. ક્યારેક ચતુશૃંગીનુ મેદાન કે એવા કોઈ બહારને સ્થળે ફરવા લઈ જતા. સિનેમા કે નાટક પણ આવા કાર્યક્રમમા ક્યારેક હોય જ.

રાત્રે ૮॥–૯ વાગ્યે ભોજન થતુ. મહેમાનો સાથે સ્થાનિક મિત્રોમાથી પણ કોઈ ને કોઈ હોતુ જ ૧૦ વાગ્યા સુધી વાતો ચાલતી ને પછી બધા પોતપોતાના સૂવાના સ્થાને જતા. ત્રિવેદીસાહેબ ક્યારેક આ વખતે દૈનિક છાપુ કે બીજાં પુસ્તકો જોતા જોતા સૂઈ જતા. છેલ્લે છેલ્લે તેમને અલ્પનિદ્રા કે અનિદ્રાનો રોગ લાગુ પડેલો.

આ બધામાં સવારનાં ચાપાણી પહેલાંની પ્રાર્થના એ સ્થિર કાર્યક્રમ હતો. એ બાબત તેમનો પૂરેપૂરો આગ્રહ હતો. તેઓ તેનો પ્રચાર જોકે ભાગ્યે જ કરતા, અને આમેય બીજાઓને ઉપદેશ કે બોધ આપવાનો ડોળ તેમણે કદી કર્યો નથી, છતાં જ્યારે ૧૯૩૧ ની આખરમાં (તા. ૨૦–૧૨–૧૯૩૧ ને રોજ) પોતાના જ્ઞાતિબાંધવોનું એક નાનકડું સમેલન પૂનામાં ભરાયેલું ત્યારે તેમણે પ્રમુખ તરીકે આપેલા ભાષણમાં પ્રાર્થનાનો ખાસ ઉલ્લેખ કરીને તેની અગત્ય સમજાવી હતી. તેમનાં ભાષણો કે લખાણો આપણને ભાગ્યે જ જોવા મળે છે. એટલે એ ભાષણનો અહેવાલ એક વાનગી રૂપે અહીં આપીએ તો અસ્થાને નહીં ગણાય :

મારે જ્ઞાતિના વયોવૃદ્ધ ગૃહસ્થોને ખાસ કંઈ જ કહેવાનુ નથી. મારે તો જ્ઞાતિનાં બાળકો, બાળકીઓ અને યુવાનોને ઉદ્દેશીને એમની શરીરસંપત્તિ સુધારવાનુ અને કસરત કરી તંદુરસ્ત રહેવા અને શુદ્ધ ચારિત્ર્ય કેળવવા કહેવાનુ છે. તેમણે બહેનોને તથા સ્ત્રીઓને ઘરની આદર્શ ગૃહિણીઓ થઈ ને રહેવા તેમ જ "દેવના દીધેલ" બાળકોના ઉછેર ઉપર ખાસ લક્ષ આપવા તથા સ્વદેશી વસ્ત્રો જ પહેરવા માટે વ્રત લેવાની વિનંતિ કરી હતી. છેવટમાં સર્વેને ઉદ્દેશીને તેમણે જણાવ્યું કે, હાલના વખતમાં જ્યારે ચારે તરફ માનસિક, કૌટુંબિક, સામાજિક, રાજકીય તેમ જ આર્થિક અસ્થિરતા અને અશાંતિ ફેલાઈ છે, તેવે સમયે મહાત્માજીના આશ્રમના ઘણા ઉત્તમ નિયમોમાંથી એક નિયમનું ખાસ પાલન કરવું ઘટે છે. એ નિયમ પ્રાતઃકાળમાં કુટુંબનાં સર્વ ભાઈબહેનોએ ગમે તેમ કરી છેવટે ૧૦ મિનિટ પણ ચાપાણી લીધા પહેલાં જ ભેગાં મળીને ઈશ્વરસ્મરણ કે પ્રાર્થના ગમે તો ગીતામાંથી કે 'આશ્રમભજનાવલિ'માંથી કરવાનો છે. કારણ નિયમિત પ્રાર્થનાને પરિણામે અજબ શાંતિ અને માનસિક વિકાસ થયા વિના રહેતાં નથી.

## માંદાની માવજત

ત્રિવેદીસાહેબના વ્યક્તિત્વની બીજી એક નોંધપાત્ર બાજુ તે એમની માંદાઓની માવજત કરવાની સહજવૃત્તિ છે. ગાંધીજીએ પોતાને માટે 'આત્મકથા'માં લખ્યું છે કે, માંદાની માવજત એ એમનો એક દિલનો શોખ હતો. આ વસ્તુ હૃદયની અમુક કોમળતા અને માનવપ્રેમ દેખાડનારી છે. આતિથ્ય અને માંદાની માવજત એવાં કામો છે કે જેમાં વ્યક્તિએ અમુક ત્યાગ, તિતિક્ષા અને બીજાને મદદરૂપ થવાને માટે તત્પરતા ધરાવવી જોઈએ ત્રિવેદીસાહેબમાં આ બને વસ્તુ સારી પેઠે ભરેલી હતી. અને એ બેનું એમણે જીવનભર સેવન કરી, તે દ્વારા એક પ્રકારની આધ્યાત્મિક ભૂમિકા જીવનમાં સાધી. આ વસ્તુઓ એમણે એક સહજ યોગ કે ધર્મરૂપે પોતાના જીવનમાં વણી લીધી હતી. આ

દ્વારા તે પોતાના ચિત્તને પ્રસન્ન રાખતા જીવનમા એને તથા સેવાને એમણે એક યોગીની જેમ ઉતાર્યાં હતાં. અને આ બધાની એમના ઉપર ઊંડી આધ્યાત્મિક અસર હતી, એમ તેમના નિકટના સંસર્ગમાં આવનાર જોયા વિના ન રહે

માંદાની માવજત કરવામાં ત્રિવેદીસાહેબ નિરલસપણે સદાય તત્પર રહેતા એટલે સુધી કે, પોતે ઇજનેરીનો અભ્યાસ કર્યો તેને બદલે દાક્તર થયા હોત તો સારુ થાત એમ તેમને કેટલીક વખતે લાગતુ દાક્તરી જ્ઞાન તેમના સેવાકાર્યમા વધારે ઉપયોગી બનત એમ તેઓ કહેતા એમની એ ઇચ્છા જ સસ્કારરૂપે એમના પુત્રમા ઊતરી હોય તો નવાઈ નહી સદ્ભાગ્યે પુત્ર દ્વારા એ પાર પાડવાનો સંતોષ પણ એમને લાધ્યો

એમની આ પ્રવૃત્તિના થોડાક દાખલા અહી નોધવા જેવા છે ૧૯૨૦ પહેલાના બે દસકા દરમ્યાન પૂના એ પ્લેગનુ કાયમી ધામ બન્યુ હતુ દર વરસે કે એકાતરે ત્યા પ્લેગ થતો અને કેટલાક મહિના શહેર છોડી લોકો બહાર ઝૂપડામા રહેવા જતા ત્રિવેદીસાહેબે એ પ્લેગના દિવસોમા પોતાનો અને કુટુંબનો જીવ પણ જોખમમા નાખીને ઘણાની સેવા બજાવી હતી

એક મિત્રનાં પરિચિત બહેન પ્લેગના પંજામા સપડાયા હતા. ત્રિવેદીસાહેબ અને સૌ હીરાબહેને બીજા એક મિત્રની સાથે તેમની સારવાર શરૂ કરી એ બહેનના માતપિતાને તાર કરીને ખબર આપવામાં આવી તેઓ આવ્યા તો ખરા, પણ રખેને પોતાને પ્લેગનો ચેપ લાગે એ બીકથી પોતાની દીકરીની પાસે પણ ગયા નહી; ત્રિવેદીસાહેબની સેવા બદલ ઉપકાર માની સારવાર સારી રીતે ચાલુ રાખવા સૂચના આપી વળતી ગાડીએ જ પાછાં વિદાય થયા ! જ્યારે સારવાર કરનાર લોકો દરદીના બિછાના પાસે બેસી બધુ કામ કરતા હતા અને હીરાબહેને તો બિછાના પર જ બેસી, પોતાની દીકરીની માફક, કોઈ પણ જાતના

ચેપના ડર વિના કે ગંદવાડની સૂગ વિના તે બહેનની સેવા કરી. ઈશ્વરકૃપાએ એ બહેન સાજાં થયાં.

એક મિત્રના નોકરને પ્લેગ થયેલો. પેલા મિત્ર અને તેમનાં પત્ની તેને પ્લેગ હૉસ્પિટલમાં રવાના કરી ડૉક્ટરની સલાહથી પૂના છોડીને બહાર જતાં રહ્યાં અને જતા જતાં નોકરની કાળજી રાખવા ત્રિવેદીસાહેબને સૂચવતા ગયાં ! ભલા ત્રિવેદીસાહેબ તેની ખબર લેવા જાતે જતા, તેને ફળ વગેરે પહોચાડતા તેના નાના છોકરાને પણ તેમણે પોતાની પાસે રાખેલો નોકર સાજો થયો એક વાર પોતે કોઈ કામગીરી સ્વીકારે પછી એ પાર પાડ્યા વિના ન રહેવું એ તેમનો સ્વભાવ હતો, તે માટે ફાવે તેવી અગવડ વેઠતાં તેઓ ડગતા નહીં

કૉલેજમા કોઈ પણ વિદ્યાર્થી માંદો પડ્યાની ખબર મળે એટલે તેની પથારી પાસે તરત પહોંચી જતા, અને સારવાર અને ઉપચાર માટે જે કંઈ કરવાનુ આવશ્યક લાગે તે કરતા

ગાંધીજીનુ ઍપેન્ડિક્સનુ ઓપરેશન થયુ ત્યારે ત્રિવેદીસાહેબ સવારે, બપોરે અને સાંજે તેમની ખબર કાઢવા જતા મનુ તો તેમની સેવામાં આખો વખત આપતો જ. ખેતીવાડી કૉલેજના બાગમાથી સારામાં સારાં ફળ ખરીદીને ગાંધીજી માટે તેઓ લઈ જતા અને ગાંધીજીએ આવા સરસ ફળ ક્યાથી લાવો છો એમ પૂછ્યું ત્યારે, એ અમારી કૉલેજની વાડીનાં છે, આપને માટે વપરાય છે એ કૉલેજનુ ભાગ્ય છે, એમ કહેલું નાનો મનુ બાપુને દ્રાક્ષ વીણી આપતો તે બાપુ કદી ભૂલ્યા નહી. કેટલાક કાગળોમાં તેમણે એ વાતનો ઉલ્લેખ પણ કર્યો છે. મનુ સાથે બાપુની એટલી બધી દોસ્તી જામેલી કે, બાપુને જ્યારે બારડોલી સત્યાગ્રહને લગતા સમાધાનની ચર્ચા જેવા મહત્ત્વના વિષય માટે મુબઈના ગવર્નરને મહાબળેશ્વર મળવા જવાનું હતુ, ત્યારે પૂના થઈને જતા પૂનામા નાના મિત્ર મનુની મુલાકાત લેવાની કલમ એમના કાર્યક્રમમા તેમણે જાહેર કરી હતી મનુ તે વખતે માંદો હતો.

કૅમ્પમાં એક નિષ્ણાત વૈદ્ય પાસે મને મોટરમાં લઈને ગયા ને મારા દાંતનો ઍક્સરે લેવડાવ્યો. ઇન્જેક્શન અને દવા સાથે ખાસ્સું પચીસ રૂપિયાનું પાણી થયું. હું બહુ જ અકળાયો, પણ શું કરું? થોડા દિવસ પછી લાગ જોઈને મારા જૂના ડૉક્ટર પાસે ગયો અને એની પાસે દાંત કઢાવી લીધો અને આજે આગળથી કશું ખવાય એવું ન હતું તેથી ઘરમાં ત્રિવેદીસાહેબને ખબર આપી. ગમે તેવા ડૉક્ટર પાસે દાંત કઢાવતાં જતાં ક્યારેક તે ભાગી જઈ તેનો ટુકડો રહી જાય છે અને પછી ભારે પીડા થાય છે એમ કહી તેમણે મને ઠપકો આપ્યો. એ શહીદ દાંતનો ફોટો મેં હજુ સુધી જાળવી રાખ્યો છે।

પણ પોતાની માંદગીની જરા પણ હોહા તેમણે થવા દીધી નથી. ૧૯૩૮માં જ્યારે કૉલેજમાં તેમને એકાએક પહેલવહેલી લોહીની ઊલટી થઈ, ત્યારે પૂનાના એક નિષ્ણાત ડૉક્ટર મુરતેએ મોટરકાર જાતે ચલાવવાની તેમને મના કરી હતી. છતાં ટ્રાફિક પસાર થતા ત્રિવેદીસાહેબે ડૉક્ટરની એ સલાહની અવગણના કરી મોટર જાતે ચલાવવાનું ચાલુ જ રાખેલું. છેવટના દિવસોમાં એમને પેટમાં દર્દ હતું અને ભારે ખોરાક તેમને અનુકૂળ આવતો નહીં. પરંતુ મહેમાનોનો વિરસ ન થાય એટલા માટે મિષ્ટાન્ન જેવી ભારે વસ્તુ પણ એ ખાઈ લેતા. હાથ પર મોટું ગૂમડું થયેલું — ડાયાબીટીસનું પાકું હોય — ડૉક્ટર ડ્રેસિંગ કરવા આવે અને એમાંથી સડેલા ટિસ્યૂઝ ચીપિયા વતી કાઢે ત્યારે જોનારને પણ વેદના થયા વિના રહેતી નથી. ત્રિવેદીસાહેબ ક્યારેક વેદના બહુ જ અસહ્ય થતી ત્યારે તે મંદ જ શાંતપણે વ્યક્ત કરતા. પોતાનું શારીરિક અને માનસિક દુઃખ કે દર્દ પોતાના માણસો આગળ પણ વ્યક્ત ન કરવાની વૃત્તિ મદન પિતાપુત્રનો મીઠો ઝઘડો પણ ક્યારેક થતો.

માંદાની માવજત તો ત્રિવેદીસાહેબ કરતા જ. પણ કેટલીય વાર ગુજરી ગયેલાને અંતિમ મંજિલે પહોંચાડવાનું કામ પણ તેમણે કરેલું છે. એવે વખતે રાત કે દિવસ જોયા વિના પોતાના કામનું કોઈ પણ જાતનું બહાનું કાઢ્યા વિના પોતે અને પોતાના વિદ્યાર્થીઓ તથા મિત્રોને સાથે

લઈને પહોંચી જતા આવે વખતે લોકો સામાન્યપણે કંઈક પણ બહાનું કાઢીને સ્મશાને જવાનું ટાળવાનો રસ્તો કાઢે છે પણ સ્નેહી સોબતી ઓની મદદની જરૂર પણ આવે વખતે જ વધુમાં વધુ પડે છે તેથી કોઈ પણ પળે તેઓ એવી સેવા આપવાને તૈયાર જ રહેતા મુંબઈ સરકારના પ્રધાન સર ચૂનીલાલ મહેતા કે ડિસ્ટ્રિક્ટ એન્ડ સેશન્સ જજ શ્રી ઠાકોર જેવા પણ આવી આપત્તિને વખતે મૂંઝવણમાં પડી ગયેલા સર ચૂનીલાલે પોતાની પુત્રીના અવસાન પ્રસંગે મુંબઈ ફોન કરી માણસો બોલાવવાની તૈયારી કરેલી પણ ત્રિવેદીસાહેબે પોતાના વિદ્યાર્થીઓની અને મિત્રોની મદદથી તેમના પ્રસંગો સરળતાથી પાર પાડી આપ્યા આમાં પરિચય, માણસની સામાજિક પ્રતિષ્ઠા કે નાતજાતનો એ કદી વિચાર કરતા નહીં

વઈને પહોચી જતા આવે વખતે લોકો સામાન્યપણે કઈક પણ બહાનુ કાઢીને સ્મશાને જવાનુ ટાળવાનો રસ્તો કાઢે છે પણ સ્નેહી મોબતી ઓની મદદની જરૂર પણ આવે વખતે જ વધુમા વધુ પડે છે તેથી કોઈ પણ પળે તેઓ એવી સેવા આપવાને તૈયાર જ રહેતા મુબઈ સરકારના પ્રધાન સર ચૂનીલાલ મહેતા કે ડિસ્ટ્રિક્ટ એન્ડ સેશન્સ જજ શ્રી ઠાકોર જેવા પણ આવી આપત્તિને વખતે મૂઝવણમા પડી ગયેલા સર ચૂનીલાલે પોતાની પુત્રીના અવસાન પ્રસગે મુબઈ ફોન કરી માણસો બોલાવવાની તૈયારી કરેલી, પણ ત્રિવેદીસાહેબે પોતાના વિદ્યાર્થીઓની અને મિત્રોની મદદથી તેમના પ્રસગો સરળતાથી પાર પાડી આપ્યા આમા પરિચય, માણસની સામાજિક પ્રતિષ્ઠા કે નાતજાતનો એ કદી વિચાર કરતા નહી

આવો જ એક બીજો પ્રસગ શ્રી મગનભાઈ દેસાઈએ પોતાના મોટાભાઈના મૃત્યુ અગેનો લખી આપ્યો છે, તે એમના જ શબ્દોમા ટૂકમા ઉતાર્યો છે

'ઈ સ ૧૯૧૯ની વાત છે મારા મોટાભાઈ શ્રી ગોરધનભાઈ પ્રભુરામ દેસાઈ ખેતીવાડી કોલેજના ગ્રેજ્યુએટ થઈને પૂનામા ગણેશખીણની ગવર્નરની વાડીના મૅનેજર તરીકે કામ કરતા હતા તે ખેતીવાડી કૉલેજમા ભણતા ત્યારે ત્રિવેદીસાહેબ વિષે મને વાતો કહેતા તે વિદ્યાર્થી મડળના મત્રી તરીકે તેમની દોરવણી તળે કામ કરતા, અને એવા આનદની વાતો પણ કરતા ભણતા ત્યારે કેમ્પમા કામ કરવા જતા તેની પણ વાતો કરતા

"આ વખતે હુ મુબઈમા કૉલેજમા ભણતો હતો એક દિવસ અચાનક મને તાર મળ્યો કે, તમારા મોટાભાઈ બીમાર છે અને સાસૂન હૉસ્પિટલમા આણ્યા છે અને ઍપેન્ડિક્સનુ ઑપરેશન કરવાનુ છે હુ તરત પૂના પહોચ્યો પહેલી વાર પૂના જતો હતો મારા મોટાભાઈના એક મિત્રને ત્યા ઊતરેલો

અને લખ્યુ કે, હું તો મનુભાઈના ભાઈ જેવો ગણાઉં, અને મારા મોટાભાઈની એમને યાદ આપી કે, તમારા એક વિદ્યાર્થીનો હું તો નાનો ભાઈ થાઉં. તેમણે 'આપ' લખવાનુ તો છોડ્યું; પણ તેમનો ભાવ એ હતો કે, ગરૂની સેવામા અર્પણ થયેલા લોકો, નાના કે મોટા, બહુમાનને પાત્ર છે.

"મારા મોટાભાઈની અંતિમ ક્રિયા ત્રિવેદીસાહેબ જેવા વડીલે સંભાળી એ વસ્તુને મેં મારા દિલમાં ખૂબ પ્રેમ અને આદરભાવથી સંઘરી છે. એ દ્વારા એમણે મને એમનો જિંદગીભરનો સ્વજન બનાવ્યો."

### સાથીઓ સાથે સંબંધ

કૉલેજમા સહકારીઓ સાથે તેમનો સબંધ બહુ જ મીઠો રહેતો. પગાર, પદ કે મોભાને કારણે કોઈ પણ જાતનુ અતડાપણું તેઓ રાખતા નહીં. મુશ્કેલીને વખતે તેઓ તેમને પોતાને ઘેર અઠવાડિયાં સુધી રાખતા અને માદા સાજા હોય તો કુટુંબના એક માણસ તરીકે જ તેમની સારવાર તરફ પણ ધ્યાન આપતા. આવી રીતે પોતાના એક સાથીને મોકળાશવાળું ઘર ન મળવાને કારણે અને બીજાને માંદગીને કારણે તેમને ત્યા લાંબો વખત રહેલા મેં જોયા પણ છે. પૂના નિવાસના શરૂના દિવસોમાં અરસપરસ ગાઢ પરિચયમાં અવાય અને ભાઈચારો કેળવાય એ ઉદ્દેશથી તેઓ કૉલેજના અધ્યાપક મંડળ સાથે વનભોજનના કાર્યક્રમો પણ ગોઠવતા. પણ આગળ જતાં તેમનું કાર્યક્ષેત્ર બહુ વિશાળ થતાં એ પ્રથા બંધ પડી લાગે છે — અથવા કહો કે રૂપાંતર પામી. કૉલેજના સાથીઓ સાથે એમનો સંબંધ એટલો ઘરોબાનો બન્યો હતો કે, તેમણે બીજા અધ્યાપકોની સાથે રહીને એક કૉલોની વસાવવાના હેતુથી જમીન પણ રાખેલી ને તેઓ તથા બીજા કેટલાક મિત્રો સાથે પૂનામાં કાયમી વસવાટ કરવાનો પણ તેમણે વિચાર કરેલો.

આણંદમાં તેમના મદદનીશ તરીકે આવેલા રા. બ. રામસ્વામી શિવન્ લખે છે :

"હુ આણંદ આવ્યો ત્યારથી પ્રો. ત્રિવેદીએ મારું દિલ હરી લીધું. તેમને પોતાના કામ માટે પ્રેમ હતો અને તેમના અવસાનથી સંસ્થાએ સૌથી ઉપયોગી માણસ ગુમાવ્યો છે. તેમના અણધાર્યા મૃત્યુથી હું બહુ જ મુશ્કેલીમાં પડ્યો છું. અને સંસ્થાનું કામ ભવિષ્યમાં શી રીતે ચલાવવું એ મને સમજાતું નથી. અનેક મહત્ત્વની બાબતોનો વિચાર કરવાનુ અમે તેમના પાછા આવવા પર રાખ્યું હતું."

હાથ નીચેના કારકુનો કે પટાવાળાઓ પ્રત્યે તેમનો વત્સલભાવ હતો. સત્યાગ્રહની લડત વખતે ઓફિસના એક બે કારકુનો એમને ત્યાં જ્યારે જેલયાત્રીઓની સેવામાં મદદ અર્થે આવતા, ત્યારે એક વેઠ તરીકે નહીં પણ આપણને ત્રિવેદીસાહેબની અને તેમની મારફત દેશસેવકોની સેવા કરવાની તક મળે છે એવી ભાવનાથી તેઓ કામ કરતા. અને 'સાહેબ' પ્રત્યે બહુ જ લાગણીપૂર્વક પોતાનો આદર વ્યક્ત કરતા.

ઘરના નોકરો પ્રાર્થના વખતે બધાની સાથે બેસતા. પણ તેમને અક્ષરજ્ઞાન મળે, તેમની પ્રગતિ થાય એ ઉદ્દેશથી આંબુ જેવા ચાલાક છોકરાને ભણાવવા તેમણે માસ્તર પણ રાખેલો. પોતે પણ તેમની પાસે વંચાવતા. બીજે મોટાં ઘરોમાં નોકરો મહેમાનો પાસે બક્ષિસની અપેક્ષા રાખે છે અને તે ન આપનાર પ્રત્યે ગેરવર્તન પણ કરે છે. જ્યારે ત્રિવેદીસાહેબના નોકરોને કોઈ કશું આપવા જતો તો ભોંઠો પડતો.

## ઉપરીઓ સાથે

પોતાના ઉપરી અમલદારો પર તેમના ચારિત્ર્યની, પ્રામાણિકપણાની તેમ જ સ્વમાનની લાગણીની સારી છાપ પડી હતી. એન્જિનિયર ઇંગ્લસ (Ingles) કે જેના હાથ નીચે તેમણે હડપસરમાં કામ કરેલું તે તેમને અતિ લાગણીવાળા super-sensitive તરીકે જ ઓળખતો. છતાં તેમની વચ્ચે બહુ જ મીઠો સંબંધ હતો. તેમના કામ પર તે બહુ જ ખુશ રહેતો. એન્જિનિયરિંગ ખાતામાંથી છૂટા થઈને

'ત્રિવેદીસાહેબ કૉલેજમાં ગયા પછી પણ ઇંગ્લ્સ અને તેના કુટુંબ સાથે તેમનો સારો સંબંધ રહેલો અને તેઓ તેમને અવારનવાર મળવા પણ જતા. શ્રીમતી વીગ ઇંગ્લ્સ મનુભાઈ પરના કાગળમાં લખે છે :

"તમારા પિતાએ ૨૧ વરસ પર મારા દીકરા માટે ગુજરાતનાં રમકડાં આણી આપેલાં તે મને બરાબર યાદ છે. તમારી તબિયત વિષે તેમને બહુ ચિંતા રહેતી અને તમારી ડૉક્ટર થવાની ઇચ્છા પાર પડશે કે નહીં તેની તેઓ ખૂબ કાળજી કરતા."

ખેતીવાડી કૉલેજના પ્રિન્સિપાલ ડૉ બર્ન્સ પર તેમની શરૂઆતથી જ સારી છાપ પડી હતી અને બન્ને વચ્ચે નિખાલસતાભરી મિત્રાચારી બંધાઈ હતી તેઓ મનુભાઈ પરના દિલાસાના કાગળમા લખે છે :

"તમારા પિતા જે દિવસે પૂનાની કૉલેજમાં પ્રોફેસર તરીકે આવ્યા તે દિવસથી તેમની બહુ સુંદર છાપ ત્યા પડી હતી. તેઓ બહુ જ નિઃસ્વાર્થ, સાર્વજનિક કાર્યની ધગશવાળા, ઉદાર, આતિથ્યપ્રિય, અને પૂરેપૂરા ભલા હતા. અમે એકબીજાને સારી રીતે સમજીએ છીએ અને પૂરી નિખાલસતાથી વાતચીત કરી શકીએ છીએ એમ મને તેમ જ મારાં પત્નીને હમેશાં લાગતું. તમે જાણો જ છો કે, તેઓ અમારા કુટુંબમાં રસ લેતા અને અમે તમારામાં લેતા — અને લઈએ છીએ."

'ઇંડિયન ફાર્મિંગ'માં લખેલા મૃત્યુલેખમાં ડૉ બર્ન્સ લખે છે :

"જાહેર બાંધકામ અને નહેર બન્ને બાજુનો તેમને સારો અનુભવ હતો. તેઓ પોતાના વિષયો કૉલેજમાં બહુ જ રસિક અને વહેવારુ બનાવી શીખવતા. ખેતીવાડી કૉલેજના અભ્યાસક્રમમાં વખતોવખત જે ફેરફારો કરવામાં આવ્યા તેમાં તેમનો મોટો હિસ્સો હતો.

"વિદ્યાર્થીઓમાં તેમની અસર બહુ જ હિતકારક હતી."

## તેમની તેજસ્વિતા

પણ આવા અંગત સંબંધને પરિણામે તેમણે પોતાના સિદ્ધાન્ત કે સ્વમાનની લાગણી સાથે કદી બાંધછોડ કરી નહીં. નાનપણથી જ તેઓ કંઈક માની અને જાડી ચામડીવાળા—કંઈક વધારેપડતી જાડી ચામડીવાળા—હતા એમ આપણે જોયું તેથી ઉપરી અમલદારો તેમની સાથે ગમે તેવી છૂટ લઈ શકતા નહીં.

મૂળાની નહેર પર જ્યારે તેઓ સબડિવિઝનલ ઑફિસર તરીકે કામ કરતા હતા ત્યારે ગોરા ઉપરી અમલદારની પત્નીને નહેર પરના આંબાની કેરી બાબત તેમણે કેવો કાગળ લખેલો તે આપણે જોયું કૉલેજમાં પણ એવા પ્રસંગો બનેલા, જે નોંધવા જેવા છે

એક વખત ગવર્નર કે વાઈસરૉય કૉલેજની મુલાકાતે આવવાના હતા. બધા અધ્યાપકો વિશિષ્ટ પ્રકારનો પોશાક પહેરીને આવે એવી મતલબની પ્રિન્સિપાલે નોટિસ કાઢી ત્રિવેદીસાહેબ તો બધો પોશાક શુદ્ધ સફેદ ખાદીનો જ પહેરતા એટલે, હું આવતી કાલે ગેરહાજર રહીશ, એમ કૉલેજના પ્રિન્સિપાલને લખી જણાવ્યું. ત્રિવેદી કૉલેજના આવા મહત્ત્વના પ્રસંગ વખતે હાજર ન રહી શકે એ વસ્તુ જ પ્રિન્સિપાલને વિચિત્ર લાગી અને તેમણે પોશાક અંગેનો પોતાનો પરિપત્ર પાછો ખેંચી લીધો

ગાંધીજી ૧૯૨૨–૨૪માં યરોડા જેલમાં હતા ત્યારે કસ્તૂરબા તેમને મળવા આવતાં ત્યારે ત્રિવેદીસાહેબને ત્યાં જ ઊતરતાં અને ત્રિવેદી-સાહેબ પોતે તેમને ગાંધીજીની મુલાકાત માટે જેલ પર લઈ જતા કૉલેજના પ્રિન્સિપાલને પોતાની રજાને અને કારણ જણાવતાં સ્પષ્ટ લખતા કે, "મારે શ્રીમતી ગાંધીને જેલ પર લઈ જવાનાં છે, તેથી આજે હું કામ પર આવી શકીશ નહીં." અને મિત્રો જ્યારે કહેતા કે, "આવા કારણસર તો સરકાર તમને ગુનેગાર ગણી નોકરી પરથી કાઢી મૂકશે, ત્યારે તેઓ ચોખ્ખું સંભળાવતા કે, આવતી કાલે કાઢવાની હોય તો ભલે આજે કાઢે, પણ હું તો આ રીતે જ વર્તવાનો છું."

અને ૧૯૩૦–૩૨ ની લડત વખતે સરકારે તેમને નોકરી પરથી છૂટા કરવાની જ્યારે નોટિસ આપી ત્યારે તેમણે તેનો જવાબ કેવો સીધો અને સ્પષ્ટ રીતે આપ્યો એ તો આપણે જોઈ ગયા છીએ ૧૯૩૦ની લડત શરૂ થઈ ત્યારથી નોકરી પરથી ક્યારે છૂટા થવાનો પ્રસંગ આવશે એ શંકાની તલવાર તેમના માથા પર સતત લટકતી જ હતી, તોય તેમણે તેની કદી ચિંતા કરી ન હતી કે નહોતી કદી પોતાની પ્રસન્નતા ગુમાવી. એક વખત તો મોટા ભાગનો સામાન પણ તેમણે પૅક કરી દીધેલો – પૂના છોડવાની તૈયારીથી

### ગાંધીજી સાથેનો સંબંધ

પહેલા વિશ્વયુદ્ધ વખતે ગાંધીજીએ સરકારને પૂરેપૂરી સહાય આપવાની નીતિ અખત્યાર કરી હતી અને પોતે અહિંસાના ચુસ્ત ઉપાસક હોવા છતા હિન્દ બ્રિટિશ સામ્રાજ્યના બધા લાભ લેતુ હોવાથી તે સામ્રાજ્ય પર આવેલી આફત વખતે તેને મદદ કરવાનો ધર્મ છે એમ સમજી લશ્કરમાં ભરતી કરાવવા માટે તેમણે અક્ષરશઃ તનતોડ પ્રયત્ન કર્યો હતો. તેમના નજીકના અનુયાયીઓમાથી કેટલાકનાં નામ પણ નોંધાવેલાં ત્રિવેદીસાહેબના ગાંધીજી સાથે તે વખતે સીધો સંબધ બંધાયો હતો કે નહી તે સ્પષ્ટપણે જાણવા નથી મળતુ. ગાંધીજી ત્રિવેદીસાહેબ પરના તા. ૮–૪–૧૯૨૪ના કાગળમાં “ અહંભાવ છોડી પરોપકાર કરનાર મેં જગતમાં થોડા જોયા છે. તેમાંના તમે એક છો એમ કઈ વર્ષો થયા જોઈ રહ્યો છું અને આનંદ પામી રહ્યો છું ” એમ લખે છે, એ ઉપરથી તેમનો ગાંધીજી સાથે સંબધ ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી ૧૯૧૫માં હિન્દમાં આવ્યા પછી તરત જ થયો હશે એમ કલ્પી શકાય. લશ્કરમાં ભરતી કરવાની ગાધીજીની નીતિ પણ તેમને યોગ્ય લાગી હશે અને તેથી પોતાની મેસોપોટેમિયા જવાની તૈયારી, ઘેર કશી ખબર પણ આપ્યા વિના, તેમણે સરકારને જણાવી આ વાત તેમના પૂનામાં રહેતા એક મિત્રે પોતાનાં માતુશ્રીને અમદાવાદ લખી જણાવી. એટલે એ બહેન ત્રિવેદીસાહેબનાં બાને મળવા ગયાં; અને પોતાના દીકરાને યુદ્ધ

પર મોકલવાની તેમની ધીરજ અને હિંમત બદલ ધન્યવાદ આપ્યા ત્યારે જ તેમને ખબર પડી. તરત જ તેમનાં માતા તથા કાકા તેમને એ વિચારથી વાળવા માટે પૂને જવા ઊપડ્યાં, પણ ત્રિવેદીસાહેબે કેમે કરી પોતાનો વિચાર ફેરવ્યો નહીં. પણ પાછળથી તેમની શરતો સરકારને માન્ય ન થવાથી તેમણે લડાઈમાં જવાનું માંડી વાળ્યું

૧૯૨૪મા ગાંધીજી યરોડાની જેલમાં હતા ત્યારે તેમને એપેન્ડિસાઈટિસનું દર્દ ઊપડ્યું, એટલે તેમને જેલમાંથી એકદમ પૂનાની સાસૂન હૉસ્પિટલમાં ખસેડવામાં આવ્યા. સિવિલ સર્જન કર્નલ મૅડક પોતે પોતાની મોટરમાં તેમને હંકારી ગયેલા. ગાંધીજીની માંદગી દરમ્યાન ત્રિવેદીસાહેબ અને મનુએ તેમની ખૂબ સેવા કરી તે આપણે જોયું ગાંધીજીને જે મોટરમાં કર્નલ મૅડક લઈ ગયા હતા તે મોટર કર્નલ મૅડક પૂના છોડીને ગયા ત્યારે તેમની પાસેથી એ યાદગાર પ્રસંગના સ્મારક તરીકે ત્રિવેદીસાહેબે ખરીદી લીધી. આનો જ ઉલ્લેખ ગાંધીજીના ૮ એપ્રિલ, ૧૯૨૪ના કાગળમાં છે

પૂનામાં ત્રિવેદીસાહેબ મહામિત્ર પેઠમાં આવેલા કાનિટકરના ગોવિંદકુંજમાં રહેતા હતા, ત્યારે ગાંધીજી એમને ત્યાં પધારેલા. તે વખતે ગાંધીજીએ તેમની સાથે કરેલી વિનોદી વાતચીત તેમ જ ગંભીર વિષયોની ચર્ચા સાંભળીને એ બન્નેનો એકબીજા પ્રત્યે કેવો ઉત્કટ પ્રેમ હતો તે સ્પષ્ટ જણાઈ આવતું, એમ તે વખતે હાજર રહેનાર શ્રી આબાકાકા કાનિટકર જણાવે છે. ગાંધીજીના દરેક કાર્યને — ખાસ કરીને રચનાત્મક કાર્યને — ત્રિવેદીસાહેબ સાચા દિલથી સહાય અને સહકાર આપતા જોવામાં આવતા. એટલું જ નહીં પણ ગાંધીજીનું કોઈ પણ કાર્ય કરનારા બીજાઓને પણ તેઓ સહાય અને સહકાર આપવા સતત તત્પર રહેતા, એમ પણ શ્રી કાનિટકર જણાવે છે.

મનુના દાદાના ક્ષયરોગની માંદગી દરમ્યાન ગાંધીજીએ તેની મુલાકાતનો પોતાના કાર્યક્રમમાં ખાસ ઉલ્લેખ કર્યો હતો. મનુની તબિયત વિશે તેઓ અવારનવાર ખબર મેળવતા ૧૭-૪-'૨૬ના મનુ

પત્રના કાગળમાં તેઓ લખે છે, "હૉસ્પિતાલમાં જ્યારે હું હતો ત્યારે તમે અનેક પ્રકારે મારી સેવા કરતા એ હું ભૂલ્યો નથી. તમારી અક્કડ ચાલ પણ નથી ભૂલ્યો, નથી ભૂલ્યો તમારો હસમુખો ચહેરો. ઈશ્વર તમને સંપૂર્ણ આરોગ્ય બક્ષે અને દેશસેવાને અર્થે દીર્ઘાયુ કરે."

૧૯૩૦માં ગાંધીજીએ દાંડીકૂચ શરૂ કરી તે જ વખતે મનુએ સરકારી કૉલેજ છોડી દીધી અને રાષ્ટ્રીય લડતમાં ભાગ લેવાના ઉદ્દેશથી તે વિદ્યાપીઠમાં કાકાસાહેબ પાસે જઈ પહોંચ્યો. તા. ૨૧-૭-'૩૦ના મનુ પરના કાગળમાં ગાંધીજી લખે છે, "પિતાજીને લખે ત્યારે લખજે કે તેમના બીજા સ્મરણો તો મારી પાસે ઘણા પડ્યાં છે"

એ જ વરસે મનુ વળી પાછો ગંભીર માંદગીથી ઝડપાયો. ગાંધીજીએ જેલમાંથી તાર કરીને પોતાની સહાનુભૂતિ વ્યક્ત કરી તેની ખબર કઢાવી તથા "સખત માંદગી ચાલે છે ત્યાં લગી અહીં રોજ ખબર આપ્યા કરજો. હંમેશા મળે એવો બંદોબસ્ત તો થઈ શકશે એમ

નુમમાથી પ્રાયમસને તિલાંજલિ આપો તો ખ઼ુ મહાન ત્યાગ કર્યો નહી ગણાય, ને કદાચ બીજી બહેનો એ રાક્ષસના મુખમાથી કદાચ છૂટે"

ફરી તા ૧૦-૧૦-'૩૧ને રોજ ગાધીજીએ લખેલુ

તે (રસતો અતર મહિનાર) અશ ય લાગે તો સ્ત્રીઓ તેને પ્રાગવવાની બાધા લે પુરુષોની મારફતે જ પ્રગગવે આપણા મનનો પાશા પ્રાયમસ જેવા નવા યનાાને સાર મનેનો નથી" (મ ા ૨ ૧૨૭)

મારી નણ પ્રમાણે કોટુમ્બિ મ મનોમા પણ ત્રિવેદીસાહેબે પ્રસગોપાત્ત ગાધીજીની સલાહ લીધેલી

ગાધીજીની જ સલાહથી અને જમનાલાલ બજાજના આમ ત્રણથી મનુભાઈએ અમદાવાદની કન્સ્ટિંગ રૂમ્સ મધ ફરી વર્ધામાં પ્રૅક્ટિસ શરૂ કરેલી અને તેમની જ સલાહથી ત્રિવેદીસાહેબ છેલ્લી માદગી વખતે સારવાર માટે વર્ધા ગયેલા આમ ગાધીજી સાથેનો તેમનો સબધ ઉત્તરોત્તર વધતો જ ગયો હતો ગાધીજી વિષે તેમની દૃઢ નિષ્ઠા હતી અને ગાધીજીને પણ એમને વિષે ખૂબ માન હતુ તેમ છતા ત્રિવેદી સાહેબ ની છાપે ચડ્યા નથી એ તેમની નમ્રતા અને પ્રસિદ્ધિ વિમુખતા બતાવે છે

માટે વિનતી કરવા ત્યાંના નગરશેઠ તેમની પાસે ગયા, ત્યારે પટ્ટણીએ આના અમલદારને તો સ્ટેટ તરફથી પહેલી પાર્ટી આપવાની હોય એમ કહી એવી પાર્ટી તેમને આપી અને એ પ્રસંગે તેમણે કહ્યું કે, હું રાજા નથી ને નોકર છું તેનું ભાન મને આજે થાય છે રાજા હોત તો ત્રિવેદીને જવા જ ન દેત

થોડા સમય બાદ ભાવનગર મહારાજા જ્યારે પૂને આવેલા અને ત્રિવેદીસાહેબની તેમની ફરી મુલાકાત થઈ તે વખતે તેમણે સર પ્રભાશંકરને આવા માણસોને સ્ટેટ કેમ જવા દે છે એમ પૂછ્યું ત્યારે પટ્ટણીએ

પોતાનો મોભો જાળવવાની તકેદારીમાં જ હંમેશ રહે છે; તેઓ અન્ન સાથે ભાગ્યે જ ભળે છે. પણ ત્રિવેદીસાહેબને આવા બાહ્ય આડંબર માટે નફરત હતી. તે પોતાની ઓફિશિયલ ડ્યૂટી બજાવી બેસી રહે એવા ન હતા. ત્યાંની એમની સ્કાઉટિંગની પ્રવૃત્તિની તેમ જ પોતાની ત્યાંના સ્થાનિક લોકોમાં દિવાળીને પ્રસંગે વાર્ષિક મેળાવડા શરૂ કરવા વગેરેની હકીકત આપણે જોઈ ગયા છીએ. ભાવનગરની દક્ષિણામૂર્તિ સંસ્થા તો તેમની પ્રિય સંસ્થા હતી, તેને તો તેઓ ભૂલે જ કેમ? પૂનામાં રહીને પણ બાળકેળવણીની એ સંસ્થામાં એમણે સારી પેઠે રસ બતાવ્યો હતો. અહીં એ સંસ્થાના નિકટ પરિચયમાં એ આવ્યા. રાજ્યમાં પણ થોડા જ દિવસમાં તેઓ લોકપ્રિય બની ગયા. રાજ્યે તેમની એક વરસની મુદત પૂરી થતાં તેમાં વધારો કરાવવા માગણી કરેલી. પરંતુ મુંબઈ સરકારના ખેતીવાડી ખાતાના અમલદારોએ તેમની મુદત ફરી વધારી આપવાની ના પાડી, એટલે ૧૯૨૯માં તેઓ પાછા પૂને આવ્યા.

તેમને કાયમના ભાવનગર રાખી લેવા માટે તેમની બ્રિટિશ ઇંડિયાની નોકરી ભાવનગરમાં ગણી લઈ વખત આવ્યે પૂરું પેન્શન વગેરે આપવાનો કરાર કરવા પણ સર પ્રભાશંકરે તૈયારી બતાવી પણ મહારાજાની સગીર અવસ્થામાં આવો બોજો સ્ટેટ ઉપર નાખવો ઉચિત નથી એમ કહી એ વાત તેમણે સ્વીકારી નહીં અને તેઓ પૂનાની નોકરી પર હાજર થયા. રાજ્યનું વાતાવરણ પણ તેમને ગૂંગળાવે એવું લાગ્યું હશે. સ્કાઉટ રૅલીના સમારંભ વખતે રાજ્યના વિદ્યાધિકારી જગા મેડા પહેલાં તે બદલ શ્રી અનંતરાય પટ્ટણીએ તેમને કડક શબ્દોમાં ઠપકો આપેલો; ત્રિવેદીસાહેબ પાસેની જ ઓરડીમાં બેઠા હતા તેમને કાને એ શબ્દો પડતાં તે કચવાઈને બોલેલા કે, "ભાવનગરમાં સારા માણસોને ટકવું મુશ્કેલ છે. હું તો વરસ પૂરું થશે એટલે જતો રહેવાનો," એમ શ્રી રવિશંકર રાવળ નોંધ કરે છે.

ભાવનગરની વિદાય લેતી વખતે ત્યાંના શહેરીઓએ તેમના માનમાં પાર્ટી આપવાનું નક્કી કરી સર પ્રભાશંકરને તેનું પ્રમુખ સ્થાન લેવા

માટે વિનંતી કરવા ત્યાંના નગરશેઠ તેમની પાસે ગયા, ત્યારે પટ્ટણીએ આવા અમલદારને તો સ્ટેટ તરફથી પહેલી પાર્ટી આપવાની હોય એમ કહી એવી પાર્ટી તેમને આપી અને એ પ્રસંગે તેમણે કહ્યું કે, હું રાજા નથી ને નોકર છું તેનું ભાન મને આજે થાય છે. રાજા હોત તો ત્રિવેદીને જવા જ ન દેત.

થોડા સમય બાદ ભાવનગર મહારાજા જ્યારે પૂને આવેલા અને ત્રિવેદીસાહેબની તેમની ફરી મુલાકાત થઈ તે વખતે તેમણે સર પ્રભાશંકરને આવા માણસોને સ્ટેટ કેમ જવા દે છે એમ પૂછ્યું. ત્યારે પટ્ટણીએ જે જવાબ આપ્યો તે જ સાચો જણાય છે કે, દરિયાના મગરને કૂવામાં કેમ ફાવે?

## આણંદ ઇન્સ્ટિટ્યૂટ

૧૯૩૭ માં પ્રાન્તોમાં કૉંગ્રેસની સરકારો અસ્તિત્વમાં આવી. જુદાં જુદાં લોકોપયોગી કામો તેણે હાથમા લીધાં. કેળવણીના કામને પણ વેગ મળ્યો. ખેતીવાડીના શિક્ષણને અંગે પ્રાન્તમાં પૂનાની કૉલેજ સિવાય બીજે મૉડેલ ફાર્મ અને તદ્દન પ્રાથમિક કક્ષાની કેળવણી આપવાના વર્ગો સિવાય બીજી કશી સગવડ ન હતી. એટલે સરદાર વલ્લભભાઈ પટેલ અને શ્રી મુનશીએ પોતાને હસ્તકનાં બે ટ્રસ્ટોની રકમમાંથી ખેતી અને ગોપાલનની સંસ્થા ગુજરાતમાં કાઢવાનુ નક્કી કર્યું. તે માટે આણંદ સ્થળ પસંદ કરવામા આવ્યુ. અને એ કામને બરાબર વ્યવસ્થિત રૂપ આપી ખીલવી શકે એવા માણસના વિચાર કરતાં તેમની નજર ત્રિવેદી-સાહેબ પર પડી તેમની સેવાવૃત્તિ, વ્યવસ્થાશક્તિ, કાર્યકુશળતા અને રાષ્ટ્રહિતબુદ્ધિ — ખાસ કરીને ગુજરાતની સેવા કરવાની હોંશ — જાણીને સરદારે એ કામ તેમને સોંપ્યુ. સરદારની ઇચ્છાને માન આપી તેમણે તે માથે લીધુ, અને પૂના છોડી તેઓ આણંદ ગયા.

એટલામાં બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યુ. પ્રાન્તોમાંનાં કૉંગ્રેસ પ્રધાન-મંડળોએ, સરકારે હિન્દના લોકોને પૂછ્યા કર્યા વિના દેશને યુદ્ધમાં

સ્વીકાર્યું એ કારણસર, એક પછી એક ગાબડનામાં આવ્યા મુંબઈની કોંગ્રેસ સરકારે અમુક વાર્ષિક ગ્રાન્ટ અને કેટલીક મદદ આ સંસ્થાને આપવાનું નક્કી કર્યું હતું પણ કોંગ્રેસ સરકારનાં ગાબડનામાં પછી ગવર્નરરાજ આવ્યું અને તેના સલાહકારોએ સંસ્થાની બાબતમાં મુશ્કેલીઓ ઊભી કરવા માંડી પરંતુ જવાબદારી પોતાને શિરે એક વાર આવી ગયા પછી, ગમે તેવી મુશ્કેલીમાં પણ કામ પાર પાડવાનો ત્રિવેદી-સાહેબનો સ્વભાવ હતો આમ તો તેમની નોકરીની મુદત થોડાંક વરસમાં જ પૂરી થવાની હતી અને રજાઓ પણ ચડેલી હતી તેમનો વિચાર થોડોક વખત આરામ લઈને દેશમાં તથા યુરોપ વગેરે ઠેકાણે ફરી આવવાનો હતો પરદેશગમનની કૉલેજના દિવસોથી સેવેલી ઇચ્છા હજી અપૂર્ણ જ રહી હતી તે પૂરી કરવાનો પણ તેમનો વિચાર હતો પણ આણંદની સંસ્થાની જવાબદારી આવી રીતે એકદમ માથે આવી પડતાં કંઈક મૂંઝવણભર્યા દિલથી તેઓ પૂના છોડી આણંદ ગયા અને પોતાનું કામ શરૂ કર્યું

પણ હવે જેમણે આ સંસ્થા ચોક્કસ ઉદ્દેશ નજર આગળ રાખીને યોજી હતી તેઓ સત્તા પર રહ્યા ન હતા ઊલટું, તેમનું કર્યું કારવ્યું બધું ધૂળભેગું કરવાનો જ જાણે નવી સત્તાવાળાઓનો પ્રયત્ન શરૂ થયો સંસ્થા માટે જમીન મેળવવાથી માંડીને કામ કરવાનું હતું માંડ જમીન હાથમાં આવ્યા જેવું લાગે ત્યાં તેમાં કૂવા ખોદાવવાનું કે બોરિંગ કરવાનું આવે, એટલે કેટલે ઠેકાણે પાણી નીકળ્યું નહીં તેની મોંકાણ—ડગલે ને પગલે સત્તાવાળાઓ અડચણો નાખવા લાગ્યા અને તેમની સતામણી જ જાણે શરૂ થઈ પૂના ને મુંબઈના તેમના આંટાફેરા શરૂ થયા સરકારી અમલદારો અને ગવર્નર રાજના સલાહકારોની દાનત આવી સ્વતંત્ર સંસ્થાને સરકારી મદદ આપવાની ન હતી એટલે કામમાં ખોડખાંપણ કાઢી કોંગ્રેસ સરકારે આ સંસ્થા સાથે કરેલા કરારમાંથી છટકી જવાની હતી. તેઓ વારવાર આણંદની મુલાકાત લેવા લાગ્યા. શ્રી નરહરિભાઈ મનુભાઈ પરના કાગળમાં જણાવે છે તેમ, "પંદર

દિવસના ગાળામાં ચાર ચાર જણ મોટા ડાવા જેવા વિરુદ્ધ ગ્રહ બાંધીને ઉપરાઉપરી (સંસ્થાની) તપાસ કરવા આવ્યા, પણ એ બધાને કશું જ કહેવાપણું ન રહે એવી સુંદર વ્યવસ્થા તેમણે તનતોડ મહેનત કરીને બતાવી ”

ત્રિવેદીબાહેન જેવા માની માણસથી આ બધું શી રીતે સહન થાય? રાતનો દિવસ કરીને પેલા કાકદૃષ્ટિવાળા નિરીક્ષકોને સંતોષ્યા અને તેમના મોઢામાંથી પ્રશંસાના ઉદ્ગાર કઢાવ્યા કે, આટલા થોડા વખતમાં આ વેરાન ભૂમિની જગ્યાએ આવું સુંદર નંદનવન તમે બનાવી દીધું છે એ જોવાની અમે આશા રાખી ન હતી આમ વિરોધી ભાવના વાળાઓ ઉપર તેમણે વિજય મેળવ્યો પણ તેમાં તેમને શારીરિક તેમ જ માનસિક શ્રમ બહુ પડ્યો અને શરીરને સારી પેઠે ઘસારો લાગ્યો નરહરિભાઈ પોતાના કાગળમાં આગળ કહે છે, “ એક રીતે જોઈએ તો આણંદની સંસ્થાએ એ બહેનલક્ષ્મીનો ભોગ લીધો એવું મારા મનમાં થઈ જાય છે ”

આ ઉપરાંત, કોણ જાણે કેમ, પોતાના નજીકના સગામાંથી જેમને તેમણે ભણાવ્યા, પરદેશ મોકલ્યા ને પગભર કર્યા, તે પણ કૃતઘ્ન નીવડ્યાનો કટુ અનુભવ તેમને થવા લાગ્યો બીજા સગાઓ તરફથી પણ કંઈક એવો જ અનુભવ થવા લાગ્યો કેટલીક કૌટુંબિક ચિન્તાઓ પણ દિલમાં ઘર કરવા લાગી આ બધું છતાં તેમના ચહેરા પરથી તો કોઈને આભાસ સરખો પણ ન થતો કે, અંતરમાં કેવી આગ બળી રહી છે એવો ને એવો સૌજન્યયુક્ત સદા હસમુખો ચહેરો, એવો ને એવો જ સ્વાગતનો ભાવ — કોઈ પણ જાતની ઊણપ તેમાં વર્તાતી નહીં તેમના કેટલાક છૂટાછવાયા ઉદ્ગારો પરથી જ આ વસ્તુ પામી શકાતી

દરેક માણસે પોતાનો ક્રૂસ પોતે જ ઉપાડવો જોઈએ — ઉપાડવો રહ્યો, તો જ જ્ઞાતાજ્ઞાત પાપો ધોવાઈ જાય અને શુદ્ધિ થાય, એવો જ જાણે પદાર્થપાઠ તેઓ આપતા ગયા હોય એમ લાગે છે

મૃત્યુ

છેવટે આ બધા શારીરિક અને માનસિક બોજાને પરિણામે તેમને લોહીના દબાણનો હુમલો થયો અને તેમની તબિયત લથડી

અમદાવાદ તબિયત ઠેકાણે આવતી ન હતી મનુભાઈ અમદાવાદમાં ખોલેલું પોતાનું દવાખાનું છોડીને ગાંધીજીની સલાહથી વર્ધા ગયા હતા. ગાંધીજીની સલાહથી જ મનુભાઈ તેમને ઔષધોપચાર અને સારવાર માટે ૧૯૪૧ના માર્ચની આખરે વર્ધા લઈ ગયા શરૂઆતમાં નારંગીના રસ પર તેમને રાખવામાં આવેલા થોડોક સુધારો દેખાયો. બે વાર ગાંધીજીની મુલાકાતે સેવાગ્રામ જઈ આવ્યા પણ ૧૫મી એપ્રિલથી તબિયત ફરી બગડી વર્ધાના સિવિલ સર્જન, પુત્ર ડૉ. મનુભાઈ, પોતાના મિત્ર એન્જિનિયર પાટણકરની પુત્રી ડૉ મિસિસ બાપટ વગેરેએ અથાગ મહેનત કરી પરંતુ એ અવસ્થામા પણ અનેકોની સેવા કરનાર ત્રિવેદીસાહેબ પોતાની સેવા બીજાને કરવા દેવા રાજી ન હતા. ગાંધીજીની સલાહથી મહાદેવભાઈએ મુંબઈના પ્રખ્યાત ડૉક્ટર નાથુભાઈને બોલાવ્યા "હજારોનો પાળનારો છે, અને તે કરો," એવા ગાંધીજીના જ આગ્રહથી એ બે દિવસ વર્ધા રોકાયા છતાં ભાવિની ઇચ્છા જુદી જ હોવાથી તબિયતમાં કોઈ પણ જાતનો સુધારો થયો નહીં અને બીજી મે ૧૯૪૧ને દિવસે તેમણે ૫૫ વરસની ઉંમરે દેહ છોડયો બ ક ઠાકોરે કહ્યું છે તેમ, "જેઓ કૉલેજમાં હતા ત્યારથી પોતાને સ્વાર્થને ભોગે મિત્રોની સેવા કરતા જ આવ્યા . . એવો જીવ ઘડપણની અશક્તિઓ વેઠવાને અને બીજાઓને પોતાની સેવા કરવાની તક દેવાને રોકાય જ શેનો ?"

ત્રિવેદીસાહેબના અવસાનના ખબર સાંભળી પોતાના મિત્ર અને એકનિષ્ઠ ભક્તને છેલ્લી વિદાય આપવા ગાંધીજી સેવાગ્રામથી વર્ધા આવ્યા. પોતાની ખાદીની શાલ તેમણે ત્રિવેદીસાહેબના મૃત દેહને ઓઢાડી કોઈએ પૂછ્યું, "બાપુ, કોઈને નહીં અને ત્રિવેદીસાહેબને જ આ વિરલ માનનો લહાવો શા માટે?" ત્યારે તેમણે જવાબ આપ્યો, "બીજા તો રાજદ્વારી પુરુષો તરીકે જાણીતા હોય છે, પણ આ તો સાચો સંત હતો."

રાખી હતી કે, એની શક્તિનો એ જ મહાનો લાભ હવે ગુજરાતને થોડા વર્ષ સુધી મળશે એટલે એની મદદથી એક આદર્શ ગ્રન્થ ખેડૂતોના લાભ માટે લખી શકીશું એ કામ બહુ અગત્યનું છે અને વળી સરકાર સાથે ગતદિવસ એમાં નામ પડ છે એટલે એના જેવા ખેડૂતના વિશ્વાસવાળા સજ્જનથી એ કામ પાર પડી શકે એવુ હતુ હવે તો એ સઘળુ ધૂળધાણી જવાનો છે

એ એક ભારે જ્વાબદારીનું કામ મારે માથે પડ્યું છે જેમાં એમની મને ઓથ હતી એમને નિરાંતે પૂછી જોતો હતો એ સિવાય પણ બીજુ ઘણું કામ એમની પાસેથી લેવાનું હતું અને એમને પણ ગુજરાતની સેવા કરવાની બહુ હોંસ હતી એ બધુ રહ્યું અને એ તો ચાલ્યા ગયા હવે શુ થાય? મનુ તો આપની પાસે છે એમને એને એથી વધારે આશ્વાસન આપનાર બીજુ કોણ મળવાનું હતુ? મે આજે તાર તો આપને કર્યો છે પણ એ મળે કે ન મળે તોપણ આ કાગળ તો મળશે જ એટલે એને અને એના કુટુંબને મારી વતી આશ્વાસન આપજો એટલી બધી સુવાસ મૂકીને એ ગયા છે કે અનેક માણસો આજે મનુના દુઃખમાં ભાગીદાર થયેલા છે એથી એનુ દુઃખ કઈક હળવુ થશે

મહાદેવનો તા ૨૪ એપ્રિલનો કાગળ મળ્યો હતો એમાં ત્રિવેદીના મંદવાડની ખબર મળી હતી એટલે મને ચિંતા તો થઈ જ હતી પણ આશા રાખીને બેઠો હતો કે સારુ થઈ જશે ઈશ્વરને એમનો ખપ હશે

શ્રી કાકાસાહેબે મુંબઈથી મનુભાઈ પર કાગળ લખીને જણાવ્યું કે,

"આજે આખો દિવસ ત્રિવેદીસાહેબનું સ્મરણ કરી પ્રાર્થના કરું છું. . . . જો હું અહીં ન રોકાયો હોત તો એમનું આખરી પુણ્યદર્શન થઈ શકત. . . .

"ત્રિવેદીસાહેબે મહારાષ્ટ્રમાં જીવનનો મોટો ભાગ ગાળ્યો. અને દેહ પણ મહારાષ્ટ્રમાં જ પૂજ્ય બાપુજીના વાતાવરણમાં છોડ્યો. તેઓ ધન્ય થયા. તેમના સેવાભાવનો શતાંશ પણ મારામાં આવે તો હું ધન્ય થઈશ. તેમની પાસેથી જે પ્રેમ અને સેવા મેં મેળવ્યાં છે તેનું પવિત્ર સ્મરણ મને દીક્ષારૂપ થાઓ એ જ મારી પ્રાર્થના છે.

"ત્રિવેદીસાહેબ આપણા દેશના અસંખ્ય લોકોના હૃદયમાં જીવે છે. એમણે જે સેવા છૂટે હાથે વાવી છે તે હજાર ગણી ઊગ્યા વગર રહેશે નહીં.

"ત્રિવેદીસાહેબ ગાંધીયુગનું અસાધારણ રત્ન હતા. એમની પ્રેરણા આપણને દિશાદર્શક થાઓ."

કવિશ્રી બ. ક. ઠાકોરે નીચે મુજબ કાગળ લખ્યો :

"રા. પ્રિય ભાઈશ્રી મનુભાઈ,

"ગુજરાતીઓમાં મેં સૌથી ઊંચા ચારિત્ર્યવાન મનુષ્યો બહુ થોડા જોયા તેમાં ત્રણને હું વિનમ્રતા, નિર્લોભ સેવાભાવ અને સાત્ત્વિકતામાં શ્રેષ્ઠ ગણું છું. એ ત્રણ તે લલ્લુભાઈ આશારામ શાહ, શ્રી અમૃતલાલ ઠક્કર અને તમારા વડીલ જયશંકર. ત્રણેમાં સૌથી વધારે શક્તિશાળી તમારા વડીલ. આખા હિન્દના પ્રધાનની ખુરશીને પણ દીપાવે એવી એમની વહીવટી શક્તિ, વ્યવસ્થાશક્તિ અને માણસને પારખી લેવાની શક્તિ હતી. પરંતુ એમને સત્તાનો કે દ્રવ્યનો, પદવીનો કે મોટાઈનો લોભ મુદ્દલ નહીં; કૉલેજમાં હતા ત્યારથી જ પોતાના સ્વાર્થને ભોગે મિત્રોની સેવા કરતા જ આવ્યા અને જેમ મોટા થતા ગયા તેમ એઓ પોતાની સેવાને પાત્ર જનો અને સંસ્થાઓની સંખ્યાને વધારતા જ ગયા. એવો જીવ ઘડપણની અશક્તિઓ વેઠવાને અને બીજાઓને પોતાની સેવા કરવાની તક દેવાને રોકાય જ શેનો?

"એમના અવસાનથી તમે જ નહીં પણ ગુજરાતનાં તેમ જ દેશ આખાનાં સેંકડો કુટુંબો એક અલૌકિક ગુણીજન સ્વજનને ગુમાવી બેઠાં છે. . . ."

જુગતરામ દવેએ વેડછીથી કાગળ લખ્યો :

"આવા ગોઅતાવાળા પુરુષો મેં ઘણા જોયા નથી.

"'સંસારમાં સરસો રહે ને મન મારી પાસ,' એ તેમના જીવનમાં પ્રત્યક્ષ જોવા મળ્યું. સેવા, પ્રેમાળપણું, ભક્તિ, એ બધું તેમના જીવનમાં એવું વણાયેલું હતું કે તેમને તેનું ભાન પણ નહોતું એ બધું શ્વાસોચ્છ્વાસ જેવું સ્વાભાવિક થઈ ગયું હતું. ફૂલમાંથી સુગંધી છૂટે તેમ તેમના જીવનમાંથી સુગંધી છૂટતી હતી.

"તેથી જ અનેક નવયુવકોના જીવન ઉપર તેમણે કાયમી છાપ પાડી છે એમ આપણે જોઈએ છીએ. તેઓની મારફત તેઓ જીવતા જ છે અને રહેશે."

ઠાકોર હરિપ્રસાદ કિરપારામે ભાનુશંકરભાઈ પરના કાગળમાં લખ્યું.

"એમને હું હંમેશાં ગયા જન્મના કોઈ ક્ષુલ્લક તપભંગ થયેલા તપસ્વી માનતો આવ્યો છું. અને આ જન્મમાં તપશ્ચર્યા કરી એ તપભંગનું પ્રાયશ્ચિત્ત કરી તે સિદ્ધાર્થ થયા એમ હું ખચીત સમજું છુ. મારા જેવા અનેકને એ પ્રેરક હતા. તે ગયા, પણ તેમની નિરભિમાની કાર્યકુશળતાની અને ભોગ આપવાની કીર્તિની સુગંધ, ગુજરાત મહારાષ્ટ્રમાં લાંબો સમય ભુલાય તેમ નથી. 'મોટા' વિશેષણ ઘણાને લગાડાય છે — મારા વિચારે ગુજરાતના રત્નોમાં એમને પહેલા મૂકું. રાજ્યથી કનૈયાલાલ મુનશીએ ગુજરાતનુ અભિમાન લેખો વડે બતાવ્યુ — જયશંકરભાઈએ તન મન ધન ખર્ચી બતાવ્યુ. એ તો આખંડ યશ લઈ અમરધામ ગયા. . . ."

અને મનુભાઈ પરના કાગળમાં લખ્યુ :

"જયશંકરભાઈનો ને મારો સબંધે લગભગ ચાર દસકાનો છે. અને તેમણે મને અનેક વખત માર્ગો સૂઝવ્યા છે અને પ્રેરણા

આપી છે. આવી રીતે પ્રેરણા તેમણે અસંખ્ય માણસોને આપી છે એમ મારી જાણ છે મારા સ્વર્ગસ્થ મામા અંબાલાલ સાકરલાલને માટે જેમ લાગતુ હતું કે તેમનુ જીવન પૂર્વ ભવની કંઈક નાની ખામીઓનુ પ્રાયશ્ચિત્ત કરવા માટે જ હતુ અને આ જન્મ પછી તે સિદ્ધાર્થ થયા, તેવુ જ મને હમેશ સંસર્ગમા આવ્યો ત્યારથી જયશંકરભાઈ માટે લાગ્યા કર્યું છે "

આસરથી રમણલાલ દેસાઈએ લખ્યુ

"In Professor J. P Trivedi Gujarat has really lost a great Gujarati who had, without ostentation, carved out a place of honour in the heart of the whole of Gujarat."

હાલોલના શ્રી રામમોહનરાય જસવંતરાય દેસાઈ, 'ગુણસુંદરી'ના સંપાદકે ભાનુશંકરભાઈને લખ્યુ

"આપનો અને સ્વર્ગસ્થ ભાઈની સાથે મારો ત્રીસએક વર્ષનો પરિચય છે તેમા જયશંકરભાઈનુ સૌજન્ય, આસ્તિક ભક્તિ અને કર્તવ્યબુદ્ધિ અસામાન્ય, અલૌકિક હતાં, એમ જ દેખાતુ હતુ આપના કુટુમ્બની ગૃહસ્થાઈ અને આતિથ્ય સુપ્રસિદ્ધ છે; તેમાં પણ સ્વર્ગસ્થ ભાઈ તો પૂનામા એક મહાન સહાયક — અને સુયોગ્ય પીઢિનોની સઘળી જરૂરિયાતો પૂર્ણ કરનાર રૂપે બહુ જાણીતા હતા . . . એમની સાથે જ્યારે જ્યારે હુ મળતો, ત્યારે એમની આંખમા વર્ષી રહેલ સૌમ્ય સદ્ભાવ તો હજી નજર આગળ તરે છે. ખરેખર, શ્રી જયશંકરભાઈના અવસાનથી ગુજરાતે એક મહામૂલ્ય રત્ન ગુમાવ્યુ છે, એમાં સંશય નથી. અને એવા સચ્ચરિત્ર, સાક્ષર તથા મૂગા તોપણ સાચા સેવકની આપને કુટુંબમાં તો એમની મોટી ખોટ જ છે, પણ આ દેશનેય ભારે ખોટ પડી છે, એમ લાગ્યા વિના રહેતું નથી. . . ."

કવિશ્રી નાનાલાલના ભાઈ ચિમનલાલ દ. કવિએ લખ્યુ,

"મારા પિતાશ્રીને માટે તેમના એક શિષ્યે લખેલું કે,

'તમારી કીર્તિની વાતો, અમારો એ વિસામો છે,
ભરેલા ભાવથી પૂરા, અમારા આ પ્રણામો છે'
એ આ પ્રસંગે ઘણે અંશે લાગુ પડે છે"

નવસારીમાં ત્રિવેદીસાહેબ જ્યાંની મદ્રેસામાં ભણતા હતા ત્યારના તેમના પારસી શિક્ષક બમનજી હોરમસજી દેસાઈ તથા તેમના પત્નીએ લખેલા કાગળો ખાસ નોંધવા જેવા છે તેમાંથી શ્રી બમનજીનો નીચે ઉતાર્યો છે

"મહેરબાન પ્રિય ભાઈજી ભાનુભાઈ તથા મારા વહાલા દીકરા મનુભાઈ,

"ગઈ [illegible] ડાનના 'ટાઇમ્સ'મા પૂજ્ય ભાઈ જેશંકરના ન ધારેલા મરણના ખબર વાચી અમો ઘણા જ દુખી થયા છીએ ગઈ કાલે તો કઈ કામકાજમા પણ ધ્યાન રહે નહી અને એનુ એ જ મનમા આવે અને આખમા આસુ આવી જાય આવી રીતનુ મને કોઈ વખત થયુ ન હતુ તો તમે લોકોને અણધાર્યું કેટલુ દુ ખ થતુ હશે તે અમારાથી કલ્પી શકાતુ નથી પરમેશ્વરની જેવી ઇચ્છા પણ અમારાથી એમની યાદ કદીએ ભુલાવાની નથી એઓ ભાઈની ભલાઈનો બદલો જરૂર જ એમના આત્માને પરમેશ્વર શાતિ આપશે માને હિમત આપશો અને મન મોટુ કરી પરમેશ્વરની મરજીને આધીન થઈ રહેશો તમે લોકોની હિમતથી માને ઘણી જ ધીરજ રહેશે પરમેશ્વર એમના આત્માને શાતિ બક્ષે એવી અમારી દુઆ છે

લિ

બમનજી હો દેસાઈ'

પૂના સિટી સોય્ઝ ઍસોસિયેશનના પ્રમુખ શ્રી [illegible] અને મંત્રી શ્રી ભાગવતે લખ્યુ

"આ સસ્થા સાથે પ્રો ત્રિવેદીનો જુદા જુદા નાતાથી ઘણા વરસનો સબધ હતો—ખેતીવાડી કૉલેજના રેસિડન્ટ [illegible] તરફે, મધ્યવિભાગના આસિસ્ટન્ટ પ્રોવિન્શિયલ કમિશનર તરફે અને

છેલ્લે મંડળના ઉપપ્રમુખ તરીકે. સ્કાઉટિંગમાં રહેલી ભારે શક્યતાઓમાં તેમને પૂરો વિશ્વાસ હતો; અને એ પ્રવૃત્તિ સફળ કરવા માટે તેમણે ખૂબ મહેનત લીધેલી. સ્કાઉટ પ્રવૃત્તિનું રાષ્ટ્રીયકરણ કરવાની તેમને ઉત્કટ ઇચ્છા હતી. હિન્દુસ્તાન સ્કાઉટ્સ એસોસિયેશનની ઉત્પત્તિ પ્રો. ત્રિવેદીના પ્રયત્નને ઘણી આભારી હતી

"તેમનું વ્યક્તિત્વ પ્રેરક હતુ અને તેમનામાં નેતૃત્વનો ખાસ ગુણ હતો. તેમનો આતિથ્યભર્યો સ્વભાવ અને તેમના ચહેરા પરનું સ્કાઉટનુ લાક્ષણિક હાસ્ય — એથી મોટા તેમ જ નાના બધામાં તેઓ પ્રિય થઈ પડ્યા હતા પૂનાના સ્કાઉટોનુ સદ્ભાગ્ય હતુ કે, તેમના બધા મેળાવડાઓમા પ્રો. ત્રિવેદી તેમની વચ્ચે હાજર રહેતા. પંતસચિવ બાલવીર મદિર — એનો પ્લાન તેમણે ઘડેલો — અને આંતરિક હરીફાઈ માટેની મનુ ત્રિવેદી શીલ્ડ એ બે વસ્તુ તેમના પૂના સ્કાઉટ માટેના પ્રેમની પૂરેપૂરી ઘોતક છે"

શ્રી વૈકુંઠલાલ ઠાકોરે પત્રમા લખ્યુ:

"એમના જેવા સાધુ, સરળ, અજાતશત્રુ ને ઉદાર દિલના માણસ હજુ મને મળ્યા નથી, એ હુ નિખાલસપણે લખી શકું છું. તમારું પૂનાનુ ઘર તો એક આશ્રમરૂપ હતું."

શ્રી રમણલાલ યાજ્ઞિકને ત્રિવેદીસાહેબ વિનાનું પૂના જોઈને 'સૂની ભઈ નગરી' લાગી

જ્યારે એમના ભત્રીજાએ પોતાના પિતા પરના કાગળમાં લખ્યું એ ખાસ નોંધવા જેવું છે: "પૂજ્ય મહાત્માજી અને જમનાલાલ બજાજજી જેવા જે મોટાકાકામાં જોઈ શક્યા છે તે આપણે સમજી પણ શકીએ નહીં, કારણ આપણે તે કક્ષાએ પહોંચ્યા જ નથી"

देवो भूत्वा देवं यजेत् ।

પાંડુરંગ દેશપાંડે

# ૧

# સૌજન્યમૂર્તિ

પૂજ્ય બાપુજીને જ્યારે ઈ.સ. ૧૯૨૨માં ૬ વર્ષની જેલ મળી, ત્યારે પૂ. કસ્તૂરબાની જોડે એક વાર હું તેમની મુલાકાત લેવા યરોડા ગયો હતો. તે વખતે પ્રો. ત્રિવેદીના મહેમાન થવાનો લહાવો અને તેમને જાણવાનો પહેલો પ્રસંગ મને મળ્યો.

પૂના જવાનો મારો તે પહેલો જ પ્રસંગ હતો. પણ તે વખતની મારી મનોવૃત્તિમાં એવી ઉદાસીનતા હતી કે, પૂનામાં ક્યાં જવાનું છે, ક્યાં રહેવાનું છે, એ બે બાબતમાં મેં કંઈ જ જાણવાની દરકાર કરી નહોતી. પૂ. બા તથા બીજાં ત્રણ ચાર જણ જોડે જવાનું છે, ને ઊતરે ત્યાં ઊતરવાનું છે, ફેરવે ત્યાં ફરવાનું છે, અને બાપુજીને મળી પાછા આવવાનું છે, એવા પ્રકારની માનસિક સ્થિતિ હતી.

પણ નિરીક્ષણ કરવાની ટેવ કાંઈ ગયેલી નહોતી, એટલે આંખોએ તો પોતાની નોંધ કરવા માંડી જ. સ્ટેશન પર ત્રિવેદીસાહેબ લેવા આવેલા હતા, અને એમની નમ્રતા અને સૌજન્યે મારા સૂમ પડી ગયેલા મન ઉપર પણ ભીનાશ આણી. એમને ઘેર પહોંચ્યા પછી એમના આતિથિ-સત્કારે તો હેરત કર્યો. તે દિવસે મેં એમના વૈભવ અને સમૃદ્ધિ વિષે કદાચ ભૂલભરેલો ખ્યાલ પણ બાંધ્યો હશે. અમારે નિમિત્તે એમણે બીજાઓને પણ જમવા બોલાવેલા. તેમાં દરેકને માટે ચાંદીના થાળી, વાડકા, પ્યાલા વગેરેમાં ભોગ પીરસ્યા હતા. મને કાંઈક એવો ખ્યાલ છે કે, આતિથ્યનો ઠાઠમાઠ જોઈ મેં એવું માની લીધેલું કે, ત્રિવેદીસાહેબ કોઈ શ્રીમંત, રાજસવૃત્તિના અને ખાવાપીવાની બાબતમાં ખૂબ શોખીન ગૃહસ્થ છે. તે પછી થયેલા પરિચયો પરથી જાણ્યું કે, અંગત રીતે તો તે બહુ જ સાદા અને કાંઈક વૈરાગ્યવૃત્તિના હતા, પણ આતિથ્ય એમનો

જાણે સ્વધર્મ હોય તેમ, મહેમાનોને માટે તો શું ને શું કરી નાખું એવો સ્વભાવ ધરાવતા હતા. સંભવ છે કે, પોતાના ગજાની ઉપરાંત પણ એમને માટે ખર્ચ કરતા હોય

તે વખતે તો બે ત્રણ દિવસ પૂના રહ્યો હોઈશ. પૂ. બા જોડે બેચાર સંસ્થાઓ જોઈ એ પણ ખ્યાલ છે. પણ ઘણું તો જોયું અને ભૂલ્યો; તે પ્રમાણે ત્રિવેદીસાહેબને થોડે અંશે હું તો ભૂલી જ ગયો હતો.

પણ તેઓ કેમ ભૂલે? મેં એ દિવસમાં દરમ્યાન એમની સાથે કંઈ વાત કરી હતી કે નહીં તે પણ યાદ નથી, તો શી વાત કરી હતી તે તો ક્યાંથી યાદ હોય? એટલો કંઈક ખ્યાલ છે કે, કૉલેજના કેટલાક વિદ્યાર્થીઓ અમારા મંડળ જોડે ચર્ચા કરવા એમને ત્યાં આવેલા, અને તે ચર્ચામાં મેં જ મુખ્યત્વે જવાબ આપેલા. અને ત્રિવેદીસાહેબ-ની હાજરીમાં એ બધું થયેલું તે પરથી એમને મારી બાબતમાં જે કાંઈ છાપ પડી હોય તે ખરી.

પણ એ મને ભૂલ્યા નહોતા એટલું નક્કી.

ત્યાર પછી તો ત્રણ-ચાર વર્ષ વહી ગયાં. હું વિલેપાર્લેની રાષ્ટ્રીય શાળામાં રહેતો હતો. એક દિવસ ત્યાં ત્રિવેદીસાહેબ આવી ચડ્યા. હું ધારું છું કે, મનુભાઈ (તેમના દીકરા) પણ સાથે હશે. બીજા પણ છોકરાઓ હતા. ખરું પૂછતાં મારી આ જ પહેલી સાચી મુલાકાત કહેવાય. શી ચર્ચા થઈ તે તો યાદ નથી. પણ પહેલી ઓળખાણ કરતાં આ ઓળખાણ મારે માટે સ્નેહ બાંધનારી થઈ. હું એમને સારી પેઠે ઓળખતો થયો.

આથી બેએક વાર પૂના જવાનો પ્રસંગ આવ્યો ત્યારે તેમને અવશ્ય મળ્યો હતો અને એમને મળવું એટલે આતિથ્ય તો લીધે જ છૂટકો.

તેઓ તો પૂના છોડી ગુજરાત રહેવા ગયા, પણ મારે એમની, બહુ સમીપમાં રહેવાનું સર્જાયેલું નહીં, એટલે હું વર્ધા આવી પડચો.

એમનેય વર્ધા આવવાનું તો થયુ. પણ નસીબ બે ડગલાં આગળનું આગળ. મનુભાઈએ અહીં દવાખાનું માંડયું, અને ત્રિવેદીસાહેબ હવાફેર કરવા આવ્યા. પહેલાં તો લાગ્યું કે તબિયત પણ સુધરે છે. પરંતુ એ સુધારો દેખાવ માત્ર જ હતો. છેવટે એમણે અહીં જ જીવનયાત્રા પૂરી કરી.

મંદવાડ દરમ્યાન અવારનવાર મળવા જતો. સ્થિતિ તો ગંભીર હતી, એ દાક્તરની પરિચર્યા પરથી જ જણાઈ આવતુ હતું. પણ ત્રિવેદીસાહેબ જોડે વાતો કરો તો એમ લાગે કે, જરા તકલીફ છે, પણ ગભરાવાનું કારણ નથી. એમના મુખ પરની પ્રસન્નતા અને ધીરજ જોવા આવનારને છેતરી દેતાં.

"મળવા આવતાં મિત્રો, મોંએ ઊડે પ્રસન્નતા;
ભુલાઈ ને કહે તેથી, 'ભાઈ ને આજ ઠીક છે.'"

આવા અર્થનું એક ઉર્દૂ જોડકણું છે. એ ભાવ એમને માટે બહુ સાચો હતો.

પૂનામાં બરાબર મહારાષ્ટ્ર જોડે ભળી ગયા. પ્રાન્તીયતા એમને કદી સ્પર્શી હોય એમ મને લાગતું નથી.

એમણે જેની જેની પર કાંઈ ઉપકાર કર્યા હશે તેની પૂરી યાદી કોઈ સ્નેહીઓથી તો બનાવી જ નહીં શકાય, કારણ કે સ્નેહીઓ, સગાંઓ અને મુશ્કેલીમાં પડેલાઓ માટે ઘસાઈ છૂટવું, અને તેના વિચારનો ભાર મનમાં ન રાખવો, એ ત્રિવેદીસાહેબનો સ્વભાવ બની ગયો હતો. અને જે કર્મો સ્વભાવ બની ગયાં હોય છે, તેમનું સ્મરણ રહી શકતું

નથી ચકલાં કેટલી વાર પોતાના બચ્ચાં માટે ખોરાક લાવતા હોય છે અને ગાય પોતાના બચ્ચાને કેટલી વાર ચાટે છે, તેની યોદી ન યાદી રાખી નકે છે?

વર્ધા,
૧૧-૪-'૪૮. કિશોરલાલ ઘ૦ મશરૂવાળા

૨

# કેટલાંક સંસ્મરણો

ત્રિવેદીસાહેબને ત્યાં અણુ કરીને એક મહારાષ્ટ્રીય છોકરો નોકરી કરતો હતો. ત્રિવેદીસાહેબના સ્વભાવની એના ઉપર પૂરેપૂરી અસર દેખાતી હતી. ઝાઝું બોલે નહીં, ક્યું કામ બરાબર ચીવટને કુશળતા પૂર્વક અને પ્રસન્નપણે પાર પાડે. શક્તિ કરતા વધારે કામ આવી પડે તોય એણે કંટાળો મો કર્યું હોય એવું જાણવામાં આવ્યું નથી. ત્રિવેદીસાહેબે એને છાપામાંથી કાતરણો કેમ કાપી રાખવા, ફાઈલમાં કેમ ચોડવા, પરદેશી ટિકિટોનો સંગ્રહ કેમ કરવો, વગેરે બધી વસ્તુઓ એને ફરી બતાવી વિગતવાર સમજાવતા. આવી કેળવણીને કારણે છોકરો જોતજોતામાં પ્રવીણ બન્યો.

એક દિવસ મે ત્રિવેદીસાહેબને પૂછ્યું કે, તમારો અણુ ક્યાં સુધી ભણ્યો છે? એ પ્રશ્ન સાંભળીને તેઓ તરત અંતર્મુખ થયા અને કહે કે, શું કહું? મારે એને કેળવવો જોઈતો હતો, પણ એની પાસેથી સેવા લેવાનો સ્વાર્થ અને મોહ રહ્યો, એટલે એની કેળવણી વિષે કંઈક બેદરકાર થયો છું. અણુને ભણાવવા માટે એક માસ્તર રાખ્યો હતો, એ વસ્તુ તે વખતે હું જાણતો ન હતો, એટલે મે એ વાતને ત્યાં જ પડતી મૂકી. જોકે હું જાણતો હતો કે, ત્રિવેદીસાહેબના પ્રેમાળ સ્વભાવને કારણે, એ બધા કામો વ્યવસ્થિત કરાવવાના આગ્રહને કારણે

અંબુને જે કેળવણી મળી હતી એવી કેળવણી કોઈ ભાગ્યશાળીને જ મળી શકે છે.

અંતે જ્યારે આણંદથી ત્રિવેદીસાહેબ વર્ધા આવ્યા ત્યારે અંબુના સંતોષનો વિચાર કરી એને ત્યાં જ સરકારી નોકરી અપાવી.

અંબુનાં ખોરાકપાણીનો, કપડાંલત્તાંનો વિચાર, એ દીકરો હોય તેવી જ કાળજીથી એ રાખતા. એનામાં જે સેવાભાવ આવ્યો હતો તે ત્રિવેદીસાહેબનો સેવાભાવ જોઈને જ; નહીં કે તેઓ ધમકાવશે એ બીકે.

૧૯૩૦માં પૂજ્ય ગાંધીજી સાથે યરોડા જેલમાં ૫–૭ મહિના રહીને હું છૂટયો ત્યારે ત્રિવેદીસાહેબ મને લેવા જેલ પર આવ્યા તે પહેલાં પણ એકબે વાર તેઓ મારી મુલાકાતે આવ્યા હતા જ. જેલમાંથી મને લઈને ઘેર જવાને બદલે સીધા પોસ્ટ અને તાર ઑફિસમાં મને લઈ ગયા અને કહે કે, તમારે અમુક મિત્રોને તાર કરવાના હોય એટલા માટે અહીં લઈ આવ્યો છું. જેલમાંથી નીકળેલો, એટલે મારા ગજવામાં શું હોય? એમણે બધા જ પૈસા ખર્ચ્યા એકબે કાગળો લખી પછી ઘેર ગયા. પોતાને ત્યાં વધારે રહેવા માટે આગ્રહ કરનારા ત્રિવેદીસાહેબે આ વખતે કશી વાત કરી નહીં. તેઓ જાણતા હતા કે, મુંબઈ અને અમદાવાદના મિત્રો મને મળવા અને ખાસ કરીને મારે મોઢે ગાંધીજીની વાતો સાંભળવા ઇંતેજાર છે, એટલે એમણે મને વહેલામાં વહેલી તકે જવા દીધો; અને હું અમદાવાદ પહોંચું ત્યાં સુધી નાણાંની અગવડ મારે વેઠવી ન પડે એટલા માટે પૂરતા રૂપિયા પણ એમણે મને આપી દીધા. સામા માણસની તમામ મૂંઝવણોનો પહેલેથી જ ખ્યાલ કરી તેઓ બધી ગોઠવણ કરતા કશું કહેવું કે માગવું પડતુ જ નહીં.

ક્ષયરોગથી માંદો પડી કોરી હવામાં રહેવાની દૃષ્ટિથી જ્યારે હું પૂના પાસે ૯–૧૦ માઈલ પર આવેલા ચિંચવડ જઈ પહોંચ્યો, ત્યારે ત્રિવેદીસાહેબ અનેક વાર મળવા આવતા. અને જ્યારે આવે ત્યારે સારામાં સારાં ફળો અને એકાદ ચોપડી લઈ આવવાના જ. તેમાંય

મને અંજીર અને પીચ ભાવે છે એ એમણે જોયેલું હોવાથી, ગમે ત્યાંથી ઉત્તમ જાતના એ ફળ તેઓ આણતા જ

પછી જ્યારે હું સિંહગઢ પર રહેવા ગયો ત્યારે ત્યાં પણ એમની પાસેથી ફળના કરંડિયા આવતા. મારા રોગમાં ફળની આવશ્યકતા ઘણી છે એમ ગાંધીજીએ કહેલું હોવાથી, તેઓ આમ અવારનવાર ફળ મોકલતા. મારી આગાખાનમાં રહેતા શ્રી શામળભાઈ પૂના જાય ત્યારે સંતરાં લઈ આવે. બાકીના બધા ફળો ત્રિવેદીસાહેબ તરફથી જ આવતા.

પણ મેં ત્રિવેદીસાહેબને પોતે શોખથી ફળ ખાતા કોઈ દિવસે જોયા નથી. પોતાને માટે મધ્યમ જાતિનો હમેશનો સાદો ખોરાક જ તેઓ લેતા. આપણે ઘણું કહીએ કે, અમારે માટે ફળો ન મોકલતા, તોય તેઓ માનતા નહીં. અને પૂનેથી ૧૬ માઈલ સુધી એમણે મોકલેલો ફળનો કરંડિયો પાછો વાળવાની હિંમત કેમ કરાય? મેં એમને ફળો ખાવાનો ઘણી વાર આગ્રહ કર્યો, પણ તેમને પોતાના નિત્યના રિવાજમાંથી ચળાવવાની શક્તિ કોઈએ મેળવી ન હતી.

સેવાભાવી ત્રિવેદીસાહેબનું મન બૉય-સ્કાઉટ તરફ આકર્ષાય એ સ્વાભાવિક હતું. વિદ્યાર્થીઓને ચારિત્ર્યની અને લોકસેવાની દીક્ષા અને તાલીમ આપવા માટે એ સંસ્થાનો ઉપયોગ કરી લેવો જોઈએ એ વિચારે એ સંસ્થામાં તેઓ દાખલ થયા અને મુંબઈ પ્રાન્ત માટે આસિસ્ટન્ટ પ્રોવિન્શિયલ કમિશનર થયા. ગાંધીજી પ્રત્યે અસીમ ભક્તિ હોવા છતાં અને મારા જેવા ઉગ્ર રાષ્ટ્રીય વૃત્તિના નેતાઓ સાથે ઘનિષ્ઠ સંબંધ રાખવા છતાં, એમના વિચારો નરમ પક્ષના નેતાઓ સાથે વધારે મળતા હતા. તેથી તાજ અને દેશ પ્રત્યેની વફાદારીના સોગંદ લેતા એમને સંકોચ ન હતો.

મારી સાહિત્યસેવાથી આકર્ષાઈને એમણે મને કહ્યું કે, બૉય સ્કાઉટની કેટલીક સારી સારી અંગ્રેજી ચોપડીઓનું ગુજરાતી કરવા જેવું છે, તે કરી આપશો? મેં એ ચોપડીઓ જોઈ એમાં

વ્યવહારોપયોગી કીમતી જ્ઞાન ઘણુ હતુ. મને એ ચોપડીઓ ગમી પણ એક તો મારી પાસે વખત ન હતો અને બૉય સ્કાઉટ પ્રવૃત્તિ પ્રત્યે હુ સાશંક હતો, એટલે મે મારો અભિપ્રાય એમને કહ્યો કે, હિંદુસ્તાનમા ત્રણ બહુ જ અગત્યની પ્રવૃત્તિઓ છે: બૉય સ્કાઉટ પ્રવૃત્તિ, સ્ત્રી શિક્ષણ અને સહકારી પ્રવૃત્તિ આપણા રાષ્ટ્રીય જીવનમાં એનું મહત્ત્વ અસાધારણ છે અને છતા એ હિલચાલો સાથે સરકારનો સંબંધ આવવાથી એ ત્રણેય બગડી ગઈ છે મારા વિચારો મેં એમને વિસ્તારથી સમજાવ્યા રાષ્ટ્રગીત અને બ્રિટિશ નેશનલ ઍન્થમ વિષે પણ વાતો કરી એમણે મારી વાત સાંભળી લીધી, પણ તરત કશો નિર્ણય ન કર્યો "A scout's words must be trusted" એના પર ભાર મૂકી મે કહ્યું કે, ક્રાઉન (તાજ) અને કંટ્રી (દેશ) વચ્ચે હિતસબંધ એક નથી

આગળ જતા બૉય સ્કાઉટ હિલચાલના સંચાલકો સાથે મતભેદ થવાથી એ હિલચાલમાંથી તેઓ નીકળી ગયા. એમણે જે ચોપડીઓ મને બતાવી હતી તે જ ઢબની ચોપડીઓ આપણે તૈયાર કરવી જોઈએ એ ખ્યાલથી એ ચોપડીઓ ઘણાં વરસ પછી મેં એમની પાસેથી માગી. કોઈ એ લઈ ગયુ હતુ. મને એ ન જ મળી એમના નામ પણ હુ ભૂલી ગયો છુ આજકાલના સ્કાઉટ સાહિત્યમાં એ ચોપડીઓ દેખાઈ નહી.. મને એટલુ સ્મરણ છે કે, વ્યવહારોપયોગી ઘણી વસ્તુઓ એમાં સચિત્ર આપી હતી

સ્કાઉટ હિલચાલની પેઠે જ ઇસ્પિતાલમા જઈ ડૉક્ટરોને મદદ કરવાનો અને માંદાઓની માવજત કરવાનો શોખ પણ ત્રિવેદીસાહેબને હતો તેથી તેઓ વિદ્યાર્થીઓને લઈ ને નિયમિત રીતે પૂનાની ઇસ્પિતાલમા જતા.

એક વાર શ્રી ત્રિવેદીસાહેબને હુ મળવા ગયેલો ત્યા ઠક્કરબાપા અને ડૉ. સુમન્ત મહેતા એમના મહેમાન હતા. અમને ત્રણેયને એકત્ર જોઈ ત્રિવેદીસાહેબ બહુ ખુશ થયા ત્રણેયનો એકત્ર ફોટો પડાવ્યો. જમ્યા પછી વાર્તાલાપમાં ખૂબ આનદ મળતો. ઠક્કરબાપાએ મને પૂછ્યું કે, તમે મહારાષ્ટ્રમા રહી કામ કરવાને બદલે ગુજરાતમાં શા

રીતે ગયા? ત્રિવેદીસાહેબે કહ્યું કે, ગાંધીજીનું આકર્ષણ કોને ન થાય? મેં કહ્યું કે, ગાંધીજીનું નામ પણ મેં સાંભળ્યું ન હતું તે વખતે મેં ગુજરાતમાં જઈને કામ કરવાનો વિચાર કરેલો અને તે પ્રમાણે શ્રી ગંગાધરરાવ દેશપાંડેને કહેલું પણ ખરું મેં કહ્યું કે, શિવાજીએ સુરત લૂંટ્યું એનું મને માઠું નથી લાગતું, કારણ કે ઔરંગઝેબના તાબાનો મુલક લૂંટીને એ દિલ્હીના બાદશાહને છેડવાનો શિવાજીનો વિચાર હતો. પણ પેશવાઓએ અને એમના સરદાર દાભાડે કે ગાયકવાડે જે રીતે ગુજરાતમાં રાજ કર્યું અથવા જુલમ ગુજાર્યો, તેને માટે મારા મનમાં શરમની લાગણી હતી એ શરમ ધોવાનો એક જ ઉપાય હતો કે, મહારાષ્ટ્રીઓ ગુજરાતમાં જઈને રહે અને નમ્રતાપૂર્વક બની શકે તેટલી સેવા કરે. એ ખ્યાલથી જ હું વડોદરા ગયેલો. તે પહેલાં ગાંધીજીના દક્ષિણ આફ્રિકાના કામ વિશે વાંચેલું ખરું અને 'રાષ્ટ્રમત'માં એક બે લેખો પણ લખેલા

ત્રિવેદીસાહેબે કહ્યું કે, તમારી આ બાજુ હું જાણતો જ ન હતો. મેં જોયું કે આ વાત સાંભળ્યા પછી ત્રિવેદીસાહેબના મનમાં મારે વિશેની આત્મીયતા વધી

બેચાર દિવસ પછી અમે બધા ખેતીવાડી કૉલેજમાં ગયેલા. વિદ્યાર્થીઓની કોઈ સભા હશે. એ સભા આગળ ડૉ. સુમન્ત બોલેલા કે, આપણે સ્વરાજની વાત કરીએ છીએ, પણ સ્વરાજ ચલાવવા માટે લાયકાત કેળવેલા આપણી પાસે માણસો ક્યાં છે? કોઈ પ્રાન્તના ગવર્નર થઈ શકે એવા કોઈ માણસોનાં નામ આપી શકશો?

હું છેડાયો. મેં કહ્યું કે, નામદાર ગોખલે પણ આપણા દેશની શક્તિ પર અસાધારણ વિશ્વાસ રાખતા હતા. આપણા લોકની શક્તિ પર આપણે વિશ્વાસ કેમ ન રાખીએ? સ્વરાજ થવા દો, આ દફ્ફર-બાપાને જ તમે ગવર્નરને સ્થાને જોશો. તેઓ કબૂલ થાય કે ન થાય એ વાત જુદી. પણ એ સ્થાન તેઓ શોભાવશે એ વિશે મને શંકા નથી.

ત્રિવેદીસાહેબનો હું મહેમાન હતો એટલે જરા સંકોચ કર્યો. પણ થોડી વાર પછી મેં કહ્યું, અને આપણા ત્રિવેદીસાહેબને હું ગમે તે પ્રાન્તનું સૂબાપણું નિશ્ચિંતપણે સોંપી દઈશ. સ્થાન પર જઈ પહોંચ્યા પછી વિગતો ઉપર કાબૂ મેળવવો એ કોઈ અશક્ય કામ નથી.

ત્રિવેદીસાહેબને ચોપડીઓનો શોખ અસાધારણ હતો. મનગમતી ચોપડીઓ વાંચવા માટે ખરીદવા ઉપરાંત અનેક મહત્ત્વની ચોપડીઓ કોઈ ને કોઈ વિદ્યાર્થી કે મિત્રોને કામ આવશે એ ખ્યાલથી તેઓ ખરીદી લેતા. વિદ્યાર્થીઓને, મિત્રોને ને રાજદ્વારી કેદીઓને પૂરી પાડવા માટે ખરીદેલી ચોપડીઓ તો નોખી જ. કળાના શોખને લીધે પણ એમણે કેટલીક મહત્ત્વની ચોપડીઓ વસાવેલી. કેટલીક ચોપડીઓ સાથે પુસ્તકોના કીડાની મશ્કરી કરતાં બે ચિત્રો પણ એ જ પુસ્તકાલયમાં એમણે રાખેલાં. એક ચિત્રમાં એક ચોપડીનો રસિયો વાંચતો વાંચતો ટેકરીની ટોચે જાય છે અને ત્યાંથી એકદમ નીચે સુધી જતી કરાડની ધાર પર આવે છે, પણ ભલા માણસને એનું ભાન નથી, એવો પ્રસંગ ચીતરેલો હતો. બીજા ચિત્રમાં એક વાચનઘેલો વિદ્વાન ચોપડીઓ ઊંચેથી કાઢવા સીડી પર ચડે છે, ત્યાંથી કેટલીક ચોપડીઓ કાઢી પોતાના ડગલામાં ને ખિસ્સામાં ભરી દે છે, કેટલીક ચોપડીઓ બગલમાં દબાવે છે, એકબે ચોપડીઓ ઘૂંટણ વચ્ચે સાચવે છે, અને એ ઉપરાંત એક ચોપડી હાથમાં લઈને સીડી પર જ વાંચવામાં મશગૂલ થાય છે, એવું વિનોદપૂર્ણ ચિત્ર હતું. એની જ પડખે ફ્રાન્સના વિખ્યાત લેખક આનાતોલ ફ્રાન્સનું એક વચન લટકતું હતું જેમાં એ કહે છે, 'ચોપડીઓ કોઈને ઉછીની નહીં આપતા; ઉછીની આપેલી ચોપડીઓ કોઈ પાછું આપતુ નથી. . . .' એટલું તો ઠીક, પણ વિનોદ તો ત્યાર પછી જ આવે છે. લેખક કહે છે કે, 'મારા પુસ્તકાલયમાં જે ચોપડીઓ છે તે બધી મેં આવી જ રીતે ઉછીની આણેલી છે!'

આ બધી ચોપડીઓ વચ્ચે અમુક અમુક ઠેકાણે આરસપહાણની બાળકોની મૂર્તિઓ મૂકેલી હતી. એક ઠેકાણે મહાત્માજીની મૂર્તિ તો

બીજે ઠેકાણે નેપોલિયન બોનાપાર્ટની. આવી રીતે સાહિત્ય અને ચિત્ર-કળાનો સુમેળ સધાયો હતો.

એ ઉપરાંત ત્રિવેદીસાહેબને સારાં સારાં માસિકોમાં આવતાં સારાં સારાં ચિત્રો અને વ્યંગ્ય રેખાચિત્રો ભેગા કરીને વ્યવસ્થિત ગોઠવવાનો શોખ હતો. દેશદેશાવરની ટપાલની ટિકિટો પણ એમણે ભેગી કરેલી. દીકરા મનુભાઈ અને ઘરના નોકરોને પણ આ કામે તેઓ વળગાડતા. આટલુ બધુ પ્રવૃત્તિમય જીવન હોવા છતા આવા નાના મોટા અનેક શોખો પાછળ તેઓ શી રીતે વખત કાઢી શકતા એ આશ્ચર્યની વાત છે.

મનુભાઈને જોયાનુ પ્રથમ સ્મરણ છે તે તેઓ પ્લાસ્ટર ઓફ પૅરિસના જૅકેટમા જકડાઈને પથારીમાં સૂતા હતા એ છે. એમને જ્યારે વેદના થતી ત્યારે અસહ્ય થતી વેદનાનો ઊથલો ઓસરી જાય કે તરત તેઓ પ્રસન્નતા ધારણ કરી શકતા પુત્રની આ તિતિક્ષા અને બધી જાતની સજ્જનતા પર વારી જતા પિતાએ એક દિવસ મને કહેલુ કે, આવા સદ્ગુણી અને પ્રસન્ન બાળક પાસે ભગવાન આટલી બધી વેદના સહન કરાવે છે, એ હુ સમજી શકતો નથી પિતાના હૃદયનું દુઃખ બીજી રીતે વ્યક્ત ન થઈ શકત

લાંબી માંદગીને કારણે પથારીવશ દીકરાને જિંદગી કંટાળાભરી ન લાગે એટલા માટે ત્રિવેદીસાહેબે ઘણી યોજનાઓ કરેલી. કોક વાર એને સ્ટ્રેચર પર લઈ જઈ મોટરમાં બેસાડી ક્રિકેટ મૅચ જોવા લઈ જતા. એક સંગીતશાસ્ત્રી આવીને એને સંગીત સંભળાવતો. બીજા બધા વિષયો અનુકૂળતા પ્રમાણે ભણાવવા માટે ટ્યૂટર આવતા માંદગીને કારણે કેળવણી રહી ન જાય તે માટે ત્રિવેદીસાહેબે અસાધારણ કાળજી રાખેલી.

એવી જ રીતે એમના એક ભત્રીજાની બન્ને આંખ એકાએક ગઈ ત્યારે એને પોતાની પાસે રાખી જેટલા ઇલાજો થઈ શકે તે બધા કરવાની એમણે પરાકાષ્ઠા કરેલી પરિણામે એ બાળક સહેજ આંખું

ઝાંખું જોતો થયો. એની બાબતમાં પણ મારી સાથે વાતો કરતાં હૃદયનો વલોપાત એક બે વાક્યમાં જ એમણે ઠાલવ્યો હતો: "આ બાળકની ભવિષ્યની આખી જિંદગી આંખ વગર કેમ ચાલશે? જોવાની શક્તિ કાયમની ગઈ છે, એ વાત આ બાળકને ક્યારે ને ક્યા શબ્દોમાં કહી શકાય તે હું જાણતો નથી. મારાથી થાય તે બધું જ કરી છૂટવાનો છું."

દક્ષિણી બ્રાહ્મણો પણ કહેતા હતા કે, પૂનાનો સમાજ બહારથી આવતા શિક્ષિત અને પ્રતિષ્ઠિત મનુષ્યોને આવકાર આપતો નથી પણ બધાને અળગ રાખે છે ત્રિવેદીસાહેબ આ વાત સ્વીકારતા નહી અને દાખલા દલીલો સાથે કહેતા કે આ વાત સાચી નથી ગુજરાતીઓની ઘણી ઘણી સેવા કરતા હતા ત્યા તેમણે પૂનાના આગેવાનો સાથે ઘણો જ મીઠો સબધ કેળવ્યો અને જાળવી રાખ્યો હતો

ગુજરાતી મધુસમાજ તરફથી મને ભાષણ આપવાનુ આમંત્રણ આપવા માટે એઓ આવ્યા તે પ્રસગે મારે એમની સાથે પહેલુ ઓળખાણ થયુ અને એમનુ આતિથ્ય એટલુ બધુ પ્રેમાળ અને નિખાલસ હતુ કે શારદાબહેન અને હુ દિવસો ને દિવસો સુધી એમને ત્યા રહ્યા હતા મને સાભરે છે કે, એક વખત એક સુરતનો વિદ્યાર્થી, ગ્રૅજ્યુએટ થયેલો, એમની પાસે આવ્યો અને તેણે ફરિયાદ કરી કે, એને જે રૂમ મળવી જોઈતી હતી તે મોડેથી કોઈ લાગવગવાળા વિદ્યાર્થીને આપી દેવામા આવી હતી આ અન્યાયની વાત કહેતા કહેતાં આ વીસેક વર્ષની વયના ગ્રૅજ્યુએટે ડૂસકે ડૂસકે રડવા માડ્યુ. હુ કબૂલ કરુ છુ કે, આ નવજુવાનને આવી નજીવી બાબતમા રડતો જોઈને મારા મનમા દયા આવવાને બદલે તિરસ્કાર છૂટ્યો હતો પણ ત્રિવેદીસાહેબે તો એમના પ્રેમાળ સ્વભાવથી એને પપાળ્યો અને સમજાવીને સ્વસ્થ કર્યો

જેવી રીતે દરેકેદરેક ગુજરાતી વિદ્યાર્થીના એ રક્ષક અને સલાહકાર હતા, તેવી જ રીતે પછીના વર્ષોમા સેકડો રાજકીય કાર્યકરો એમની પાસેથી મદદ માગતા અને મેળવતા એમના નિર્મળ હૃદયમા સારા ચારિત્ર્યવાન કાર્યકર અને લુચ્ચા સ્વાર્થસાધુ કાર્યકર વચ્ચે ભેદભાવ નહોતો આ એમની લાક્ષણિક ઉદારતા બતાવવા ખાતર હુ લખુ છુ આ પ્રકારની માનસિક ઉદારતા (ચૅરિટી ઑફ માઇન્ડ) ઘણા થોડા મનુષ્યોમા હોય છે મે ત્રિવેદીસાહેબ જેવા ભોળા ભલા અને સાથે સાથે કાર્યકુશળ એવા મનુષ્યો ઓછા જોયા છે સ્પષ્ટ શબ્દોમા કહુ તો એમ કહેવાય કે, ઘણા ભલા ભોળા માણસો કાંઈક મૂર્ખ હોય

છે, ત્રિવેદીસાહેબમાં અજાણપણુ નહોતુ, પણ ઘણી જ ભલમનસાઈ હતી

એમની રહેણીકરણી અત્યંત સાદી પણ સુઘડ હતી એમનુ ઘર અતિથિઓને માટે ચોવીસે કલાક ખુલ્લુ રહેતું. સારા નસીબે એમને એવાં પત્ની મળ્યાં હતા કે જે કદી સેવા કરતાં થાકતાં નહીં ગરીબ કે તવંગર એ સૌને મદદરૂપ બનતાં

મહારાષ્ટ્રીઓના કેટલાક લાક્ષણિક સદ્ગુણો છે તેના એ ખૂબ પ્રશંસક હતા, અને ગુજરાતીઓ પણ પોતાની સસ્થાઓ એટલી જ ધગશ તથા ચીવટથી ચલાવે એવો એમનો આગ્રહ હતો મહારાષ્ટ્રમાં કોઈ પણ સારી જનકલ્યાણની પ્રવૃત્તિ ચાલતા માટે તો તેની વિગતવાર માહિતી ત્રિવેદીસાહેબ ગુજરાતના મિત્રોને મોકલી આપતા એમને ગુજરાત માટે અતાત પ્રેમ હતો

એમની સેવાભાવનાનુ એક દૃષ્ટાંત આપુ અમદાવાદની સાબરમતી જેલમાંથી ૨૦૦ રાજદ્વાપ કેદીઓને વિસાપુર ખસેડવાના હતા, ત્યારે પૂનાના સ્ટેશન પર તેમને પૂરી, બટાટાનુ શાક, પાઉં, રોટી, ચા, કોફી અને કેકની વ્યવસ્થા બંધુસમાજે કે બીજી કોઈ સમિતિએ કરી હતી અને તેના પ્રેરક તથા મુખ્ય સેવક ત્રિવેદીસાહેબ હતા એમને માથે વ્યવસ્થાની જવાબદારી હતી આ કેદીઓની ટોળીમા હું પણ હતો. અને જેવા પ્રો ત્રિવેદી મને મળ્યા કે તરત મેં એમને મારાં ચશ્માં આપ્યાં અને કહ્યું કે, તેનુ ખોખુ (ફ્રેમ) તૂટી ગયુ છે તે સમજાવીને મને વિસાપુર મોકલી આપે એમણે ચશ્માં ગજવામાં મૂકી દીધાં બીજા પ્રોફેસરો એમના મદદગારો હતા તેમને સૂચનાઓ કરીને અદૃશ્ય થઈ ગયા. વહેલી સવારના પહોરમાં ચશ્માની દુકાનવાળાને પથારીમાંથી ઢંઢોળીને દુકાનમાં ધમકી જઈને મારુ ફ્રેમ બદલાવ્યુ અને ટ્રેન ઊપડે ત્યાર પહેલાં મને ચશ્માં સોંપી દીધાં એમને કોઈ જાતનુ કામ કરવામાં મુશ્કેલી આવશે તો તેને કેવી રીતે દૂર કરવી તેનો જ વિચાર કરતા મારે ચાર પાચ દિવસ ચશ્મા વિના રહેવુ પડ્યું હોત તેને બદલે પોણા કલાકમાં ચશ્માં મળી ગયાં

એમનો એક જ પુત્ર છે. તેને ડાળેથી પડી જવાથી થાપાના હાડકાને ઈજા થઈ અને તે માંદો પડ્યો. માંદગી ઘણા લાંબા વખત સુધી ચાલી પણ ત્રિવેદીસાહેબે જે પ્રેમ અને વાત્સલ્યભાવથી એની સારવાર કરી હતી તેના પરિણામે જ એ મનુભાઈ તદ્દન સાજા થઈ ગયા. એ ભાઈ આજે વર્ધામાં દાક્તરી અને ગરીબોની સેવા કરી રહ્યા છે.

દેશસેવકો થાકી ગયા હોય કે માંદા પડ્યા હોય તેમને આગ્રહ કરીને પોતાને ઘેર લઈ આવતા અને યોગ્ય ખોરાક આપીને તેમને તન્દુરસ્ત બનાવી દેતા. મને એક પ્રસંગ યાદ છે કે જ્યારે ઠક્કરબાપા, કાકા કાલેલકર અને હું એમના ઘરમાં એકીવખતે મહેમાનગીરી ભોગવતા હતા. ઘરે તો ખોરાક જરા જુદો હતો અને અમે પથારીવશ મનુભાઈની સાથે વાતો કરવામાં સમય ગાળીને આનંદ પામતા.

ગુજરાતી યુવાનોનાં શરીર નબળાં હોય છે અને તેમને વ્યાયામનો શોખ ઓછો હોય છે એ તો જાણીતી વાત છે. અમો બન્નેને પોતાને તો ઠેઠ નાનપણથી વ્યાયામ પ્રત્યે આગ્રહ હતો, તેથી અમે બન્નેએ મળીને એક વ્યાયામ મંડળ સ્થાપ્યું હતું કે જેની મારફત ગુજરાતના અખાડાઓને ઉત્તેજન મળે. આજે ચરોતરમાં જે ભાઈ વ્યાયામના પ્રચારક તથા સંચાલક તરીકે કામ કરે છે તેમને આ મંડળે મદ્રાસ મોકલી આપીને તાલીમનો બધો ખર્ચ આપ્યો હતો. સર ચુનીલાલ મહેતા પ્રમુખ હતા, હું ઉપપ્રમુખ હતો, ત્રિવેદીસાહેબ અને શ્રી ભાઈલાલભાઈ પટેલ મંત્રીઓ હતા. ગુજરાતમાં કેળવણી તથા પુસ્તકાલયના કામને ઉત્તેજન આપવા માટે એમણે શ્રી મોતીભાઈ અમીનને સાધ્યા હતા. કોઈ પણ જાતની ધાંધલ વિના, શાન્તિથી પોતાની જાતને અજ્ઞાત રાખીને, એ પોતે કામ કરે છે તેની કોઈને જાહેરાત કર્યા વિના, એમણે અનેક પ્રવૃત્તિઓમાં સક્રિય મદદ કરી હતી.

એ હમેશાં હસમુખા, આનન્દી, મીઠી મશ્કરી કરનારા, અતિ ઉત્સાહી, વિનોદી હતા. પણ નિષ્કામ સેવાભાવ એ એમનો ગુરુમંત્ર હતો.

આણુંદની ખેતીની કૉલેજ ખીલવવામાં એમણે જે તનતોડ મહેનત ઉપાડી હતી, તેની કદર આણુંદની કૉલેજે કરી છે કે નહીં તે હું જાણતો નથી; પણ હું એટલું ખાતરીથી જાણું છું કે, પોતાને સોંપાયેલું કામ ત્વરિતપણે કરવાના આગ્રહમાં એમનું શરીર ઘસાઈ ગયું અને એમનું અકાળ મૃત્યુ થયું. કરોડો મનુષ્ય જન્મે છે અને તે બધા મરી જાય છે. થોડા જ એવા હોય છે કે જે પોતાની પાછળ સુગંધનું વાતાવરણ મૂકતા જાય છે. ત્રિવેદીસાહેબ એવા એક હતા.

સુમન્ત મહેતા

४

## स्वर्गवासी जे. पी. त्रिवेदी

स्वर्गवासी त्रिवेदी याना मी पार दिवस ओळखीत होतो अनेक प्रसंगीं अनेक कारणामुळें त्याचा व माझा भेटीचा योग आला होता ते व त्याच्या कुटुंबातील इतर मडळी यानी अनेक प्रकारें माझ्यावर व माझ्या अगीकृत कार्यांवर प्रेम करून मला कायमचे ऋणी करून ठेवलें आहे. त्यामुळे त्याची आठवण मला जन्मभर राहील ती विसरणें कधी-हि शक्य नाही

स्व. वा. त्रिवेदी हे पुष्कळ वर्षे आमच्या हिंदमाता मदिरा-शेजारील माझ्या बधूच्या गोविंदकुंजात रहात असत, त्यामुळें त्याच्या जीवनाचें दुरुन व जवळून वारकाईनें निरीक्षण करण्याचें भाग्य मला सहजच लाभलें यात नवल नाही.

याच गोविंदकुंजात स्व वा त्रिवेदी याचें वास्तव्य असता स्व. वा. महात्मा गाधी याचें आगमन त्या ठिकाणी झालें होतें तो प्रसग मी कधीहि विसरणार नाही. त्या वेळच्या बापूजीच्या थट्टामस्करीयुक्त सभाषणावरुन व गभीर विषयासबधी स्व वा त्रिवेदी याच्याशी गाधीजीच्या झालेल्या चर्चेवरुन उभयताचें एकमेकावर किती अनुपम प्रेम होतें याची उत्तम प्रतीति मला आली बापूजीच्या हर एक कार्याला

विशेषत विधायक स्वरूपाच्या कार्याला त्रिवेदीजींचें किती हार्दिक सहाय्य व सहकार्य मिळत असे याचा त्या प्रसगानें मला चागला अनुभव आला

मी बापूजीच्या कार्याचा एकनिष्ठ भक्त होतो व आजहि आहे यामुळे माझ्या विधायक कार्याला ज्या ज्या वेळी मी त्रिवेदीजींच्याकडे मदत मागितली त्या त्या वेळी त्यानी ती अत करणपूर्वक केलेली आहे नकार हा शब्दच त्याना माहीत नव्हता मात्र त्याची चौकसबुद्धीहि दरवेळी मला चागली अनुभवास येत असे आधळेपणानें काही करणे या व्यवहाराला धरून नसलेल्या धोरणाचा त्रिवेदीजींनी कधीहि अगीकार केलेला मला आठवत नाही यामुळें खोल विचार, विवेक, व शुद्ध, सात्त्विक, भावनायुक्त आचरण याचा त्रिवेदीजींच्या ठिकाणी अत्यत मनोवेधक असा हृदयगम सगम झालेला होता असें म्हणण्यास कोणचीहि हरकत मला दिसत नाही

स्व बा त्रिवेदी याच्या चारित्र्याचे व चरित्राचे अनेक पैलू मला पहावयास मिळाले ज्या प्रमाणे औदार्य, सहृदयत्व, विवेकशीलता, व्यवहारचातुर्य वगैरे बाबतीत त्याचा हात धरणारा माणूस विरळा, त्याप्रमाणें कलाविषयक प्रेम या बद्दलहि त्याची बरोबरी करणारी व्यक्ति सापडणें कठीण आहे उत्तम वाङ्मय, चित्रें, कारागिरी दाखवणाऱ्या वस्तु याचा सग्रह त्याच्या जवळ चागला पहावयास मिळे त्यामुळें त्याच्या घरी गेल्यावर कोणाचीहि उत्तम करमणूक होण्याला अडचण पडत नसे

त्याच्या चिरजीवाच्या आजारात त्याची दिसून येणारी वृत्तीहि वाखवाणण्यासारखी होती स्थितप्रज्ञतेची चमक त्यावेळी त्याच्या आचरणात दिसून येई

त्याच्या जीवनचरित्राच्या अध्ययनान भावी पिढ्याना सर्वांगीण मार्गदर्शन उत्तम रीतीचें होऊ शकेल असी माझी दृढ श्रद्धा आहे जय हिंद

पुणे सेवक सेवानद वाळूकाका कानिटकर

१८-५-१९४९

## ૫

# ગુજરાતનું અમૂલ્ય ધન

આણંદમા ચરોતર એન્યુકેશન સોસાયટીના મેદાનમા વ્યાયામ સંમેલન હતુ. સાથે વિદ્યાર્થીઓની કળાનું એક પ્રદર્શન પણ હતુ તે માટે ઇનામો નક્કી કરવા મને આમંત્રણ મળ્યુ હતુ. તેથી તેમા હાજરી આપવી પડી એ વખતે શિક્ષક મંડળ અને શ્રી મોતીભાઈ અમીન કંઈ વાર્તાલાપ કરતા એક બાજુ ઊભા હતા હુ ત્યા સહેજ ગયો. અને સફેદ દેંટાવાળા, શ્યામવર્ણુ પણ હાસ્યભરી તેજસ્વી મુખમુદ્રાવાળા ગૃહસ્થે મને બોલાવ્યો, "રવિભાઈ, એકલા કેમ છો? કનુ ક્યાં છે?" એમણે ઊગતા કલાકાર કનુ દેસાઈના ખબર પૂછ્યા અને મારા તરફ આમ અંગતભાવ દર્શાવતા એ કોણ, એમ મેં એકાદ શિક્ષકને પૂછ્યું. તેમણે કહ્યું કે, એ તો પૂનાવાળા પ્રો. ત્રિવેદીસાહેબ એમણે ચિત્રો વિષે વાતો કરી. ચિત્રકારોનાં ચિત્રો વિષે એમનો ઠીક પરિચય જણાયો, અને મને એમણે બહુ ભાવપૂર્વક એક વાર પૂના આવવા આગ્રહ કર્યો.

ત્રિવેદીસાહેબની મીઠાશભરી વાતચીત, પ્રોત્સાહનભર્યું હાસ્ય, અને નિખાલસતા અજાણ્યાને વહાલાં અને સ્વજન બનાવી દે એવાં છે, એ મેં પ્રથમ મુલાકાતે સમજી લીધુ. એમના આમંત્રણનો અમલ કરવાનો પ્રસંગ ઘણો મોડો આવ્યો, પણ એ ખૂબ જ સુખદ સ્મૃતિ બન્યો છે. ગુજરાતની કેળવણી અને બીજી અનેક સંસ્થાઓ સાથે તે નિકટપણે જોડાયેલા અને માહિતગાર રહેતા. ગુજરાતનાં બધાં જ સામયિકો અને પ્રમુખ સાહિત્યપ્રકાશનો તે ખરીદીને વાંચી જતા. પણ એ ઉપરાંત યુરોપ કે અમેરિકાનુ સંસ્કારપ્રદ સાહિત્ય તેમણે વિપુલપણે વાંચી સમજી લીધુ હતુ એ કેટલું અને કેવું હતુ એ તો એમના ઘરમાં હુ ચાર દિવસ વસ્યો ત્યારે જ જાણ્યું હતુ.

ત્રિવેદીસાહેબે પૂનાની સ્કાઉટિંગ પ્રવૃત્તિને ખૂબ વેગ આપ્યો હતો અને તેમણે મહારાષ્ટ્રમાં દશ હજાર સ્કાઉટનું મથક પૂનામાં કર્યું હતુ. પોતે કેટલોક વખત તેના સેક્રેટરી અને પછી ચીફ સ્કાઉટ કમિશનર થયા હતા. જ્યાં શરૂઆતમાં ૩૦૦૦ સ્કાઉટ હતા, તેમાંથી ૧૦૦૦૦ની સંખ્યા વધારનારમાં કેટલો ઉત્સાહ, કેટલી પ્રેરણા અને ઊંચી નિષ્ઠા હશે, તેનું અનુમાન સહજ થઈ શકશે. હિંદમાં સ્કાઉટ પ્રવૃત્તિને સફળતા આપનાર તરીકે તેમની કીર્તિ ચોમેર પ્રસરી હતી.

સર પટ્ટણી વખતોવખત પૂના જતા અને ગુજરાતી સમાજ તરફથી તેમ જ અંગત રીતે શ્રી જયશંકરભાઈનો સંપર્ક કરતા. એમાંથી જયશંકરભાઈને ભાવનગર સ્ટેટમા લેવાનો તેમણે નિરધાર કર્યો અને એક વર્ષ માટે પૂના કૉલેજમાથી લોન તરીકે તેમની નોકરી માગીને ભાવનગરના જળાશય ઇરિગેશન ખાતાના ઉપરી તરીકે નિમણૂક કરી

ભાવનગરમાં દીવાન શ્રી અનંતરાય પટ્ટણીએ અને શ્રી ગજાનન ભટ્ટે પણ સ્કાઉટ પ્રવૃત્તિને આવકારી હતી ભાવનગરના તરુણ મહારાજા સાહેબને પણ તેમા ભારે રસ લેતા કર્યા હતા. શ્રી ગજાનન ભટ્ટ પહેલાં સ્કાઉટ માસ્તર નિમાયા તેથી વખતોવખત કૅમ્પો કરતા હતા. ત્રિવેદી-સાહેબ ભાવનગરમાં આવતાં જ સ્કાઉટ પ્રવૃત્તિને ઘણો વેગ મળ્યો અને તેમના ઉત્સાહ અને દૃષ્ટાંતથી ઘણા જુવાન અમલદારો પણ સ્કાઉટિંગમાં જોડાયા, અને રેલવે, ઇજનેરી, તેમ જ શિક્ષણખાતાના પ્રૌઢ માણસો તેમાં ભાગ લેતા થયા તેનુ એક સફળ નિદર્શન હાથબ ખાતે મળેલી સ્કાઉટ રૅલી (સંમેલન)માં થયુ. આ સંમેલન પ્રસંગે ત્રિવેદીસાહેબે મને મહેમાન તરીકે નિમંત્રણ મોકલાવ્યુ હતુ. એ વખતે તેમનો વધુ પરિચય અને સંપર્ક મને મળ્યો અને આદર્શોનો કંઈક ખ્યાલ આવ્યો.

તેમના સ્વભાવની મીઠાશ અને મેત્રાત-પરતાથી ગમે તેવા કડક માણસો પણ તેમને વશ થતા. શ્રી આનંદરાય પટ્ટણી વિશે ઘણાનો

અનુભવ જુદો જ હતો, પણ તેઓ સુધ્ધાં ત્રિવેદીસાહેબ આગળ અનુકૂળ થતા. છતાં ભાવનગરના તે સમયના વિદ્યાધિકારી કંઈક મોડા પહોંચેલા ત્યારે શ્રી અનંતરાય પટ્ટણીએ તેમને જે આકરા શબ્દો કહ્યા તે સાંભળી, બીજા ઓરડામાં ત્રિવેદીસાહેબ મારી પાસે બેઠા હતા તે કચવાઈ બોલ્યા કે, ભાવનગરમાં સારા માણસોને ટકવું મુશ્કેલ છે, હું તો મારું વર્ષ પૂરું થશે કે ફરી પૂના ચાલ્યો જઈશ.

સ્કાઉટ સમેલનનું સંપૂર્ણ વૃત્તાંત મેં 'કુમાર'માં આપ્યું હતું, તેથી તે બહુ ખુશ થયેલા અને પછીથી સ્કાઉટ મંડળ તરફથી જ તેની સુંદર નાની પુસ્તિકા છપાવી સ્કાઉટોને વહેંચી હતી. ઉદાત્ત સુંદર લોકોપયોગી વિચારો કે વ્યાખ્યાનો તેઓ પોતાને ખર્ચે પણ છપાવી લોકોમાં તેની લહાણી કરતા. ભાવનગર તેમને સંઘરી શક્યું હોત તો ગુજરાતને તેમના સ્વભાવ અને શક્તિનો કંઈ ઓર જ પ્રસાદ મળી જાત.

૧૯૩૪ના ઉનાળામાં હું ઔંધ ગયો. ત્યાંના વનની અને ઇડરના એજ્યુકેશન ડિરેક્ટર મારા મિત્ર પંઢરીનાથ ઇનામદાર અને ઔંધ નરેશ શ્રીમાન બાલાસાહેબ પંતપ્રતિનિધિ મહારાજનો ઘણા વખતનો આગ્રહ હતો, એટલે મેં મારાં પત્ની અને સૌથી નાના બાળક સાથે એ પ્રવાસ ખેડ્યો. એ વખતે ઠરાવ્યું કે, વળતા પૂનામાં ગેકાવું અને ત્રિવેદીસાહેબને આપેલું વચન પૂરું કરવું. ઔંધમાં મહારાષ્ટ્રની સંસ્કૃતિના કેટલા અવશેષો જોયા અને તુરતની અભિનવ જાગૃતિવાળા કેન્દ્ર કિર્લોસ્કર-વાડી અને ઓગલેવાડી જોઈ પૂના સવારના ચાર વાગ્યે ઊતર્યો. ત્રિવેદી-સાહેબને પત્ર લખ્યો હતો, પણ એટલી વહેલી સવારે કોઈ સ્ટેશને આવે એવી મેં આશા નહોતી રાખી પ્લેટફોર્મ ઉપરથી બધા પેસેન્જરો ખાલી કરી ગયા ત્યાં સુધી કોઈ દેખાયું નહીં, એટલે મજૂર પાસે સામાન ઉપડાવી હું બહાર નીકળી ગયો, અને એક ટાંગો ઠરાવી સિર-નામા પ્રમાણે ચાલી નીકળ્યો. બરોબર ઠેકાણે પહોંચી બારણું ઉઘડાવ્યું. રસોઈ કરનાર મહારાજે બારણું ઉઘાડ્યું, તુરત પૂછ્યું, "ટાંગામાં કેમ આવ્યા? સાહેબ આપને જ લેવા સ્ટેશને ગયા છે." મેં મારો

ખુનાસો કર્યો મહારાજે તુરત જ ઘાંચીને બોલાવ્યો તેણે તુરત અમને ઘરમા લીધા ઘણા ઓરડાવાળુ ઘર માણસોથી ભર્યું ભર્યું લાગતુ હતુ મારા પત્ની તો કોઈ જરનુ ઔર મળશે એવી આશા રાખતા હતા એવામા એક દક્ષિણી પોશાકવાળી યુવતીએ શુદ્ધ ગુજરાતીમા એમને આવકાર આપ્યો અને પૂછતાછ તથા આગતાસ્વાગતા કરવા લાગ્યા તેમના પતિ સુંદર ઘાંચીના યુવાન પણ લગભગ મને ઓળખતા હોય તેમ ખબર પૂછવા લાગ્યા તેમનુ નાનુ બાળ તે રમાડી રહ્યા હતા બીજા એક ખડમા ચાર વિદ્યાર્થીઓ હતા ખડેખડમા પુસ્તકો ના મોટા અભરાઈઓ ચોપાનિયા હાસેના હતા ઘાંચી અને મહારાજે સામાન ઠરાઠર મૂકી અમને દાતણપાણી મહાસ તથા સ્નાનની જગા બતાવી એવામા મોટર હાંકતા ત્રિવેદીસાહેબ પોતે આવી પહોચ્યા મયુ એવુ કે તે દિવસ મુખ્ય સરકારી એન્જિનિયર મિ અડાનજા પૂનાનો હોદ્દો છોડી જતા હતા તમને પણ સ્ટેશને વિદાય આપવાની હતી અને એમ એસ એમ રેલવે જેમા આવવાનો હતો તે રોજ મોડી થતી હતી એટલે તેઓ મુમઈની ગાડી વિદાય થઈ ત્યા સુધી ત્યા રોકાયા અને એટલે અમારી ટ્રેન તો ટાઇમ કરતા પણ વહેલી આવી ગઈ એટલે એમણે તપાસ કરી ત્યારે તો પ્લેટફૉર્મ ખાલી હતુ જના ખબર મેળવી શક્યા કે કોઈ પ્રો ત્રિવેદીનુ નામ પૂછતુ આવ્યુ હતુ ત્રિવેદીસાહેબ અમને બરાબર પહોચી ગયેલા જોઈ ખુશી થયા તુરત સૌને ચાનાસ્તા માટે પોતાના ખડમા આમ યા દેશપાંડે અને સુશીનામકેનની મને પિછાન પાડી દેશપાંડે તો અમદાવાદ ગૂજરાત વિદ્યાપીઠના સ્નાતક અને સેવક તેમના પગને વા જેવુ કંઈક હતુ એટલે એ ઘોડી લઈ ચાલતા હતા અને તે દવા કરાવવા આવ્યા હતા ત્રિવેદીસાહેબ તો આમરમતી આશ્રમના પ્રતિનિધિ જેવા એટલે તેમને ત્યા જ ઊતર્યા હતા જે બેચાર વિદ્યાર્થીઓ હતા તે યરોડા જેલમાથી છૂટીને આવ્યા હતા એટલે તે પણ ત્રણ ચાર દિવસ રોકાયા હતા અને તે જ દિવસે ગુજરાતમા જવાના હતા અમે તેમની

જ્ગાની ઉમેદવારી પાકી કરી હતી એ વખતે મીઠાના સત્યાગ્રહને કારણે કેટલાક ગુજરાતીઓ યરોડા જેલમાં હતા, તે બધાના સમાચારો જરૂરિયાતો પૂરી પાડવાનું ત્રિવેદીસાહેબ પર આવી પડ્યું હતું. કોઈને સાબુ જોઈએ, કાગળો જોઈએ, ટુવાલો જોઈએ, તો ત્રિવેદીસાહેબ પર ચિઠ્ઠીઓ આવતી અને ત્રિવેદીસાહેબ એ પૂરાં પાડતા. પણ કદી કોઈએ તેનું બિલ કે ઉઘરાણી જોઈ સાંભળી નથી તેમ ઘણાએ દરકાર પણ કરી નહીં હોય મુબઈ ગુજરાતના ઘણા ગૃહસ્થો વિદ્યાર્થી કેદીઓની મુલાકાતે પૂના જાય આવે તેમનું સામાન્ય આશ્રયસ્થાન ત્રિવેદીસાહેબનું ઘર હોય. રસોઇયો અને ઘાટી એવા ટેવાયેલા કે, ત્રિવેદીસાહેબ હોય કે ન હોય પણ કોઈને પાછા ભૂખ્યા જવા ન દે. કોઈ પણ મુલાકાતી માટે નાસ્તો હાજર જ હોય કુટુંબના માણસોની જેમ ઘાટી રસોઇયો આમ છૂટ ભોગવતા હોવા છતાં ત્રિવેદીસાહેબની ઇચ્છા, આજ્ઞા અને શાસન બહુ ચુસ્તપણે પાળતા દેખાયા ત્રિવેદીસાહેબની તકલીફ માટે પુત્રોની જેમ તેઓ ચિંતા કરતા. એવા નોકરો વિરલ હોય એમ ધાર્યું, પણ એમાં તો ત્રિવેદીસાહેબના ચરિતની એક બાજુ નજરે પડી મોટો પગાર અને પદવી ભોગવતા, સમાજમા અને દેશમાં અગ્રસ્થાન ભોગવતા આ ગુજરાતી ગૃહસ્થે નાસ્તો અને ચા આવી ગયાં, એટલે પોતે જાજમ ઉપર જ પ્રમુખસ્થાન લઈ ઘાટી અને મહારાજને બોલાવી લીધાં, સૌ મહેમાનો સાથે જ તેમને બેસાર્યા, અને પ્રાર્થના શરૂ કરી. આશ્રમનાં પદો, થોડી ધૂન, રામદાસના 'મનાચે શ્લોક' પોતે જ વાંચ્યા આ ક્રમ બતાવી દેખાવનો નહીં, રોજનો હતો. પછી સૌને નાહવાધોવા સૂચના કરી હું જોઈ શક્યો કે, નોકર કે રસોઇયો એમને મન ઊતરતા દરજ્જાના માણસો નહોતા, પણ કુટુંબીજનો જ હતા. એનો બદલો બીજો શો હોય?

મારાં પત્નીની તબિયત માનસિક ઉપદ્રવથી બેચેન રહેતી. સુશીલાબહેને તેને સોબત આપી ઘરમાં સર્વ સગવડ બતાવી. ધીરે ધીરે મારાં પત્ની જાણી શક્યાં કે, ત્રિવેદીસાહેબના ઘરનું કોઈ ત્યાં નહોતુ.

તેમના મોટાભાઈ તુરતમાં વિધુર થયા હતા. તેમનાં છોકરાં નાનાં હતાં. તેમને સાચવવાને તેમનાં પત્ની સૌ. શ્રી હીરાબ્હેન અમદાવાદ જઈ રહ્યાં હતાં. તેમના એકના એક પુત્ર મનુભાઈને જર્મની દાક્તરીના અભ્યાસ માટે મોકલેલા હતા. પગાર ૯૦૦ જેટલો જ્યાં પૂનાના ઉદાર ઘરખર્ચ માટે અને અમદાવાદ મોકલતાં પૂરો થઈ જતો અને મનુભાઈને જર્મની મોકલવા લોન લેવી પડી હતી. તેમના પરિચયમાં આવેલા સર પ્રભાશંકર પટ્ટણી જેવા કે બીજા મુંબઈના શ્રીમંતો કોઈની પાસે તેમણે સ્કૉલરશિપ માટે ભીખ માગી ન હતી જાત માટે સાદામાં સાદો બંધ કૉલરનો હાફકોટ અને પાટલૂન તેમ જ સફેદ સાફો ઘરમાં જ ધોવરાવી ઘરમાં જ ઇસ્ત્રી કરાવી વાપરતા અને નાની શી મોટર જાતે હાંકી બધા સામાજિક અને સરકારી પ્રસંગોમાં અને કૉલેજમાં હાજરી આપતા કે ભાગ લેતા

મને તેમણે એક ખંડ સોંપી દીધો હતો. ત્યાં તેમણે જાતમહેનતથી ચિત્રોનાં આલબમો બનાવેલાં બતાવ્યાં. યુરોપના તેમ જ હિંદનાં ચોપાનિયાંમાંથી કાપી કાપી સરસ રીતે ચોડેલાં સુંદર બાંધણીવાળાં આલ્બમો જોઈ તેમની સુરુચિ અને રસિકતાનો ઊંચો ખ્યાલ મને મળ્યો. અધ્યાત્મચિંતન, સમાજસેવા, આત્માની પ્રસન્નતા અને નિર્લેપ સંસાર એકસાથે અહીં જોવાનાં મળ્યાં.

સાથે જમ્યા પછી મને કહ્યું, "હું કૉલેજમાં જાઉં છું. પણ મારો એક વિદ્યાર્થી મારી મોટર લઈ પાછો આવશે. તમે તેની સાથે પૂનામાં કેટલાંક સ્થળો જોઈ લો. તમારે તે જોવાં જ જોઈએ. તે માહિતગાર છે એટલે બધે લઈ જશે. હું ગમે તેમ કરી ઘેર આવી જઈશ દેશપાંડે અને સુશીલાબહેન પણ સાથે આવશે." આમ અમને મહેમાનોને અરસપરસ પરિચય કરવાની તક કરી આપી પોતે કૉલેજમાં ચાલ્યા ગયા. મોટર વખતસર આવી અને તેમના વિદ્યાર્થીએ અમને ફરી ફરીને બધાં સ્થળો બતાવ્યાં. પાછળથી હું પામી ગયો કે, એ વિદ્યાર્થી કૉલેજનો ન હતો પણ તેમની મોટરનું સમારકામ કરનારની

દુકાનનો એક માણસ હતો. પણ પૂનામાં તો ભણેલા ઘણા આવું મહેનતનું કામ કરી રોજગાર ચલાવે છે, એ વાત ગુજરાતના વિદ્યાર્થીએ લક્ષમાં લેવા જેવી ખરી.

બીજે દિવસે મારાં પત્નીની તબિયત બગડી આવી અને તેમણે ઉતાવળે ઘર ભેગા થવાની લગની લીધી. પણ પ્રો. ત્રિવેદીએ તે સાંજે અમારા જૂના મિત્ર શ્રી દેવચંદભાઈ શાહને ત્યાં સાથે જમવાનું કબૂલ કરેલું, એટલે પછીના દિવસે નીકળવાનું ઠરાવ્યું. દેવચંદભાઈ શાહ અને જયશંકરભાઈની મિત્ર-બેલડી પણ વિરલ હતી. દેવચંદભાઈ કૉલેજમાં હતા તે દિવસથી હું તેમને જાણું. અભ્યાસ અને ઉપાસના કરતાં જે જીવનસંકલ્પો અને નિયમો લીધેલા તેનું શુદ્ધ પરિપાલન તેમણે નોકરી દરમિયાન પાળવા આગ્રહ રાખેલો. ફરી પરણી શકાય એવી વયે વિધુર થયેલા, છતાં સિદ્ધાંત અને ભાવનાપ્રિય એવું એકાકી જીવન નિભાવી લીધું. કુટુંબજીવનથી બંને વંચિત હતા, પણ સમાજસેવા અને ભાવના-શુદ્ધિમાં બંનેનાં વ્રત સમાન હતાં. તે દિવસે મારાં પત્નીની વિકળતાથી હું જરા મૂંઝાયેલો લાગ્યો. ત્યારે ત્રિવેદીસાહેબે તેમના અંગત ખંડમાં લઈ મને તેમની અંતરની છબી બતાવી કહ્યું, "મિત્ર, ગભરાવું શાને? જરા મારી તરફ જો. પત્નીને ભાઈનાં બાળકોની સેવામાં મોકલી છે. પરમપ્રિય એક પુત્રનું સાત વર્ષથી મેં જોયું નથી. આ છેલ્લી તેની છબી જોઈ સંતોષ લઉં છું. બાકી દુનિયા મારું કુટુંબ છે"

તેમના પત્રો લખવાના ટેબલ આગળ એક પડદો રહેતો. ટપાલનો ગંજ પડયો હતો. કલાકો સુધી તે પત્રો લખતા. ડાયરી પણ લખતા હશે. પણ ખરું તો તેમના ખંડમાં તેમણે એક અંગ્રેજી કવિતાની ચાર લીટીઓ લખેલી તેમાં તેમનો જીવનઆદર્શ સમાઈ જતો. એ કડીઓ હું નોંધી શકયો નથી એ મળે તો દરેક ગૃહસ્થના ઘરમાં તેનું સમશ્લોકી ગુજરાતી ભાષાંતર મૂકવા આગ્રહ કરું.

ત્રિવેદીસાહેબે તે દિવસે તેમની પ્રવૃત્તિઓની સમજ પાડી. પૂ. ગાંધીજી સાથે સંબંધ રાખવા માટે તેમના પ્રિન્સિપાલ ઉપર સરકારી

ત્યાગ ઘણું થતુ. પરંતુ પ્રિન્સિપાલને ત્રિવેદીસાહેબની પ્રામાણિકતા ઉપર દૃઢ વિશ્વાસ હતો, એટલે સરકાર કંઈ કરી શકતી નહીં. દસ હજાર સ્કાઉટના તે સ્કાઉટ કમિશનર હતા અને સ્કાઉટના નિયમો અને શિસ્ત તેઓ જાતે પાળતા અને પળાવતા. જાતનો વિચાર છેલ્લો (Self Last) એ તેમનું સૂત્ર હતું. મહારાષ્ટ્રમાં એક ગુજરાતી પ્રોફેસર આ હોદ્દો ભોગવી શકે એવું સૌજન્ય અને નિષ્પક્ષતા કેટલા ગુજરાતીઓમાં હશે? પૂરા ખાદીધારી, રાષ્ટ્રસેવક, ગાંધીભક્ત, હરિજન પક્ષકાર, સમાજવત્સલ ત્રિવેદીસાહેબ મહારાષ્ટ્રમા શ્રેષ્ઠતમ મહારાષ્ટ્રીય બની ગયા હતા

ગુજરાતીઓ તરફ કેટલાક મહારાષ્ટ્રીય વિદ્વાનો અને અધિકારીઓનો કટાક્ષ રહેતો તે તેઓ સારી રીતે સમજતા અને તે માટે ગુજરાતીઓને સજાગ રહેવા સૂચવતા, તેમ જ તે માટે જોઈએ તેવું ચારિત્ર્ય અને કર્તવ્યનિષ્ઠા કેળવવા કહેતા

ત્રિવેદીસાહેબે પૂનામા ગુજરાતી મંડળમા વિવિધ પ્રવૃત્તિઓ અને સામાજિક મેળાવડાઓ કરવા પ્રેરણા કરી અધિકારીઓ, વિદ્યાર્થીઓ તથા વેપારીઓમા રાષ્ટ્રીય એકતા ઉત્પન્ન કરવા દર વર્ષે મોટા સમારંભો, ઉજાણીઓ વગેરે ગોઠવ્યા, જેથી સ્ત્રીઓ તેમ જ પ્રાકૃતજનો અને ઉત્તમ ગુજરાતી ભાઈઓને મળીહળી શકે અને દૂર ગુજરાતથી આવતા વિદ્યાર્થીઓનાં સુખસગવડો માટે સ્થાન તેમ જ ખાનપાનના પ્રબંધ ઉપર ધ્યાન આપે પૂનામાં ગુજરાત વસે છે એવું ભાન ગુજરાતને થયુ હોય તો તે ત્રિવેદીસાહેબની સતત પ્રેરણા અને પ્રયત્નોને આભારી છે

ત્રિવેદીસાહેબે પૂનાની બધી જ સંસ્થાઓમાં રસ બતાવી તેના મુખીઓ જોડે મૈત્રી બાંધેલી મને મળવાને પૂનાના ચિત્રકાર મંડળના મંત્રીઓને પોતે ચાપાણીનુ નોતરુ આપેલુ

ત્રીજે દિવસે મુંબઈની ગાડી ઉપર મને પહોંચાડવા તેઓ આવ્યા ત્યારે અમારાં બંનેનાં હૈયાં ખરેખર ભારે બની ગયાં હતાં. ત્યાર પછી

ઘણી વાર જુદા જુદા પ્રસંગે અમે મળી જતા. ૧૯૩૬માં હું જાપાન જવાનો હતો ત્યારે સહજ મુંબઈ આવી પહોંચેલા અને છેવટે બંદર ઉપર તેમની ભેટ થઈ ગઈ.

આણંદમાં ખેતીવાડી કૉલેજની સ્થાપના થઈ અને તે વખતે તેમની યોગ્ય કદર કરી મુંબઈ સરકારે તેના મુખ્ય મંત્રી તરીકે તેમની નિમણૂક કરી, એથી ગુજરાતની સમીપ તે આવી ગયા અને ચરોતર કેળવણી મંડળ, તેમની પ્રિય સંસ્થાની પાસે રહેવાનું તેમને મળ્યું. તેમ જ અમદાવાદનાં કુટુંબીજનો અને મિત્રો પણ તેમનો સહજ સંપર્ક પામતાં થયાં. તેમના પુત્ર મનુભાઈ અભ્યાસ પૂર્ણ કરી આવી ગયા અને તેમના દવાખાનાનો ઉદ્ઘાટનનો વિધિ થયો. તે વખતે ત્રિવેદીસાહેબે લોક-લાગણીનું સુંદર સ્પષ્ટ પ્રતિબિંબ જોયું. પણ પછીથી વિધિએ તેમના મન ઉપર જે વ્યાધિનો આઘાત કર્યો તેમાંથી બચી શક્યા નહીં અને અતિવહેલા તે આપણને છોડી ગયા. ખરી પળે ગુજરાતે એ ધન ખોયું.

રવિશંકર મ૦ રાવળ

## ૬

## પ્રો. જયશંકરભાઈ ત્રિવેદી

सुशील सुप्रसन्नात्मा सर्वेषां हिततत्परः ।
कुरु त्वं हि यथाशक्ति कर्तव्यं प्रभुश्रद्धया ॥

સ્વર્ગસ્થ ભાઈશ્રી જયશંકર દેશપ્રેમી, આત્મત્યાગી, વિરલ સજ્જન હતા. હું એમના પ્રસંગમાં પ્રથમ 'સુંદરીસુબોધ'ના તંત્રી તરીકે આવ્યો. એ માસિક પત્રમાં, એમનાં તરુણ ભગિની સ્વ. વિજયાલક્ષ્મીનાં થોડાંક કાવ્યો પ્રકટ થયેલાં. ઊગતાં ઊગતાંમાં ઝડપાઈ ગયેલ એ બહેનમાં પ્રતિભા, ઉલ્લાસ, મમતા, જ્ઞાનપિપાસા, ઉદ્યોગ પુષ્કળ હતાં. એમની કવિત્વશક્તિ ખીલવાની તથા એમની લેખિની દૃઢ થવાની જે આવશ્યકતા

દેખાતી હતી, તે, દૈવેચ્છાથી એમનુ આયુષ્ય ટૂકુ થવા પામ્યુ, તેમ ન બન્યુ હોત તો, મને શ્રદ્ધા છે કે, વિશેષ અભ્યાસ અને અનુભવના ફળરૂપ, પ્રગતિમાન થઈ, ગુજરાતી સાહિત્યમા રસગમ, સુન્દર કાવ્યોની જરૂર અભિવૃદ્ધિ થઈ હોત છતાય, 'ગૃહગગન્તમ તુથી દીપતુ' વગેરે જે એમની થોડી પણ મનોહર કૃતિઓ પ્રાપ્ત થઈ છે, તે ગૃહભાવનાની ઊચી છાપ પાડતી, એમની નૈસર્ગિક શક્તિની પ્રતીતિ આપી રહી છે ભાઈશ્રી જયશકર તથા એમના બધુ શ્રી ભાનુશકરની ઇચ્છા એમ હતી કે સ્વર્ગસ્થ બહેનના કાવ્યોનો સગ્રહ મારે સપાદિત કરવો, અને અમે એ કારણસર મારી ઓફિસમા મળ્યા મે તે કાર્ય ઉમગથી સ્વીકાર્યું, પરતુ દૈવની અજ્ઞાત ઘટનાથી, કેટલીક શારીરિક તથા અન્ય પ્રતિકૂલતાઓ નડતા, તે અપૂરુ જ રહ્યુ છતા અમારો પરસ્પરનો સદ્ભાવ – મિત્રભાવ ચાલુ રહ્યો

સ્વ પ્રો ત્રિવેદીમા એમની બહેનના ઉક્ત ગુણો દેખીતી રીતે નિપુન હતા, અને જોકે એમણે સાહિત્યકૃતિઓ લખી નથી, તથાપિ એમનુ હૃદય ઉચ્ચ આદર્શોથી ભરપૂર તથા જીવનમા – સસારમા સાચી કવિતા ઉતારવાની મહેચ્છાપૂર્ણ હતુ, એમ એમની સાથેની સહજ વાતચીતમા પણ લાગતુ ઉપરાત, એમનામા લીબુના પાણીની જેમ આજુબાજુના તત્ત્વને અનુકૂળ થવાની — સર્વ સાથે ભળી જવાની શક્તિ સુન્દર હતી પૂનામાના ગુજરાતી મડળના તેઓ પ્રાણ સમાન હતા અને એમની કાર્યકુશળતા તથા ઓછામા ઓછા વિરોધે કામ કરવાની દક્ષતા, તેમ જ એમની કર્તવ્યનિષ્ઠા તથા આતિથ્યવૃત્તિ પણ પ્રસિદ્ધ હતા જેમના પરિચયમા તેઓ આવતા, તે સહુ એમની સુજનતા, સદ્ભાવિતા તથા સુશીલતાની મુક્ત કઠે પ્રશસા કરતા

મારા સ્નેહીનો પુત્ર પૂના જતો હતો, તેની ભાઈશ્રી જયશકરભાઈને મે ભલામણ કરી એમને ત્યા કાઇક અગવડ હતી, જેની માહિતી મને ન હતી છતા એ યુવાનની એમણે એટલી ઉત્તમ શુશ્રૂષા કરેલી કે જેવી અન્યત્ર ભાગ્યે થઈ હોત

વળી તેઓ ગર્ભશ્રીમન્ત અને સારા વિદ્વાન છતાં, કેવળ નિરભિમાની અને સાચા, સત્સંગપ્રિય, વિદ્યાવ્યાસંગી તથા કલાપ્રેમી આજીવન રહ્યા હતા. એમનું પૂનાનું મકાન સારાં પુસ્તકોનું તથા સજ્જન સમાગમનું તીર્થ હતું. હરકોઈને સહાય આપવાને તેઓ સદાય ઉત્સુક હતા. અને પ્રાધ્યાપક તરીકે એમને સારો પગાર મળતો, છતાં એમનું ખર્ચ વારંવાર વધી જતુ,-એમ જાણવામાં આવ્યું હતું.

પ્રો. જયશંકરના હૃદયની ભૂમિકા બહુ ઉચ્ચ હતી; તથાપિ એમનો સમભાવ એમને અતિમાનુષભાવોથી મુક્ત રાખતો. તેઓ 'ઑફ અર્થ' (આ દુનિયાના) હતા પણ 'અર્થલી' (કેવળ દુન્યવી) નહોતા; સાધુચરિત — ત્યાગવૃત્તિવાન હતા, પણ સદ્‌ગૃહસ્થપણું જાળવી રાખતા, એ એમની વિશિષ્ટતા હતી. તેઓ સાચા રાષ્ટ્રપ્રેમી હતા, મહાત્મા ગાંધીજીના ભક્ત હતા, તથાપિ વિદ્વાનો ને આગેવાનોમાં આજ ઘણી ઓછી દેખાતી નિર્ણય પર આવવાની નિર્મળ વિવેકબુદ્ધિ અને તુલનાશક્તિ એમનામાં ઊંચા પ્રકારની હતી. એક દૃષ્ટાન્તથી આ સત્ય સમજાશે.

જે સમયે મહાત્માજીની રાજ્યવિરોધી ઉગ્ર ચળવળ ચાલી રહી હતી, તેવામાં અમારે મારી ઑફિસમાં મળવાનું થયું. સ્વાભાવિક રીતે તે સમયની કૉંગ્રેસની ઉગ્ર ચળવળ વિશે પણ વાત થઈ. એમણે કહ્યું કે, "ગાંધીજી માટે પરમ પૂજ્યભાવ છતાં, હું વિદ્યાધામના બૉયકૉટ જેવો, પ્રચાર જે અપક્વ વિદ્યાર્થીઓમાં ચાલી રહ્યો છે, તેને હાનિકારક જ માનું છું." તેઓ શ્રીમંત હતા. નોકરીનો ત્યાગ સુગમતાથી કરી શકત. અને એમના હૃદયનું ભારે વલણ મહાત્માજીના રચનાત્મક કાર્યક્રમ તથા દેશોન્નતિના આદર્શો તરફ હતું; છતાં પોતે માનતા તે એમણે વિના સંકોચે, નીડરતાથી જણાવ્યું,—જે અત્યારના ઘણાઓએ જરૂર અનુસરવા યોગ્ય છે.

નોકરીમાંથી વાનપ્રસ્થ થયા પછી અમે ભાગ્યે જ મળ્યા હોઈશું; પરંતુ એમના સમાચાર ક્વચિત્ એમના વડીલ ભાઈશ્રી ભાનુભાઈ દ્વારા

મને મળતા. એમની કાર્યવૃત્તિ કહો કે કર્તવ્યબુદ્ધિ કહો, પણ એમને નિવૃત્ત થયા પછી પણ સદ્‌શિક્ષણનું વહન કરવા તેઓને ઉત્સુક જ રાખી રહી હતી; કારણ કે તેઓ માનતા કે ભવિષ્યના દેશોદ્ધારના પ્રધાન સાધન રૂપ નાગરિકો તૈયાર કરવાની ખાણ અથવા વાટિકા આદર્શ શાળાઓ છે.

ભાવિની ઇચ્છાથી એમની એ મહેચ્છા અપૂર્ણ રહી. એમના અકાળ — તેઓ સર્વદા મને યુવાન જ લાગતા. (A man is as he feels) — અવસાનથી ગુજરાતે એક આદર્શ ગૃહસ્થ, વિદ્યાપ્રેમી સજ્જન, દેશહિતચિન્તક પુત્રરત્ન ગુમાવ્યુ છે, એ નિ:શંક છે.

**રામમોહનરાય જસવંતરાય**

૭

## ભાઈશ્રી જયશંકરભાઈ

સ્વ૦ ભાઈશ્રી જયશંકરભાઈ સાથે મારો પ્રથમ પરિચય ઈ. સ. ૧૯૦૮ના જાન્યુઆરીમાં થયેલો. અત્યારની પૂનાની એન્જિનિયરિંગ કૉલેજ તે વખતે કૉલેજ ઑફ સાયન્સ તરીકે ઓળખાતી બીજા વરસમાં પાસ થઈ જયશંકરભાઈ તે વખતે ત્રીજા વરસમાં આવેલા. બધા વિદ્યાર્થીઓ કરતાં એ બે ચાર દિવસ વહેલા આવેલા. મહારાજ, કામ કરનારી બાઈઓ વગેરેને બોલાવી ક્લબ ચાલુ કરી દીધેલી, જેથી હોસ્ટેલમાં આવનાર વિદ્યાર્થીઓને અડચણ ન પડે આ એમની કૉલેજ જીવનની પદ્ધતિ ગુજરાતીઓમાં નવા દાખલ થનારમાં અમે ત્રણ જણ હતા. હું, ભાઈ ડી. બી શુક્લ, જે વડોદરા સ્ટેટ રેલવેના ચીફ એન્જિનિયર તરીકે રિટાયર થયા છે તે અને સ્વ. સી. એમ. ઓઝા, જે રિટાયર થતી વખતે બી બી. એન્ડ સી. આઈ. રેલવેમાં એક્ઝીક્યુટિવ એન્જિનિયર હતા. સંજોગવશાત્ અમે ત્રણે જણ એક જ ગાડીમાં

ઊતર્યા. સ્ટેશનેથી ટાંગો કરી હૉસ્ટેલમા આવ્યા. હૉસ્ટેલ તે જ વરસે બંધાઈ હતી. જેથી રૂમોની વહેંચણી થવાની હતી

અમે ત્રણેય જણ અજાણ્યા હતા પણ હૉસ્ટેલ આગળ ટાંગામાંથી ઊતરતાં જ જયશંકરભાઈ આવ્યા. હૉસ્ટેલ ત્રણ માળની હતી, એમની રૂમ વચલે માળ હતી ટાંગાનો ખડખડાટ સાંભળતાં જ વરંડામાં આવ્યા, અને ગુજરાતી વિદ્યાર્થીઓ જોતાં જ નીચે ઊતર્યા એ વખતે એઓ અમને એવા ભાવથી મળ્યા કે, અમે જાણે અમારે ઘેર ઘણે વખતે પાછા આવ્યા હોઈએ એમ લાગ્યુ

હૉસ્ટેલમાં સાંજના પાંચ વાગ્યે પહોંચ્યા હતા રૂમો ઉઘાડી જ હતી, એટલે સરસામાન ગોઠવી દીધો હાથ મો ધોયાં એટલામા તો અમે ક્યાંના વતની, નામ, ઠામ, વગેરે સર્વ હકીકત એમણે પૂછી લીધી પોતાનુ ઓળખાણુ તો ટાંગામાંથી ઊતરતા જ આપી દીધેલુ હૉસ્ટેલ માટે અરજી કરી છે કે નહીં તે પૂછ્યુ. જેણે નહોતી કરી તેની પાસે લખાવી અને લીધા જ હૉસ્ટેલ સુપરિન્ટેન્ડેન્ટ પાસે જઈ રૂમો મેળવી બીજા દિવસથી જ અમારી કાયમની ગોઠવણ કરાવી દીધી. ક્લબ તો ચાલુ કરેલી જ હતી. આ હતા જે પી ત્રિવેદી, કૉલેજ જીવનના વિદ્યાર્થી.

છેલ્લા વરસમા તે વખતની પદ્ધતિ પ્રમાણે હોશિયાર વિદ્યાર્થીઓ પ્રથમ નબર મેળવવા વરસ છોડતા; એ પ્રમાણે ભાઈ જયશંકરભાઈએ વરસ છોડેલુ, જેથી હુ બે વરસ સુધી એમના પરિચયમા હૉસ્ટેલમા રહ્યો ગમે તે આવ્યશુ હોય તે માટે દરેક જણ એમની પાસે જાય, અને દરેક કામનો યોગ્ય નિકાલ થાય કૉલેજની ગુજરાતી ક્લબ એટલે એક કુટુમ્બ જ હતુ

એ પહેલે નબરે તો ન આવ્યા, પણ ઍરેન્ડીડ પોસ્ટ મળી અને કાયમની અપર સબૉર્ડિનેટ સર્વિસમાં દાખલ થયા નોકરી પૂના જિલ્લામાં ઇરિગેશન ખાતામાં મળી ઇરિગેશન ખાતુ એટલે સત્તા અને સગવડો ભારે. પણ આ બધુ એમના સ્વભાવથી વિરુદ્ધ, એટલે એમને

ગોઠતું નહોતું. એટલે થોડાં વરસ પછી પૂના ખેતીવાડી કૉલેજમાં એન્જિનિયરિંગ શીખવવા માટે લેક્ચરરની જગ્યા ખાલી પડી તે વખતે એમણે એ કામ કરવા ઇચ્છા બતાવી, અને તરત જ એમની પસંદગી થઈ અને એમની બદલી ખેતીવાડી કૉલેજમાં થઈ, જ્યાં પાછળથી એ કાયમ થયા.

આનું એક સુંદર પરિણામ એ આવ્યું કે, પૂના સદાશિવ પેઠમાં નોકરીમાં રહ્યા ત્યાં સુધી એમનો કાયમનો વસવાટ રહ્યો, અને પૂને આવનાર કોઈ પણ ગુજરાતી માટે એમનું ઘર એ પોતાનું ઘર થયું. મહેમાનોની વ્યવસ્થા પૂનામાં રહે ત્યા સુધી થતી એટલું જ નહીં, પણ એ જ્યારે જાય ત્યારે સાથે ભાથું અને ભાથોડિયું પણ આપે, અને ઘણી વખત એ ભાથોડિયું પાછું આવે જ નહીં. એમના પૂનાના વસવાટ દરમ્યાન ૧૯૨૧–૨૨ની તથા ૧૯૩૦–૩૪ની સત્યાગ્રહની લડતો ચાલેલી, અનેક ગુજરાતીઓ યેરવડા જેલના મહેમાન બનેલા. સરકારી નોકરી કરવા છતા ભાઈ જયશંકરભાઈ જેલમાં અવારનવાર જઈ તેમની ખબર કાઢતા, જેલરને મળી જોઈતી ચીજ વસ્તુઓ તેમને મોકલતા અને વાંચવા પુસ્તકો પણ પૂરાં પાડતા. આ હતું એમનુ ગૃહસ્થ જીવન.

પૂનામાં નોકરી અંગે ૧૯૨૦થી ૧૯૨૩ સુધી મારે રહેવાનું થયેલુ આ બધો વખત એમના ગાઢ પરિચયમાં રહેવાનું મળ્યુ હતું.

પૂના ગુજરાતી બધુસમાજની ખિલવણી આ અરસામાં થયેલી, અને ગુજરાતી વિદ્યાર્થીઓને ગુજરાતની શ્રેષ્ઠ વ્યક્તિઓના સમાગમમાં આવવાનું સાધન એમણે કરાવી આપ્યુ હતુ. ૧૯૨૩ આખરે મારી બદલી સિંધમાં થઈ, ત્યાં એક વખત એ આવ્યા હતા અને એક દિવસ સાથે રહેવાનું બનેલું પણ વધારે નિકટમાં રહેવાનું તો ૧૯૪૦ માં હું નિવૃત્ત થઈ અમદાવાદ આવ્યો ત્યાર પછીથી થયું. એ પણ થોડા વખત પહેલાં નિવૃત્ત થયા અને તેમણે આણંદ ખેતીવાડી ઇન્સ્ટિટ્યૂટની સ્થાપનાનું કામ હાથમાં લીધું હતુ.

શ્રી મનુભાઈના લગ્ન વખતે ખૂબ વાતો કરેલી વાતો સામાજિક હતી ભણેલા વર્ગને છોકરા છોકરીઓ પરણાવવાની મુશ્કેલી સબંધે હતી પહેલા ન્યાતો હતી ન્યાતની બધી વ્યક્તિઓના આચારવિચાર સરખા હતા, જેથી ન્યાતમા લગ્ન થતા એ ઠીક હતુ, સસાર સુખેથી અગર લોકલાજથી ચાલતો હવે ભણતરથી જબરી ક્રાતિ આવી છે એક જ ન્યાતના ભણેલા અને અભણ વચ્ચે ગજબનુ અતર છે પસદગી માટે ન્યાતોમા પૂરતી જગ્યા નથી, અને છોકરા છોકરીઓ, ખાસ કરીને છોકરીઓ બાબતમા માબાપો માટે મોટો ભયડો ઊભો થયેલો છે ભણેલી, સસ્કારી છોકરીઓ માટે ન્યાતમાથી વર મેળવવો એ અતિ મુશ્કેલ થયુ છે

એમને મતે આના ઉકેલ માટે ભણેલા વર્ગના જુદા સસ્થાન સાધવા, જ્યા ન્યાતોના ભેદ સિવાય સસ્કારી લોકો રહે, છોકરા સાથે રમે, સાથે ભણે અને યોગ્ય લાગે ત્યા ફાવે ત્યારે પોતાની મેળે પરણી લે

વલ્લભવિદ્યાનગરની યોજનામા જયશંકરભાઈના આ વિચારો ગૂથાયા છે પરિણામ તો પ્રભુને હાથ છે

ખેતીવાડી સ્કૂલનુ મકાન પૂરુ થયા પછીથી એનો ઉદ્ઘાટનવિધિ કરવા માટે પૂજ્ય સરદારશ્રી આણદ આવ્યા ત્યારે વિધિ પૂરો થયા પછીથી બપોરે હુ સરદારશ્રી સાથે બેઠો હતો એમના મનમા જયશંકરભાઈની ગેરહાજરી સબધે જ વિચારો આવતા હશે ચહેરા પર ગ્લાનિના ચિહ્નો હતા ઓચિતા બોલ્યા

"ત્રિવેદી ગયા અને મારા સ્વપ્ન અધૂરા રહ્યા"

પૂજ્ય સરદારશ્રી એમને માટે શો અભિપ્રાય ધરાવતા હતા એનો સાર આ એક જ વાક્યમા હતો દેશના સદ્ભાગ્યે એમના વારસદાર તરીકે ભાઈ મગનભાઈ મળ્યા છે અને એમણે જે બીજ વાવ્યા હતા તેને ફળ આવી રહ્યા છે

કૃષિગોવિદ્યા ભવનથી જયશંકરભાઈ અમર થયા છે

વલ્લભવિદ્યાનગર, પટેલ ભાઈલાલ દાભાઈ
આણદ

# ૮

# વિરલ મહાનુભાવ

શ્રી જયશંકરભાઈ પૂનામાં ઘણાં વર્ષો રહ્યા તે વખતે ભાગ્યે જ કોઈ ગુજરાતી એવો હશે કે જે પૂના ગયેલો પણ જયશંકરભાઈના પરિચયમાં આવ્યો નહીં હોય એમનું ગુજરાત માટે મમત્વ, એમનો ગુજરાતી ભાઈઓ તરફનો હાર્દિક પ્રેમ, એમનું સેવાભાવી જીવન, એમની આતિથ્યભાવના જેને માટે તેઓ પોતાના તન મન અને ધન સમર્પી દેતા, એ બધા ગુણો ઘણાને જીવનમાં ચિરસ્મરણીય રહેવાના જ એમના તરફ અસંખ્ય લોકો પ્રેમની લાગણીથી જ જોતા અને આજે પણ એમના સ્વર્ગવાસ પછી એમનું સ્મરણ પ્રેમથી સેવી રહ્યા છે પહેલી જ વાર પૂના જનાર ગુજરાતી ભાઈને એમને ઘેર સર્વ પ્રકારનો સત્કાર મળતો અને દરેકને એમનું ઘર તે પોતાના કુટુંબીનું જ ઘર છે એમ માનવું અનિવાર્ય થઈ જતું પૂના અને જયશંકરભાઈ અથવા 'ત્રિવેદીસાહેબ' એ બે નામો તે વખતે સમસ્ત ગુજરાતમાં અભિન્ન હતાં એમણે પૂના છોડ્યું પછી એમનાથી પરિચિત વ્યક્તિઓને તો પૂના પાછા જતાં જયશંકરભાઈની ગેરહાજરી ખૂબ સાલતી આજે પૂનામાં એમની જગ્યા લેનાર કોઈ નથી એમ કહેવામાં હું પૂનામાં રહેતા બીજા કોઈ ગુજરાતી ભાઈને અન્યાય કરતો નથી

રા જયશંકરભાઈનો પ્રેમ ગુજરાતીઓને સ્પષ્ટ દેખાઈ આવતો હતો છતાં એમના જીવનમાં 'वसुधैव कुटुम्बकम' એ ભાવના પૂરેપૂરી ઓતપ્રોત થયેલી હતી એમના નિકટના મિત્રોમાં ઘણા દક્ષિણી ભાઈઓ અને અન્ય પ્રાંતવાસીઓ પણ હતા, અને તે બધા પણ એમની તરફ ભ્રાતૃભાવથી જોતા હતા કૉલેજના પ્રોફેસરો શહેરના બીજા સંભાવિત સદ્ગૃહસ્થો — બધાને એમને માટે માન હતું અને

જયશંકરભાઈએ જ્યારે પૂના છોડયું ત્યારે એમાંના ઘણાને એમની ખોટ માલૂમ પડી

સરકારી નોકરીમાં હોવા છતાં તેમની આપણા દેશ માટે લાગણી અતિ તીવ્ર હતી અને દેશમાં પરદેશીઓનું રાજ્ય હોવા છતાં, તેઓ પોતે સરકારી નોકર હોવા છતાં, એમણે આપણા હાલના ઘણા મોટા મોટા દેશનેતાઓની — તેઓ જેલમાં હતા ત્યારે અને છૂટયા પછીથી — સામાજિક દૃષ્ટિએ અને આતિથ્યભાવનાથી ખરી સેવા બજાવી હતી. પૂજ્ય મહાત્માજી પણ તેમને દેશના સાચા મૂગા સેવક માનતા હતા.

એમના ચારિત્ર્યમાં બીજો એક મહાન ગુણ એ હતો કે, તેઓ પોતે પોતાની પ્રસિદ્ધિની વિરુદ્ધ હતા પડદા પાછળ રહી મહાન સેવાઓ કરવામાં તેમને એક જાતનો નૈસર્ગિક જ આનંદ થતો આવા મહાન પુરુષો દુનિયામાં વિરલ હોય છે.

૧૯૪૧ ના મે માસમા એમનો સ્વર્ગવાસ થયો ત્યાં સુધી તેમણે અતિ વિકટ સંજોગોમાં પણ ઈશ્વર પર શ્રદ્ધા રાખી હમેશાં આત્મ-સંયમ, ઉત્સાહ અને અવિરત પ્રયત્નથી જેટલુ કાર્ય થઈ શકે તેટલુ જરા પણ ડગ્યા વિના કરી બતાવ્યુ. બીજાને ઉપદેશ આપવાનુ કામ તેઓ ભાગ્યે જ કરતા, પરંતુ તેમના પોતાના જ જીવનમાંથી તેમના મિત્રોને અને બીજા જે એમના સંસર્ગમાં આવતા તેમને ઘણું શીખ-વાનું મળતુ હતુ તેઓ નાના સાથે નાના અને મોટા સાથે મોટા થઈ શકતા હતા.

મારો અને જયશંકરભાઈનો નિકટનો સંપર્ક ૧૯૨૧ની સાલથી શરૂ થયો વિદ્યાર્થી અવસ્થામાં (૧૯૧૩થી ૧૬) મારો ને એમનો મેળાપ થયેલો, ઓળખાણ થયેલી, પણ તે સાધારણ જ એમ કહું તો ચાલે. ૧૯૨૧માં હુ ઇગ્લંડથી પાછો આવ્યો ત્યાર પછી એમની સાથેનો મારો પરિચય વધતો ગયો, અને તેમને હુ થોડા જ વખતમાં મારા મોટાભાઈ તરીકે માનતો થયો. પૂનામાં નવ વર્ષ મેં ગાળ્યાં તે દરમ્યાન એમનુ સાદું જીવન, એમના ઉચ્ચ આદર્શો, એમનુ ઉદાર દિલ,

એમની લોકસેવાની ભાવના, તથા બીજા એમના અનેક ગુણોથી પરિચિત થયો, અને એમ તરફનો મારો આદર દિવસે દિવસે વધતો ગયો ૧૯૩૦મા મે પૂના છોડ્યુ તે પહેના જ હુ તેમને મારા 'ગાઇડ, ફિલોસોફર, ઍન્ડ ફ્રેન્ડ' માનતો થયો હતો

જયશંકરભાઈને તેમના પત્ની હીરાબહેનની આ સર્વ બાબતોમા હરેક વખત મદદ મળતી હતી, અને એ પત્ની બીજાઓની સેવામા જ સુખ માનતા હતા મહાત્મા ગાંધીને પૂજ્ય કસ્તૂરબાનો જેવો સહકાર મળ્યો, તેવો જ સહકાર જયશંકરભાઈને તેમના કાર્યક્ષેત્રમા હીરા બહેનનો મળ્યો હતો તેઓ મને જેટના સેવાભાવી તેટના જ પ્રસિદ્ધિ વિમુખ હતા

મે જયશંકરભાઈને ઘણી વાર યુનિવર્સિટી સેનેટ માટે ઊભા રહેવાને કહેલુ અને આગ્રહ પણ કરેલો તેઓ ઊભા રહ્યા હોત તો જરૂર ચૂંટાઈ આવત પણ તેમના સ્વભાવાનુસાર તેમણે હમેશા મને ચોખ્ખી ના જ પાડેલી 'એ મારુ ક્ષેત્ર નહી" એમ જ તેઓ કહેતા

પૂનાના વિદ્યાર્થીવર્ગનુ સારુ સગઠન થાય અને આપણા નવયુવાનોની શારીરિક સપત્તિ સુધરે તે માટે એમણે કોલેજોના વિદ્યાર્થીઓ માટે 'ઇન્ટર કોલેજિયેટ સ્પોર્ટ્સ'ની સ્થાપના કરી પડદા પાછળ રહીને મહારાષ્ટ્રીય ભાઈઓનો સહકાર સાધીને, આ સસ્થાને તેમણે સારા પાયા પર મૂકી થોડા જ વખતમા આ સસ્થા ફાલીફૂલી અને યુનિવર્સિટીમા ઇન્ટર કોલેજિયેટ અને ઇન્ટરગ્રુપ ટુર્નામેન્ટ્સ શરૂ થયા

સમસ્ત વિદ્યાર્થીવર્ગમા તેઓ ઘણા જ પ્રિય થઈ પડ્યા હતા અને વિદ્યાર્થીઓને તેમને માટે ઘણુ માન હતુ

પૂનાના ગુજરાતી બધુસમાજના તેઓ એક આદ્ય સસ્થાપક હતા અને એ સસ્થા દ્વારા તેમણે પૂના અને પૂના બહારના ગુજરાતીઓમા ઐક્યની ભાવના ઊભી કરી હતી ગુજરાતી બધુસમાજને તેમણે એવા સગીન પાયા પર મૂક્યો કે એ સસ્થા આજે પણ સારી રીતે ચાલે છે

૧૯૩૦ મા જ્યારે મારે પૂના છોડવુ પડયુ, ત્યારે જેમ બે ભાઈ વિખૂટા પડે ને દુખ થાય તેમ મને થયેલુ ૧૯૩૦નો વખત મારા જીવનમા કટોકટીનો હતો તીવ્ર મતભેદોને લીધે, ગુજરાતી વિરુદ્ધ દક્ષિણીઓની વધતી જતી પ્રાતીય ભાવનાને લીધે મને એમણે ઘણી વખત ચિતાગ્રસ્ત જોયેલો, અને એમણે જ મને તે કટોકટીના સમય માથી પાર ઉતાર્યો તે વખતે મને જો તેમની મદદ ન હોત તો મારુ જીવન કોઈ જુદો જ પનટો લેત અને શુ થાત તે આજે કહેવુ મુશ્કેલ છે મારા જેવા બીજા ઘણાને તેમણે કટોકટીના સમયે સહાય કરી તેમના ઋણી બનાવ્યા હતા

'પ્રેમ અને સેવા' એ તેમનો આદર્શ હતો અને તેમણે અને હીરાબહેને તન મન, ધન ખર્ચીને તે આદર્શને અમનમા મૂકયો હતો

એવુ મહાન ઉદાત્ત જીવન જીવવુ ઘણુ કઠિન છે પણ જયશકર ભાઈએ બતાવી આપ્યુ કે તે અશકય નથી

ધન્ય એવા વિરલ મહાનુભાવને!

સુરત ૩૦-૬-૪ **નગીનદાસ માણેકલાલ શાહ**

૯

## પ્રો. જયશંકરભાઈ

સ્વર્ગસ્થ પ્રો જયશકરભાઈનો પ્રથમ પરિચય મને ૧૯૨૧મા જ્યારે હુ પૂના ખેતીવાડી કોલેજમા પ્રોફેસર નિમાયો ત્યારે થયો હતો તે પહેલા ૧૯૧૭મા મે તેમના વિષે ઘણુ સાભળ્યુ હતુ પૂનામા પ્લેગને વખતે ખેતીવાડી કોલેજના વિદ્યાર્થીઓની પ્લેગની સારવાર કરવા કરાવવામા તેમણે જાતે ભાગ લીધો હતો

વિદ્યાર્થીઓમા એમને એટલો બધો રસ હતો કે તેઓએ પબ્લિક વર્ક ખાતાની નોકરી છોડી ખેતીવાડી કોલેજની નોકરી પસદ કરી હતી ગરીબ વિદ્યાર્થીઓને તેઓ જ્ઞાતિ તથા સુનકના ભેદ સિવાય અભ્યાસ કરવા આર્થિક મદદ કરતા

બોય સ્કાઉટ તથા રોવર સ્કાઉટની સંસ્થાઓમાં તેઓ આગેવાની-ભરેલો ભાગ લેતા. તેવી જ રીતે પૂનાની કોલેજોના વિદ્યાર્થીઓમાં રમતોની હરીફાઈ ગોઠવવાની સંસ્થા ઊભી કરવામાં તેમનો મોટો હિસ્સો હતો. તેવી જ રીતે ગુજરાતમાં પણ ચરોતર વ્યાયામ પ્રચારક મંડળ ઊભું કરવામાં તેઓ જવાબદાર હતા, અને આ મંડળે સારું કામ ચરોતરમાં કર્યું હતું. આવી સંસ્થાઓ ઊભી કરવી એ એમને માટે સહેલું હતું.

પૂનાની કેળવણીની તથા સામાજિક સંસ્થાઓને તેઓ હંમેશ મદદ કરતા. પૂનાની કેટલીક સંસ્થાઓની સંકુચિત દૃષ્ટિ માટે તેઓ દિલગીર થતા, પણ તે સંસ્થાઓને મદદ કરતા.

તેમના પુત્ર મનુભાઈ બે વરસ પથારીવશ હતા એટલે તેમને ઘેર બેઠાં સારી કેળવણી કેમ આપવી તે પ્રશ્નનો સારો ઉકેલ તેમણે આણ્યો હતો અને મનુભાઈને તેમના અભ્યાસમાં ખામી પડવા દીધી ન હતી.

પૂનાના ગુજરાતી બંધુસમાજ તથા કેળવણી મંડળના તેઓ આત્મા હતા. બંધુસમાજમાં વિદ્યાર્થીઓની સંખ્યા સારા પ્રમાણમાં હતી, તેથી તેમને માટે રમતગમતના મેળાવડા કરવા તથા નાટકના પ્રયોગો તૈયાર કરવામાં જયશંકરભાઈની ખાસ મદદ હતી. પૂનામાં વસતા ગુજરાતી ભાઈઓ તેમનાં બાળકોને ગુજરાતી ભાષાનું શિક્ષણ આપે તે માટે વ્યવસ્થા કરવા માટે ગુજરાતી કેળવણી મંડળ ઊભું કરવામાં આવ્યું હતું. તેવી જ રીતે ગુજરાતી ભાઈઓ તથા બહેનો એકબીજાને પ્રસંગોપાત્ત મળે અને આનંદ મેળવે તે માટે બંધુ-સમાજની વ્યવસ્થા હતી.

જયશંકરભાઈને પુસ્તકોનો ઘણો શોખ હતો. તેમણે પોતાની લાઇબ્રેરીમાં ઘણાં સારાં પુસ્તકો એકઠાં કર્યાં હતાં. તેઓને વાંચવાનો ઘણો શોખ હતો. એટલું જ નહીં પણ પુસ્તકોનો લાભ બીજાઓ લે તે પણ તેઓ ગોઠવતા. એટલે ગુજરાતી બંધુસમાજ માટે પણ એક સારી લાઇબ્રેરી ઊભી કરી હતી. અને હાલ પણ તે ચાલુ છે.

રાજકીય બાબતમાં સક્રિય ભાગ લીધા સિવાય તેઓ જુદા જુદા મત ધરાવતી રાજકીય સંસ્થાઓના નેતાઓ સાથે સારો સંબંધ રાખતા હતા. તેમનુ ઘર બધા જ મતવાળા રાજકીય તથા સામાજિક કામ કરનારાઓ માટે હમેશાં ખુલ્લુ હતુ એટલે તેમને ઘેર આખા હિંદુસ્તાનના મહેમાનો આવતા અને આવા ગૃહસ્થોને મળવા માટે તેઓ તેમના મિત્રોને ખાસ બોલાવતા.

યરોડા જેલમાના રાજકીય કેદીઓને તેમનો વખત આનંદમાં જાય તે માટે વાચવાનાં પુસ્તકો તથા અન્ય સાધનો પૂરાં પાડવા એમણે ઘણી મહેનત લીધી હતી તથા સારો ખર્ચ કર્યો હતો.

કોઈ પણ નવા ગુજરાતી ભાઈ પૂનામા આવે એટલે તેઓ તેમને મળતા અને તેમને અનેક રીતે ઉપયોગી થતા ગુજરાતી કુટુંબોમા માંદગીના પ્રસગે અગર બીજી હરકતોમા મદદ કરવા તેઓ તથા તેમના પત્ની હમેશા તૈયાર રહેતા એ જ પ્રમાણે મને અને મારા કુટુંબને તેઓ પ્રથમથી જ ઘણા મદદરૂપ થયાં હતા. ખાસ કરીને નોધવા જેવી બાબત તો એ છે કે, જ્યારે હુ ૧૯૩૫મા પૂના બદલી પર પાછો ગયો ત્યારે રહેવા માટે મને મકાન ન મળે ત્યાં સુધી પોતે થઈને એક મિત્ર સાથે સારી વ્યવસ્થા કરી હતી, જેથી મારી ચિંતા દૂર થઈ હતી તેવી જ રીતે મારે ત્યા માંદગીને પ્રસગે વખતે કવખતે તેઓ હાજર રહી મારે માટે ઘણી અનુકૂળતા કરી દેતા હતા એમની એક પ્રથા એવી હતી કે, તેઓ દર અઠવાડિયે એક વખત તેમના મિત્રોને મળતા જ, જેથી તેમના સુખદુઃખમાં તેઓ સારો હિસ્સો આપી શકતા. આવા કોઈ પણ કામમા તેમને બિલકુલ આળસ હતી નહીં. તેઓ બાળક, જુવાન કે વૃદ્ધ સાથે હળીમળી આનંદ કરી શકતા હતા. તેઓ એક કેળવણીકાર તથા સામાજિક સેવક તથા સસ્થા હતા એમ કહી શકાય.

તેઓ ઉદાર વૃત્તિના હતા તથા ન્યાયી હતા. તેમનાથી વિરોધી વિચાર ધરાવતા ગૃહસ્થ માટે તેમના એક મિત્રે અયોગ્ય વિશેષણ

વાપર્યું હતું ત્યારે તરત જ તેમણે પોતાનો વિરોધ બતાવ્યો હતો. એટલે વિરોધીઓ માટે પણ ન્યાયવૃત્તિ બતાવવી એ એમનો મોટો સદ્‌ગુણ હતો.

ગુજરાતની સેવા કરવા ખાતર જ્યારે ઑનેરેબલ મિ. કનૈયાલાલ મુનશીએ તેમને આણંદ એગ્રિકલ્ચરલ ઇન્સ્ટિટ્યૂટમાં ડિરેક્ટર તરીકે જોડાવા કહ્યું, ત્યારે તેઓએ તે જગ્યા સ્વીકારી. એવામાં કૉંગ્રેસ સરકારે પ્રધાનપદ છોડી દીધાં અને સરકારી અમલદારો તે સંસ્થાને રાજકીય દૃષ્ટિથી અને શંકાથી જોવા લાગ્યા. એટલે એ સંસ્થામાં કામ કરવાને ઘણી અડચણો ઊભી થઈ હતી. તેમ છતાં જયશંકરભાઈએ ઉત્સાહ તથા પ્રભાવથી આ સંસ્થાનું શરૂઆતનું કઠણ કામ એવી સરસ રીતે કર્યું કે સરકારને તેની કદર કરવી પડી. પણ તે કામમાં એમને એટલી બધી ચિંતા તથા ઉપાધિ હતી કે તેમની તબિયત ઘણી જ બગડી ગઈ અને એ માંદગી એમને છવલેણ થઈ. પરંતુ એમનું જીવન એક દાખલારૂપ હોવાથી તેઓ અમર છે

વાંદરા, ૧-૮-'૫૧ ભાઈલાલ શંકરભાઈ પટેલ

## ૧૦

# સેવામૂર્તિ પ્રો. ત્રિવેદી

કોઈ પણ સંસ્કારી ગુજરાતી પૂનામાં ગયો હોય અને પ્રો. ત્રિવેદીનો મહેમાન ન બન્યો હોય તે ભાગ્યે જ બન્યું હશે. જો તે તેમને ત્યાં ન ઊતર્યો હોય તો તેઓથી પોતે તે સદ્‌ગૃહસ્થ જ્યાં ઊતર્યા હોય ત્યાં જઈ તેમનો પરિચય કરે અને પોતાની સેવા અર્પે.

૧૯૨૧ના નવેંબરમાં મારી ડેક્કન કોલેજમાં પ્રોફેસર તરીકે બદલી થવાથી હું પહેલો પૂના ગયો ત્યારે મારા મિત્ર પ્રો. અભ્યંકરને ત્યાં ઊતરેલો. તે વખતે પ્રો. ત્રિવેદીને હું બિલકુલ ઓળખતો નહોતો. છતાં તેમણે મને શોધી કાઢ્યો અને બનતી મદદ કરવાની તત્પરતા

બનાવી પૂનામા ગ્રહેવાની સગવડ વગેરે બધુ કરી આપેલુ ત્યારથી તેમની સાથેનો મારો પરિચય શરૂ થયો

પૂનામા વસતા ગુજરાતીઓનો પરસ્પર સંબંધ બંધાય તે માટે તેમણે પૂના ગુજરાતી બંધુસમાજની સ્થાપના કરેલી અને તેના તે આત્મારૂપે હતા હુ પૂનામા રહ્યો તે દરમ્યાન તેમણે મને તેનો જનરલ સેક્રેટરી બનાવ્યો તેથી અને ત્યારથી મારો તેમની સાથેનો પરિચય વધતો ગયો

કોઈ પણ પ્રતિદિન મહેમાન તેમને ત્યા આવ્યા હોય તો તે મહેમાનને મેળવવા લાયક અનેક મિત્રોને તે સાથે જમવા નોતરતા મારા પૂનાના વસવાટ દરમ્યાન મને એક પણ પ્રસગ એવો યાદ નથી કે જેમા મને નોતર્યો ન હોય એટલે લગભગ દર અઠવાડિયે તેમને ત્યા જમવાનો મને પ્રસગ પ્રાપ્ત થતો સાધારણ રીતે કોઈ પણ માણસને ત્યા ચાલુ મહેમાન આવ્યા કરે તો તે કટાળી જાય જ્યારે પ્રો ત્રિવેદીને ત્યા મહેમાન ન હોય તેવો દિવસ ભાગ્યે જ જતો આગળ જતા મહેમાનોની સખ્યા તેમને ત્યા એટલી રહેતી કે, દરેક મહેમાનને જુદા જુદા રૂમમાથી બોલાવવા ન પડે એટલા માટે તેમણે ઓસરીમા એક ઘટ રાખ્યો હતો જેથી સવારની પ્રાર્થના અને ચા, બપોરની ચા અને બને વખતના જમવાના સમયે તેમનો રમોઇયો ઘટ વગાડતો એટલે તમામ માણસો સમયસર મુકરર રૂમમા પ્રાર્થના, ચા અને ભોજન, માટે એકઠા થતા તેમને ત્યા મહેમાનોમા સાધારણ વિદ્યાર્થીઓથી માડી શ્રી ચિતળિયા, કાકા કાલેલકર, જસ્ટિસ સર લલ્લુભાઈ શાહ, નરહરિ વલ્લભભાઈ પટેલ, કસ્તૂરબા અને પૂજ્ય ગાંધીજી જેવી વ્યક્તિઓ આવતી ન્યાત, જાત, કોમ કે ઉમરના ભેદભાવ વિના દરેક સાથે તે એટલા પ્રેમથી વર્તતા કે, પૂનામા ભાગ્યે જ તેમને કોઈ ન ઓળખતુ હોય, અને પૂનામા કોઈ પણ ગાડીવાળો એવો ન હોય કે જેણે ત્રિવેદીસાહેબનુ ઘર ન જોયુ હોય

શ્રી કૃષ્ણલાલ કિરપારામ ઠાકોર પૂનામાં ડિસ્ટ્રિક્ટ જજ તરીકે આવ્યા પછી થોડા જ વખતમાં તેમનાં પત્નીને પ્રસવ સમયે મદદ કરવા તેમણે તેમનાં સાળીને તેડાવ્યાં. કમનસીબે તેમનાં સાળી એકાએક માંદાં પડ્યાં અને ગુજરી ગયાં. ઠાકોરસાહેબને પૂનામાં કોઈનો પરિચય નહીં હોવાથી તે ખૂબ ગભરાઈ ગયા. પ્રો. ત્રિવેદીને આ સમાચાર મળતાં તે તરત તેમની પાસે દોડી ગયા, તેમને હિંમત આપી અને પૂનામાં રહેના ગુજરાતીઓને એકઠા કરી તેમની મૃત્યુક્રિયા પાર પાડી.

જ્યારે સર ચુનીલાલ વજ્રભૂષણદાસ મહેતા મુંબઈ સરકારના પ્રધાન હતા અને પૂનામાં રહેતા હતા ત્યારે એક રાત્રિએ તેમની એક પુત્રી પંચત્વ પામી તે સાંભળી પ્રો. ત્રિવેદી અને હું તેમને મળવા ગયા. ત્યારે તેમણે કહ્યું કે, શબને ઠેકાણે પાડવા હું મુંબઈ ફોન કરી માણસો બોલાવું છું. પ્રો. ત્રિવેદીએ કહ્યું કે, તમારે તેમ કરવાની કાંઈ જરૂર નથી. અહીંયાં જોઈએ તેટલા ગુજરાતી ભાઈઓ છે. તમારે ગભરાવાની જરૂર નથી. પ્રો. ત્રિવેદી રાતોરાત પૂના ગુજરાતી બંધુસમાજના સભ્યોને મહેતાસાહેબના બંગલે સવારે હાજર થવાનું કહી આવ્યા. અને આખો પ્રસંગ એટલો સરળતાથી ઊકલ્યો કે મહેતાસાહેબને એમ કહેવું પડ્યું કે, બંધુસમાજના સભ્યોથી હું મારાં કુટુંબીઓ અને સગાંસંબંધીઓની વચ્ચે છું, એમ મને લાગે છે. અને ત્યારથી પૂનામાં રહેતા ગુજરાતીઓને તે તેમના બંધુ તરીકે ગણવા લાગ્યા.

અમદાવાદની લાલ મિલના એજંટ શેઠ લાલભાઈ ત્રિકમલાલ પોતાથી છેલ્લી માંદગી વખતે પૂનામાં બંડ ગાર્ડન પાસે મણિલાલ શેઠના બંગલામાં હવાફેર માટે રહેતા હતા, ત્યાં દેવલોક પામ્યા. વખતે તેમના ભાઈ શેઠ હીરાલાલ ત્રિકમલાલ તથા તેમના મોટા પુત્ર ચિનુભાઈ તેમની સાથે હતા. તેમને ત્યાં કોઈનો પરિચય નહીં હોવાથી તે મૂંઝાવા લાગ્યા. હું તરત જ રાત્રે પ્રો. ત્રિવેદીને ત્યાં ગયો અને લાલભાઈ શેઠના અવસાનના સમાચાર આપ્યા. તેમને તેમનો કોઈ પણ જાતનો પરિચય નહોતો, છતાં તરત તૈયાર થયા અને તેમનાં કુટુંબીઓને

મળ્યા અને ત્યાં નજીકમાંથી ઍગ્રિકલ્ચરલ અને ડેક્કન કૉલેજના ગુજરાતી વિદ્યાર્થીઓને બોલાવી તેમની અંતિમ ક્રિયા પતાવી આપી.

તેમનો સેવાભાવ એટલો ઉચ્ચ હતો કે, કોઈ પણ જાતના પરિચય વિના ગમે તે માણસને ગમે ત્યારે મદદ કરવાને તે હમેશાં તૈયાર થતા. તેવા અનેક પ્રસંગો તેમના જીવનમાંથી મળી શકે તેમ છે

એક વખતે જ્યારે સર મહેબૂબ કાદરી પૂનામાં ડિસ્ટ્રિક્ટ જજ હતા તે વર્ષે પૂનામાં ગુજરાતી બંધુસમાજનો વાર્ષિક ઉત્સવ ફર્ગ્યુસન કૉલેજના કંપાઉન્ડમાં એક રવિવારે અમે ઊજવેલો. કાદરીસાહેબ આખા ઉત્સવમાં ઠેઠથી હાજર રહેલા અને અમારી સાથે જમેલા. પૂનામાં બ્રાહ્મણો અને બ્રાહ્મણેતરો આવુ લડ્યા કરતા એવા સમયમાં ગુજરાતના હિંદુઓ અને મુસલમાનો ગુજરાતી બંધુસમાજના આશ્રય નીચે આટલો ગાઢ પરિચય રાખી શકે છે તે બતાવી તેમણે ફર્ગ્યુસન કૉલેજના પ્રોફેસરોને આશ્ચર્યચકિત કરેલા

પોતાના મહેમાનોને અંગે તેમ જ બીજી અનેક પ્રવૃત્તિઓમાં તેમનો ઘણો સમય જતો, છતા તે પ્રોફેસર તરીકે લોકપ્રિય અને ઘણા સારા શિક્ષક ગણાતા. તેમના વિષયમા તે ઘણા પ્રવીણ હતા અને અનેક વિષયોમાં તેમનું જ્ઞાન અને વાચન બહોળું હતું.

તે લોકોને તેમની મેના વડે ઉપકારથી દાટી દેતા. છતાં તે પોતે કોઈના ઉપકાર તળે રહેવા કદી ઇચ્છતા નહીં. તેમનો એકનો એક પુત્ર મનુભાઈ માંદો પડેલો ત્યારે તેના ઉપચાર માટે અનેક ડૉક્ટરો આવતા. તેમાંના કેટલાક તેમના અંગત સંબંધીઓ હોય તોપણ તે દરેકને તેમની ફી નિયમસર આપી દેતા. મારા મિત્ર મેજર છોટાભાઈ બી પટેલ તે વખતે પૂનાની સાસૂન હોસ્પિટલમાં હતા. તે પણ મનુભાઈની માંદગીને અંગે ઉપચાર અર્થે આવવા લાગ્યા. પ્રો. ત્રિવેદીએ તેમની ફી આપવા માંડી. પણ તેમણે તે લેવાની ચોખ્ખી ના પાડી અને જણાવ્યું કે, ફી લઈને કામ કરી શકીશ નહીં; મફત સેવા લેવી

હોય તો જ હું આવીશ ત્યારે પ્રો ત્રિવેદીએ મને કહ્યુ કે, આ તારો મિત્ર મને સાચાનો મળ્યો અને મારા સિદ્ધાન્ત વિરુદ્ધ તે મને ઉપકાર તરીકે ગણે છે

મનુભાઈની સારવાર માટે તેમને મિરજ લઈ જવામા આવેલા ત્યા પણ ત્રિવેદીસાહેબે પોતાની ઉદારતા અને સેવાભાવથી આખી હૉસ્પિટલને આંજી નાખેલી અને આજે પણ મિરજની હૉસ્પિટલના કાર્યકર્તાઓ તેમને અને મનુભાઈને યાદ કરે છે

પૂનામા ઇન્ટર કૉલેજિયેટ સ્પોર્ટ્સ (કૉલેજો વચ્ચે અન્યોન્ય હરીફાઈની રમતગમતો) પ્રો ત્રિવેદીએ શરૂ કરાવેલી અને તેના પ્રથમ વર્ષના વિજેતાઓને ઇનામો વહેંચવાના મેળાવડાના પ્રમુખ તરીકે તેમણે હિંદના કમાન્ડર ઇન ચીફ (સરસેનાધિપતિ) ને નોતરેલા જ્યારે મુંબઈ ઇલાકાના ગવર્નરને આ વાતની ખબર પડી ત્યારે તેમણે પ્રો ત્રિવેદીને પોતાને મળવા બોલાવ્યા અને પૂછ્યુ કે, તમે મને આ મેળાવડાના પ્રમુખ બનાવી શકો તેમ નથી? ત્યારે તેમણે જવાબ આપ્યો કે, આ વર્ષની ગોઠવણ પાકી થઈ ગઈ છે, તેમા ફેરફાર કરી શકુ તેમ નથી ત્યારે ગવર્નરે જણાવ્યુ કે, હવેથી દર વર્ષે આ મેળાવડાનુ પ્રમુખસ્થાન હુ લઈશ અને ત્યારથી દર વર્ષે આ સમારભના વિજેતાઓને મુંબઈના ગવર્નરના હાથે ઇનામો મળવા લાગ્યા પહેલે વર્ષે જ્યારે હિંદુસ્તાનના સેનાધિપતિ ઇનામો વહેંચવા પૂના આવેલા ત્યારે ત્રિવેદીએ તેમના માનમા પોતાને ખર્ચે એક ગાર્ડન પાર્ટી આપેલી ઈ સ ૧૯૨૦ નો આ પ્રસગ છે

જ્યારે ગાંધીજી યરવડાની જેલમા હતા અને તેમને મળવા માટે પૂજ્ય કસ્તૂરબા પૂના આવતા ત્યારે તે પ્રો ત્રિવેદીને ત્યા જ ઊતરતા અને પ્રો ત્રિવેદી સરકારી નોકરીમા હોવા છતા તેમને મુલાકાત માટે જેલમા લઈ જવાના હોય ત્યારે કૉલેજમાથી રજા લઈ ગેરહાજર રહેતા, અને કૉલેજના પ્રિન્સિપાલને સ્પષ્ટ લખી દેતા કે, As I have to

escort Mrs. Gandhi to the Jail, I regret I shall not be able to attend the College to day." (મિસિસ ગાંધીને લઈને મારે યરવડા જેલમાં જવાનું છે, માટે હું દિલગીર છું કે આજે હું કૉલેજમાં આવી શકીશ નહીં.) આવા હિંમતભર્યાં સ્પષ્ટ લખાણ માટે તેમના કેટલાક મિત્રો કહેતા કે, ત્રિવેદીસાહેબ, સરકારી નોકરીમાં આ ન ચાલે, તમે બહુ જોખમ ખેડો છો. ત્યારે તેમણે જવાબ આપેલો તે મને હજુ યાદ છે કે, જો સરકાર આને ગુનો ગણી મને કાઢી મૂકે તો તેને માટે હું તૈયાર છું; સરકાર મને તેને માટે કાલે કાઢતી હોય તો આજે કાઢે. સરકાર પણ વિચાર કરતી કે, જે માણસે ઈંટર કૉલેજિયેટ સ્પોર્ટ્સ વખતે સરકારી અમલદાર પાછળ આટલા પૈસા ખરચેલા તેને વફાદાર ગણવો કે બિનવફાદાર.

ગાંધીજીને ઍપેન્ડિસાઈટિસ થતાં જેલમાંથી સાસૂન હૉસ્પિટલમાં રાખવામાં આવેલા. તે વખતે પ્રો. ત્રિવેદી ગાંધીજીને મળવા માટે હૉસ્પિટલમાં સવાર, બપોર અને સાંજ એમ દિવસમાં ત્રણ વખત નિયમસર જતા અને ગાંધીજી માટે તાજાં સરસ ફળ લઈ જતા. આવાં ફળ જોઈને ગાંધીજીએ પૂછ્યું કે, ત્રિવેદી, આવાં સરસ ફળ ક્યાંથી લાવો છો? ત્યારે તેમણે કહેલું કે, સરકારની ખેતીવાડીની કૉલેજના બગીચામાંથી લાવું છું. સરકારનું એટલું સદ્‌ભાગ્ય છે કે તેમનાં ફળો આપને ભોગ પડે છે.

તે સમયે તેમને મળવા માટે કસ્તૂરબા પૂના આવવા નીકળ્યાં. સાધારણ રીતે તો તે પ્રો. ત્રિવેદીને ત્યાં જ ઊતરતાં, પણ આ વખતે તેમની સાથે અનસૂયાબહેન હતાં. તે અરસામાં શંકરલાલ બૅંકરના ભાઈ ધીરજલાલ બૅંકરનું કુટુંબ પૂનામાં રહેતું હતું. અનસૂયાબહેન તેમને ત્યાં ઊતરવાનાં હતાં, એટલે સાથે કસ્તૂરબાને પણ ત્યાં જ લઈ ગયાં. કસ્તૂરબા લીલાવતી બૅંકરને ત્યાંથી હમેશાં પગે ચાલતાં સાસૂન હૉસ્પિટલમાં જતાં. તે પ્રમાણે જતાં એક દિવસ તે ભૂલાં પડ્યાં અને મહા મુશ્કેલીએ પૂછતાં પૂછતાં તે હૉસ્પિટલમાં આવી

શક્યા. આ વાત જ્યારે ત્રિવેદીસાહેબને ખબર પડી ત્યારે તેમને ખૂબ દુઃખ થયું. તે હૉસ્પિટલમાંથી સીધા મારે ઘેર આવ્યા અને કહ્યું કે, "આજે તો પૂનામાં રહેતા ગુજરાતીઓને શરમાવે તેવો પ્રસંગ બન્યો છે. હિંદુસ્તાનની માતા પૂનામાં ભૂખી પડી છે. બાને ગૅરેજને ત્યાંથી કેવી રીતે ખસેડી શકાય?" એટલામાં અમને વિચાર આવ્યો. મારા એ મિત્ર શેઠ બાબુલાલ નાનચંદનો બંગલો સામેના રોડ પર હૉસ્પિટલની પાસે જ હતો અને તે ખાલી હતો. તેથી અમે બન્ને બાબુલાલ શેઠને ત્યાં ગયા અને તેમને કહ્યું કે તમે બાપુને અરજ કરો કે બાને રોજ દૂરની હૉસ્પિટલમાં આવવું પડે છે, તેથી જો આપ આજ્ઞા કરો તો મારા બંગલામાં આવીને રહે. બાપુએ સંમતિ આપી અને બાને ગૅરેજ-રૂમમાંથી ખસેડી શેઠ બાબુલાલના બંગલે રાખવાની ગોઠવણ થઈ. આ સ્વતંત્ર મકાનમાં રહે એટલે તેમને ત્યાં મહેમાનોની સંખ્યા વધતી રહેવાની અને કદાચ બાબુલાલ શેઠને તે બધાની સગવડનું ખર્ચ કરતાં સંકોચ થાય તો? એટલે ત્રિવેદીસાહેબે બાબુલાલ શેઠને કહ્યું કે ગાંધીજીને મળવા આવનારા સાધારણ રીતે મારે ત્યાં ઊતરતા, એટલે મારા રસોઇયાને તેમની જરૂરિયાતનો બરાબર ખ્યાલ આવી ગયો છે માટે જો તમને વાંધો ન હોય તો તમારા બંગલામાં રસોઇયા તરીકે મારા રસોઇયાને મૂકું. બાબુલાલ શેઠે હા પાડી અને ત્રિવેદીસાહેબે રસોઇયાને એવી સૂચના આપી કે, જે કાંઈ વસ્તુઓ જોઈએ તેનો જૂજ ભાગ જ શેઠને ત્યાંથી લાવવો, બાકીની તમામ વસ્તુઓ તેમણે માની આપેલા મોદીને ત્યાંથી ખરીદવી. ગાંધીજીને મળવા આવનારાઓમાં દીનબંધુ ઍન્ડ્રૂઝ, પંડિત મોતીલાલજી, પંડિત માલવિયાજી જેવા મોટા પુરુષો હતા. આ બધાને બાબુલાલ શેઠના બંગલામાં રાખવામાં આવતા અને તે બધાની જાતજાતની સગવડ સાચવવા ત્રિવેદીસાહેબ પોતે તનતોડ મહેનત કરતા. થોડા વખત પછી તો રસોઇયો બાબુલાલ શેઠને ત્યાં કાંઈ પણ લેવા જતો જ નહીં અને આ વ્યવસ્થાનું તમામ ખર્ચ ત્રિવેદીસાહેબે પોતે ભોગવેલું. છતાં તે બાબત મારા

સિવાય બીજા કોઈને તેમણે જાણવા દીધી નહોતી. ખુદ ગાંધીજી પણ એમ માનતા કે, શેઠ બાબુલાલ આ તમામ ખર્ચ નભાવે છે.

ગાંધીજીને ત્રિવેદીસાહેબના કુટુંબ સાથે એટલો ઘરોબો સંબંધ થઈ ગયેલો કે, એક વખતે જ્યારે ગવર્નરે તેમને મળવા મહાબળેશ્વર બોલાવેલા ત્યારે તેમણે જાહેર કરેલું મેં પત્રમાં વાંચેલું મને હજી યાદ છે કે, મારે આ પ્રવાસમાં ત્રણ કામ છે: એક મહાબળેશ્વરમાં ગવર્નરને મળવાનું, બીજું સિંહગઢમાં કાકા કાલેલકરને અને ત્રીજું પૂનામાં મારા નાના મિત્ર મનુને મળવાનું. એટલે કે, મનુભાઈની તબિયત સારી નહીં હોવાથી ખુદ ગાંધીજી તેમની ખબર કાઢવા પૂના ગયેલા.

ત્રિવેદીસાહેબ એલ. સી. ઈ. કે બી ઈ. થયેલા હતા, છતાં શિક્ષક થવાના શોખથી તે પી. ડબ્લ્યુ. ડી માં ન જોડાયા અને પ્રોફેસર થયા. નહીં તો તે બાહોશ એક્ઝિક્યુટિવ એંજિનિયર તરીકે પ્રખ્યાત થયા હોત. છતાં તે એંજિનિયરનું ઘણું સારું જ્ઞાન ધરાવતા, તેટલા માટે ભાવનગરના દીવાન સર પ્રભાશંકર પટ્ટણીસાહેબે તેમનો શિક્ષકનો ધંધો છોડી તેમના રાજ્યમાં મોટા એંજિનિયર તરીકે જોડાવા ઘણો આગ્રહ કર્યો, મોટા પગાર અને પેન્શનની બાંયધરીઓ આપી. છતાં પણ તેમણે માન્યું નહીં. છેવટે ૧૯૨૮માં તેમના માનની ખાતર કૉલેજમાંથી રજા લઈ ફક્ત એક વર્ષ માટે ભાવનગર ઇરિગેશન ખાતાના (નહેર ખાતાના) એંજિનિયર તરીકે ગયેલા અને ભાવનગર રાજ્યની કેટલીયે યોજનાઓ તૈયાર કરી આપેલી અને પાછા ફરીથી પ્રોફેસર તરીકે જોડાયા.

સને ૧૯૩૦ની સરકાર સામેની લડત વખતે કૉંગ્રેસવાદીઓને સરકારે જેલમાં પૂર્યા. તે વખતે પ્રો. ત્રિવેદીએ યરવડા જેલનાં સુપરિન્ટેન્ડન્ટને લખેલું કે, તમારી જેલમાં રહેનારા સાધારણ માણસો નથી. તેથી જો તમો તેમને વાંચવાની સગવડ અને ફુરસદ આપો તો હું મારી લાઇબ્રેરીનાં પુસ્તકો તમને ઉછીતાં આપવા તૈયાર છું. ત્યારે તેમનો જવાબ મળ્યો કે, શું તમે જેલને એક કેળવણીની સંસ્થા

બનાવવા માગો છો? જો તમારી લાઇબ્રેરીનાં પુસ્તકોનું લિસ્ટ મોકલી આપો તો વિચાર કરું. ત્રિવેદીસાહેબે જે લિસ્ટ મોકલ્યું તે જોતાં તેને તેમને માટે ઘણું માન ઉત્પન્ન થયુ અને તેમનાં પુસ્તકો મંગાવી તેમણે જેલમાં બધા કેદીઓને વાંચવાની સગવડ આપી. ત્યારથી તે ત્રિવેદીસાહેબના મિત્ર બન્યા. દર અઠવાડિયે ત્રિવેદીસાહેબ નિયમસર જેલ પર જતા અને કેદીઓ તેમને વીંટળાઈ વળતા અને જાત જાતની ચોપડીઓ મોકલવા માગણી કરતા. તે દરેકનું લિસ્ટ બનાવી દરેકને સંતોષવા માગણી મુજબના તમામ પુસ્તકોના ઓર્ડર મૂકી મંગાવી આપતા હાલ તેમાંના ગુજરાતી પુસ્તકો ધોળકાની લાઇબ્રેરીને ભેટ અપાયાં છે, કેટલાક ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાલયને. તે ઉપરાંત કોઈને સાબુ તો કોઈને બ્રશ, તેલની શીશી, કાંસકો વગેરે જે કાંઈ મંગાવે તે તમામ કેદીઓને લાવી આપતા.

ત્રિવેદીસાહેબ સાધારણ માણસ કરતા ઊંચી કોટિના પુરુષ હતા. લોકસેવાના કાર્યોમાં તેમણે તન, મન અને ધન ખર્ચવામાં કદી પાછી પાની કરી નથી. તેમણે તેમની તમામ કમાઈની તેમ જ વારસાની માલમિલકત લોકસેવામાં ખર્ચી નાખી. અમે હસતા હસતા કહેતા કે, ત્રિવેદીસાહેબ, તમે મનુ માટે વારસામાં ચોપડીઓ અને પૂતળાં મૂકી જશો એમ લાગે છે; તો તે કહેતા કે, મેં તેને યોગ્ય કેળવણી આપી છે એ જ તેને માટે સાચો વારસો છે.

સાંકળચંદ મ. શાહ

## ૧૧
# ત્રિવેદીસાહેબ

જયશંકર ત્રિવેદી એક અસાધારણ અને અદ્‌ભુત વ્યક્તિ હતા, એમ તેમના પરિચયમાં આવેલા બધાને લાગતું. કોઈને માબાપ પાસેથી મળેલા સંસ્કારોને લીધે, કોઈને સારી સોબતથી, કોઈને સારા શિક્ષણથી, કોઈને મહત્ત્વાકાંક્ષા અને બુદ્ધિમત્તાને કારણે સારા થવાનું અને સારાં સારાં કામો કરવાનું બને છે. કેટલાક માણસો સાવ સામાન્ય જેવા લાગે છે, પણ એકાદ બનાવ તેમના ઉપર એવી અસર કરે છે કે તેઓ નદન બદલાઈ જઈ અદ્‌ભુત વ્યક્તિ બની જાય છે. જયશંકરભાઈ ત્રિવેદીની અદ્‌ભુતતાનું મૂળ તેમના હૃદયમાં હતું. તેમના હૃદયના અરીસામાં બીજાના હૃદયનું પ્રતિબિંબ તેઓ સ્પષ્ટ રીતે જોઈ શકતા. એ પ્રકારના હૃદયવાળા માણસો પોતપોતાની જુદા જુદા પ્રકારની બૌદ્ધિક સંપત્તિ અનુસાર મહાન કવિ, ધર્મપ્રચારક કે ક્રાંતિકારી વગેરે નીવડે એમ બનતું જોવામાં આવે છે. જયશંકરભાઈ મહાન સમાજસેવક થયા, તેનું કારણ તેમની બુદ્ધિમાં વ્યવસ્થા અને વહીવટી શક્તિની વિશેષતા હતી એમ કહી શકાય.

બીજાના દુઃખનું પ્રતિબિંબ જયશંકરભાઈના હૃદયમાં પડતું અને બીજાના હૃદયના તારના કરુણ સૂર જયશંકરભાઈના હૃદયના તાર ઝીલી લેતા, એ હકીકતે જયશંકરભાઈનું જીવન ઘડવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. એક બે બનાવોથી તેમને તીવ્ર સંવેદન થયું હશે, જેની છાપ તેમના ભવિષ્યના આખા જીવન ઉપર પડી હશે, એમ મને લાગે છે. એવા એક બનાવ વિષે તેઓ કોઈ વખત સહેજ વાત કરતા.

એક પરિચિત કુટુંબમાં તેઓને જવાનું થયું ત્યાં એક તરુણ બહેન કે જેમને તેમણે પહેલાં તેજસ્વી, આનંદી અને સુખી જોયાં હતાં, તેમને વિધવા બનેલાં, બધું નૂર હણાઈ ગયેલું, શોકગ્રસ્ત અને

અત્યંત દુખી જોયા તેમની લાગણીનો ઝરો ઉભરાઈ ગયો અને આંખમાંથી આંસુના જાણે ધોધ વહેવા લાગ્યા, તે કેમે કરી ખાળ્યા રહે નહી જેવા સંવેદનથી સ્વામી વિવેકાનંદ કોઈ વખતે રાત્રે ઊઠી અશ્રુસરિતા વહાવતા તે પ્રસંગનુ આ સંવેદન હતુ એમ માનુ છુ એવા સંવેદનોથી જેમ વિવેકાનંદની ભાવના અને તેમના આચારવિચાર જન્મ્યા, તેમ જયશંકરભાઈની ભાવનામા તેમનો પરોપકાર અને તેમના સેવાકાર્યો પરિણમ્યા માગ જતા અશ્રુના વાંધની જગ્યા પરોપકારે અને સેવા કાર્યોએ વધારે ને વધારે પ્રમાણમા લેવા માંડી છતા જયશંકરભાઈને કોઈ કોઈ વખતે આવા અશ્રુબોધના પ્રસંગો યાદ આવતા અને તેમનુ હૃદય સખ્ત થઈ ગયુ છે એવા વિચારથી તેમને દિલગીરી થતી

### પરોપકારી જીવનની દીક્ષા

પરોપકારી જીવનની દીક્ષા તેમને ૧૯૨૪ની સાલમા મહાત્મા ગાંધીજીના એ પત્રથી મળી એમ દેખાય (આ પત્ર આ પુસ્તકની શરૂઆતમા આપ્યો છે તે જુઓ)

એ પત્રમા ગાંધીજીએ પોતાને માટે દર્શાવેલા અભિપ્રાયને લાયક થવા પ્રયત્ન કર્યા કરવો, એ જયશંકરભાઈનુ ધ્યેય થઈ ગયુ હોય એમ જણાતુ હતુ એ પત્રમાથી ઉદ્ભવતી ત્રિવેદી કુટુંબની જવાબદારી બરોબર સમજવા અને યાદ રાખવા તેઓ પોતાના પુત્ર મનુભાઈને ભારપૂર્વક કહ્યા કરતા

### માંદાની માવજત

માંદાની માવજતને જયશંકરભાઈ ઘણી અગત્ય આપતા અને એવી માવજત કરતા પોતાના અને પોતાના કુટુંબીજનોના જીવનુ જોખમ ખેડવામા પાછી પાની કરતા નહી

૧૯૧૫ કે ૧૯૧૬ની સાલમા પૂનામા પ્લેગ ફાટી નીકળ્યો હતો હાલ ગણાય છે તેના કરતા તે જમાનામા પ્લેગ ઘણો વધારે ભયંકર ગણાતો જયશંકરભાઈ વગેરે ઘણાખરા ગામ બહાર રહેવા ગયા હતા

એક ગુજરાતી પતિપત્ની કે જે ગામમાં રહેતાં હતાં તેમને જયશંકર-ભાઈએ પોતાને ત્યાં ગામ બહાર રહેવા બોલાવ્યા. તેઓ તે પ્રમાણે જયશંકરભાઈને ત્યાં રહેવા આવ્યાં, પછી ત્રીજે દિવસે પત્નીને પ્લેગ થયો. સંપૂર્ણ કાળજી, લાગણી અને જાતમહેનતથી સારવાર શરૂ થઈ. થોડા દિવસ પછી તે બહેનના સુશિક્ષિત પિતા પોતાની દીકરીને ત્રિવેદી-સાહેબને ત્યાં મળવા આવ્યા. એક ટ્રેનમાં આવ્યા. જયશંકરભાઈને ઘેર આવી સમાચાર પૂછ્યા, જયશંકરભાઈનો ઉપકાર માન્યો, અને બહુ કામ હોવાને કારણે જયશંકરભાઈને ભલામણ કરી બીજી ગાડીમાં પાછા મુંબઈ ગયા. ઈશ્વરે ત્રિવેદી દંપતીની સેવાનું ફળ આપ્યું. બહેન બચી ગયા. સાજા થઈને પાછા કુટુંબસેવામાં પરોવાઈ ગયા એ બહેનને જ્યારે સીમંત આવ્યું ત્યારે તેમણે જયશંકરભાઈના પત્ની શ્રી હીરા-બહેનને કાગળ લખ્યો હતો અને હીરાનાં લવિંગિયાં મોકલ્યાં હતાં આ લવિંગિયા શ્રી હીરાબહેને પાછાં મોકલ્યા હતા

એક મિત્રના ભાઈ એન્જિનિયરિંગ કૉલેજમાં પૂનામાં ભણતા હતા. તેમને ટાઇફોઈડ થયો. તુરત જ તેમને જયશંકરભાઈ પોતાને ઘેર લઈ ગયા. તેમની સારવાર કરાવી, શુશ્રૂષા કરી સાજા કર્યાં આ ભાઈએ ઊંચે નંબરે બી. ઈ.ની પરીક્ષા પસાર કરી મુંબઈમાં સ્વતંત્ર ધંધો કરી ધંધામાં નામના કાઢી લગભગ ૪૫ વર્ષની નાની ઉંમરે નિવૃત્ત થઈ તેઓ સમાજસેવાના કામમાં પરોવાયા.

પૂનામાં કોઈ પણ કૉલેજમાં ભણતા ગુજરાતી વિદ્યાર્થીઓમાંથી કોઈ માંદો પડ્યાના સમાચાર મળે કે તરત જ તે ત્યાં દોડી જતા પોતાની કૉલેજમાં ગુજરાતી ન હોય તેવા વિદ્યાર્થીઓ માટે પણ તેટલી જ કાળજી રાખતા. મિત્રોના ઘરમાં કે બહારથી આવેલાં સહેજ પરિચયવાળાં કુટુંબોમાં ક્યાંય માંદગી આવે તો જયશંકરભાઈ સૌથી પહેલા પહોંચી જાય અને બનતી મદદ કરે. તેમાં નાનામોટાનો ભેદ હોય નહી.

પછી તો જયશંકરભાઈ જયશંકરભાઈ મટીને પૂનાના ત્રિવેદી સાહેબના નામથી જ ઓળખાતા થયા હતા એક વખતે પૂનામા પ્લેગ આવ્યો ત્યારે ત્રિવેદીસાહેબનુ એક પરિચિત કુટુબ ખડકી જઈને રહ્યુ તેમની સાથે એક પટાવાળો હતો તેને પ્લેગ થયો તેથી તેને હોસ્પિટલમા દાખલ કરાવ્યો અમલદારને પોતાને તાવ આવ્યો એટલે તે કુટુબને મુબઈ જવુ પડ્યુ તે વખતે કેટલાક મિત્રો એકઠા થયા હતા ત્યારે સહેજ વાત થઈ કે હોસ્પિટલમા ત્યાના માણસોને થોડા પૈસા આપીને વ્યવસ્થા થાય તો જ સારવાર સારી થાય છે બીજા સૌ એ વાત સાભળીને ભૂલી ગયા પાછળથી ખબર પડી કે પ્લેગની હોસ્પિટલમા દાખલ કરેલ પટા વાળાની સારી સારવાર થાય તે માટે ત્રિવેદીસાહેબ પ્લેગની હોસ્પિટલમા ગયા હતા ત્યાના માણસોને થોડા રૂપિયા આપ્યા હતા અને પટાવાળાને મોસબી મળી શકે તે માટે પણ વ્યવસ્થા કરી હતી

## આતિથ્ય

ગુજરાત અને સૌરાષ્ટ્રનો આદરસત્કાર અનોખો હોય છે ગુજરાતવાસીઓ અને સૌરાષ્ટ્રવાસીઓમા પણ ત્રિવેદીસાહેબનો આદર સત્કાર અનુપમ હતો

કોઈ પણ મહેમાનને માટે તેમના દ્વાર ખુલ્લા હતા એટલુ જ નહી, પણ મહેમાનોને શોધી આગ્રહ કરી પોતાને ઘેર રહેવા અથવા જમવા લાવવામા ત્રિવેદીસાહેબને અનેરો આનદ થતો મહેમાનની નાનામા નાની જરૂરિયાતો માટે અને તેમની જરૂરિયાતો ન હોય તો પણ ત્રિવેદીસાહેબના ધોરણે જે સગવડો આવશ્યક ગણાય તે વિષે ત્રિવેદીદપતી બહુ ઝીણવટથી અને કાળજીપૂર્વક વ્યવસ્થા કરતા આવતાવેત ચા દૂધ નાસ્તાથી માડીને ગાયનુ દૂધ, હાથના ખાડેલા ચોખા, હાથનો દળેલો લોટ, ફળાહાર, તેલ મરચા વગરનો ખોરાક, વગેરે મહેમાનોની અને વિધ જરૂરિયાતો અને છેવટે રાત્રે સૂતી વખતે પલગ ઉપર બરોબર મચ્છરદાની નાખવામા આવી છે કે નહી અને

પાણીનો કળશિયો મૂકવામાં આવ્યો છે કે નહીં તે ત્રિવેદીસાહેબ અથવા અને હીરાબહેન બરોબર જોઈ જતાં.

તેમને ત્યાં અક્ષરશઃ રંક અને રાય આવતા અને બન્ને પૂરો આનંદ પામતા અકિંચન સમાજસેવકો અને ભાવનગરના નામદાર મહારાજા (હાલ મદ્રાસના ગવર્નર), શ્રી પ્રભાશંકર પટ્ટણીજી, કોટચાધીશો બધા જ તેમના મહેમાન થવામાં આનંદ માનતા અને તેમની મહેમાનગીરીથી પૂર્ણ પ્રસન્ન થતા. ત્રિવેદીયુગલના આતિથ્યની વિગતોનું તો મોટું પુસ્તક લખી શકાય. મેં પોતે અનુભવેલું આતિથ્ય તેમના આતિથ્ય સમુચ્ચયનો એક નજીવો અંશ જ હતો, છતાં તેની થોડી વિગતો આપવાથી આતિથ્યનો જે સામાન્ય ખ્યાલ હોય છે તેનાથી કોઈ જુદા જ પ્રકારનું — માતાપિતા, પતિપત્ની, પુત્રપુત્રી, સન્મિત્રો વગેરેમાં પ્રેમ, ચીવટ, ખંત અને ઉદારભાવનાના સમન્વય જેવું — હતું, તેનો કાંઈક ખ્યાલ આવી શકશે.

લાંબી માંદગી પછી હું કામે ચડવા માટે પૂના આવ્યો. મારી ખરી અને ત્રિવેદીસાહેબે કલ્પેલી બધી જરૂરિયાતો વિષે મારા આવ્યા પહેલાં જ બધી વ્યવસ્થા કરી રાખવામાં આવી હતી. બીજે દિવસે જ ત્રિવેદીસાહેબ અને હીરાબહેનને બહારગામ જવાનું હતું તેમને ગયા વિના ચાલે તેમ નહોતું તેથી ગયાં તો ખરાં, પણ આખું ઘર ઉઘાડું રાખતાં ગયાં, નોકરોને મૂકતા ગયાં અને તેમને વિગતવાર સૂચના આપતા ગયા.

મારે ઘરની જરૂરિયાત હતી. મને તે વિષે જરા પણ માનસિક અથવા શારીરિક શ્રમ ન પડે તે રીતે મારે જોઈતું હતું તેવું સુઘડ, ખૂબ હવાઅજવાળાવાળું અને મોટા ચોગાનવાળું મકાન જૂજ ભાડામાં મળે તેની ગોઠવણ તેમણે બહારગામથી આવ્યા પછી થોડા વખતમાં કરી તે મકાન તેમના મકાનથી ચારેક માઈલ દૂર હતું. છતાં રોજ અથવા એકાંતરે તેઓ ત્યાં આવી જવાનું ચૂકતા નહીં ત્યાં મારે માટે પૂરી વ્યવસ્થા કરવામાં તેમણે જોઈતી બધી જ મદદ કરી. તે પછી પણ તેમની ચીવટ ઓછી થઈ નહીં. એક વખત મને તાકાત આવે માટે

બદામપાક લઈ આવ્યા, તો બીજી વખત મારું મન પ્રફુલ્લ રહે તે માટે તેમને કોઈ તરફથી ભેટ મળેલા બિથોવનની સિંફનીનાં ગ્રામોફોન રેકર્ડનો સેટ લઈ આવ્યા. મારે ત્યાં એક મહેમાન આવવાના છે એમ તેમને ખબર પડી. તેમને ખબર હતી કે, મારે ત્યાં તે મહેમાન માટે વધારાનો ખાટલો નહોતો. મહેમાન જે ગાડીમાં આવવાના હતા તે મારે ત્યાં પહોંચે તે પહેલાં અણધાર્યો એક ટાંગાવાળો એક ખાટલો લઈને હાજર થયો. તેણે ટાંગાભાડું પણ લેવાની ના પાડી, કારણ કે તે ભાડું તો ત્રિવેદીસાહેબ તરફથી તેને મળી ગયું હતું.

### સત્યાગ્રહી કેદીઓને સહાય

૧૯૩૦-૩૨ની સત્યાગ્રહની ચળવળ વખતે ત્રિવેદીસાહેબની મોટર વારંવાર શહેર અને યરોડા જેલ વચ્ચે ફેરા મારતી. જેલના નિયમ પ્રમાણે જે વસ્તુઓ બહારથી પૂરી પાડી શકાય તે બધી વસ્તુઓ યરોડા જેલમાંના સત્યાગ્રહી કેદીઓને પૂરી પાડવામાં આવતી. જે જાતની વસ્તુ સત્યાગ્રહી કેદીને જોઈતી હોય તે જ બહુ ઝીણવટથી પસંદ કરીને

કે, સરકારી નોકરીમાં રહીને આવી રીતે સત્યાગ્રહી કેદીઓનો તમારે સત્કાર ન કરવો જોઈએ ત્યારે તેઓ કહેતા કે, "છૂટયા પછી બધા કેદીઓ સામાન્ય નાગરિક જ ગણાય એટલું જ નહીં પણ છૂટેલા સામાન્ય કેદીઓને મદદ કરવા માટે રિલીઝ્ડ પ્રિઝનર્સ એઈડ સોસાયટી' જેવી સંસ્થાઓની સ્થાપનાને સરકાર ઉત્તેજન આપે છે, તો પછી હું છૂટેલા સત્યાગ્રહીઓનો સત્કાર કરું તેમાં સરકાર કેવી રીતે વાંધો લઈ શકે?" આ દલીલ સરકાર સુધી પહોંચી હતી કે નહીં તે વિષે મને ખબર નથી પણ પહોંચી હોય તોપણ તે સરકારને ગળે ઊતરી તો નહોતી જ. છૂપી પોલીસ ત્રિવેદીસાહેબની હિલચાલની બરોબર નોંધ રાખતી અને તેમની મોટરગાડી ક્યાં ક્યાં ફરે તેની પૂર્ણ વિગત સરકાર પાસે પહોંચતી. તેમની ઉપર સરકારી વાદળ ઘેરાયેલાં જ રહેતાં — કેટલાંક સમય સુધી એ એથી વધારે વખત નોકરી છૂટવાના પ્રસંગ આવેલા અને નોકરીનો ત્યાગ કરવાની ત્રિવેદીસાહેબની પૂર્ણ તૈયારી પણ હતી છતાં નિષ્પક્ષપાત અને નીડરતાને લીધે તેમને આંચ આવી નહીં

## અનાસક્તિ અને સમાજહિત

શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં લખ્યું છે* કે જે સામાન્ય કાર્યો અજ્ઞાની માણસ આસક્તિથી કરે છે, તે કામો જ્ઞાનીએ પણ કરવાં જોઈએ માત્ર ફેર એટલો જ હોવો જોઈએ કે, તે કામ જ્ઞાનીએ અનાસક્તિથી અને સમાજનું હિત લક્ષમાં રાખીને કરવાં જોઈએ

ત્રિવેદીસાહેબ નાની કે મોટી બાબતમાં સમાજહિતનો પહેલો વિચાર કરતા અને જ્યાં સમાજહિત અને પોતાનું હિત પરસ્પર વિરોધી હોય ત્યાં પોતાના હિતને ગૌણ સ્થાન આપી તેની ઉપેક્ષા કરતા

---

* सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वन्ति भारत ।
कुर्याद्विद्वांस्तथाऽसक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥

गीता ३ २५

પોશાકમાં તેઓએ વિચાર કરીને એવો ફેરો પસંદ કર્યો હતો જે કોઈ એક પ્રાંતનો માથાનો પોશાક ન ગણાય, છતાં હિંદમાં ગમે ત્યાં પણ જ્યારે તે વાપરી શકાય અને બીજા દેશોમાં હિંદી પોશાક તરીકે સહેજે ઓળખી શકાય. તેઓ કોટ પહેરતા, પરંતુ આગ્રહપૂર્વક બંધ કૉલરનો જ પહેરતા. બધો પોશાક ખાદીનો જ પહેરતા અને તે ઘણુંખરું સફેદ ખાદીનો જ.

ત્રિવેદીસાહેબ સરકારી નોકરીમાં હતા. સરકાર ખાદી પ્રત્યે ઘૃણાથી જોતી. છતાં તેઓ કૉલેજમાં સફેદ ખાદીનો પોશાક જ પહેરતા. એતી કૉલેજમાં ગવર્નર આવવાના હતા તે વખતે ત્રિવેદીસાહેબને તેમનો રોજનો પોશાક બદલવાની કૉલેજના અધિકારીઓ તરફથી સૂચના થઈ હતી. પણ એમ કરવા કરતાં તો પોતે ગેરહાજર રહેવાનું પસંદ કરે એમ તેમણે સ્પષ્ટ કહ્યું, તેથી તે સૂચના પાછી ખેંચી લેવામાં આવી હતી અને તેથી તેઓ પોતાના હમેશના સફેદ ખાદીના પોશાકમાં જ હાજર રહ્યા હતા.

જ્યારે કોંગ્રેસે રાજતંત્ર હાથમાં લીધું ત્યારે સફેદ ખાદી પહેરવાથી પોતાને માનપાનમાં કે બીજી રીતે કદાચ આર્થિક લાભ થઈ જાય એ વહેમથી તેઓએ રંગેલી ખાદીનો કોટ પહેરવા માંડ્યો હતો એમ મારું અનુમાન છે. ટોપી તો તેઓ રંગેલી ખાદીની જ પહેરતા. પણ પહેરતા ફેંટો પહેરીને કૉલેજમાં જતા તે માત્ર સફેદ ખાદીનો જ રહેતો.

ત્રિવેદીસાહેબને ત્યાં નાનેથી મોટો થયેલો એક ઘરકામમાં સારી રીતે કેળવાયેલો નોકર હતો. તેમણે તેને ઘેર ભણાવવાની વ્યવસ્થા કરી હતી અને પરણાવ્યો પણ હતો. તેઓ આણંદ કૃષિગોવિદ્યાભવનમાં મંત્રી તરીકે ગયા તે પછી એક વખતે તે નોકરને પટાવાળામાં ગોઠવી શકાય તેવું હતું. ત્રિવેદીસાહેબ પાસે ખાનગી નોકર તરીકે તે માણસ રહે તેના કરતાં પટાવાળામાં ગોઠવાય તો તેનું ભવિષ્ય સુધરે તેમ હતું. સારો નોકર ઘણી વખતે પત્ની અને પુત્ર કરતાં પણ વધારે ઉપયોગી હોય છે. ખરેખર, સારા અને જૂના

નોકરને જોઈ ખુશીથી છોડતુ નથી પરતુ જ્યારે ત્રિવેદીસાહેબને એમ લાગ્યુ કે, તેમના ખાનગી નોકરને પટાવાળા તરીકે નીમવાથી તેને ફાયદો થશે ત્યારે તેમણે નિર્ણય કરી નાખ્યો કે, તેમનુ પોતાનુ હિત જોવા કરતાં તેમણે તે નોકરનુ હિત જોવું અને પોતાની સગવડની ઉપેક્ષા કરી તેમણે તેને પટાવાળામાં નીમી દીધો.

જાગ્રત માનસ

સ્ત્રીપુરુષ વચ્ચેના જાતીય સબંધની શુદ્ધતા વિષે તેઓનો ઘણો આગ્રહ હતો અને એ સંબધ વિષેના વિચારોમાં પણ દરેકે પૂરા જાગ્રત રહેવું જોઈએ એમ તેઓ માનતા

આધુનિક શિક્ષણ પામેલા અને જીવનમા સારો પૈસો અને મોભો મેળવવા શક્તિમાન થયેલા એક માણસે એકાદ ધૃણાજનક કામ કરવાનો પ્રયત્ન કર્યો. પીડિત પક્ષે ત્રિવેદીસાહેબની સલાહ માગી તેમણે ઉપાય સૂચવ્યો અને તે અસરકારક પણ નીવડ્યો એ વાત તાજી હતી તે અરસામા તેમના સામાન્ય થઈ પડેલા નિયમ પ્રમાણે ત્રિવેદીસાહેબે પદવીધર મિત્રો વગેરેને જમવા નોતર્યાં હતા. તે વખતે એક મિત્ર આ વાતથી અજ્ઞાત હોવાથી આ ગુનેગાર માણસને ત્રિવેદીસાહેબની વતી પોતાની મેળે આમત્રણ આપી સાથે જમવા લેતા આવ્યા બીજાના ઘણા નાનામોટા દોષો ગળી જનાર ત્રિવેદીસાહેબ આ આમત્રણથી બહુ નાખુશ થયા. તેમને ઘણો ક્રોધ આવ્યો પાછા જવાનુ કહેવાની તો તેમની હિમત ન ચાલી, પણ તેઓ કદી ન કરતા એવી તેમણે તે ભાઈની ઉપેક્ષા કરી. તેથી પંગતમાં લગભગ નાના છોકરાંઓ પાસે તેમને સ્થાન મળ્યુ મને યાદ છે ત્યા સુધી, તેમણે તે માણસ સાથે કાંઈ વાતચીત પણ ન કરી.

હુ હિમાલયમાં આવેલા એક ગામમા હતો ત્યાથી મેં ત્રિવેદીસાહેબને એક પત્ર લખ્યો આગલા દિવસની સાયંસંધ્યાનુ કાંઈક વર્ણન કર્યું. સવારમા વહેલો શુક્ર ઊગ્યો હતો શુક્ર સ્ત્રીપુરુષના પ્રેમનો પ્રેરક છે એમ માન્યતા છે. એટલે સ્ત્રી, પુરુષ અને શુક્ર એ ત્રણ વચ્ચે કાંઈ

છપુ લોઈ શકે નહી તેથી મે એ મતલબનુ કાર્ડ લખ્યુ હતુ કે, પોતાના ઓરડામા પતિપત્ની શુ કરે છે તે જાણવા શુક્રી વહેલી સવારે બારી બારણાની તરાડમાથી લુચ્ચાઈથી જોતી હતી જ્યા સુધી શૃગારની ગધ પણ હોય તેવુ શિષ્ટ સાહિત્ય, ચલચિત્રો વગેરેનો ત્યાગ ન કર્યો હોય ત્યા સુધી આ જાતના વર્ણન કે કલ્પના ત્યાજ્ય છે એમ મને લાગતુ નહોતુ અને નથી મારી મતલબ એ હતી કે, શુક્રના કિરણ ઓરડાઓમા વહેલી સવારે બારણાની તરાડમાથી દાખલ થતા હતા તે ઉપરથી સાયસધ્યાનુ વર્ણન તેમને ગમ્યુ હોય એમ લાગ્યુ અને તેમણે મગલસ્મન્ડનો હિમાલય વિષેના લેખના એક ફકરાનો ઉતારો મારા ઉપર મોકલ્યો શુક્રી વિષે તેમણે લખ્યુ કે શુક્રી લુચ્ચી નથી પણ પવિત્ર છે, વહેલી સવારની પ્રાર્થનામા ભાગ લેવા માટે તે વહેલી ઊઠે છે આ એક નવી કલ્પના ત્રિવેદીસાહેબના જવાબમા વાચી તે ઉપરાત તેમા અધ્યાહાર રહેલો "ભલાભાઈ આપણે શુક્રી પતિ, પત્ની વગેરેની પચાતમા શુ કામ પડવુ પડે? એ મતલબનો મીઠો ઠપકો પણ મે સારો અને તેની નોધ લીધી

### હળાહળ અને અમૃત

સાગરનુ મથન થયા પછી તેમાથી હળાહળ અને અમૃત બન્ને નીકળ્યા હતા હળાહળ શકર પી ગયા અને અમૃતની લહાણી દેવોને મળી હળાહળ કોઈ વિરલો જ પચાવી શકે છે, અમૃતની બધાને જરૂર હોય છે ત્રિવેદીસાહેબની હાજરી આનદનુ વાતાવરણ પેદા કરતી અને તેમનુ ખડખડાટ હાસ્ય સાભળનારને એમ જ થાય કે, તેમનુ હૃદય પણ હળવુ ફૂલ હશે સારી વસ્તુમા તેઓ બીજાને બને તેટલા ભાગીદાર બનાવતા એકાદ સારુ ચલચિત્ર જોવુ હોય તો અનેકને તે જોવા લઈ જતા, એકાદ સારી વાત સાભળી હોય તો ઘણાને તે કહેતા, એકાદ સારો ફકરો વાચ્યો હોય તો ઘણાને તે વચાવતા, છપાવીને વહેચતા સારા વિચારો, સારા પુસ્તકો, કળાના સારા નમૂના વગેરે બધાને આ લાગુ પડતુ જેટલો આનદ તેમના મો ઉપર અને વર્તનમા દેખાતો

લગભગ તેટલી જ વેદના, ચિંતા તેઓ અંતરમાં ભરી રાખતા. તે વેદનાનું પૂરું દર્શન કોઈને થયું હશે કે નહીં તે વિષે મને શંકા છે. તેના એકાદ અંશની જાણ પણ તેમણે બહુ થોડાને કરી હતી. એ વેદના કોઈ પામર સ્વાર્થને લીધે નહોતી. રાજ્યકર્તા અથવા અમુક મનુષ્યોનાં કે વર્ગોનાં પાપોના પ્રાયશ્ચિત્ત તરીકે ગાંધીજી જેવા મહાપુરુષ ઉપવાસથી તપશ્ચર્યા આદરતા ત્યારે ત્રિવેદીસાહેબનું હૃદય તીવ્ર વેદનાથી અને બને તેટલી સેવાથી તપશ્ચર્યા કરતું. કોઈ નિર્દોષ વ્યક્તિ કે વર્ગને અન્યાય થયેલો જોતા ત્યારે તે દૂર કરવા તેઓ ઝઘડતા. કેટલાક અન્યાયો તો એવા હોય છે કે જેના ઉપાયરૂપ કંઈ થઈ શકતું જ નથી. તે વખતે તેઓ હૃદય બાળી તેની રાખથી શાંત થતા. તેઓ જેને સમાજશ્રેય માનતા હોય તેને પ્રતિકૂળ એવું કોઈ વર્તન એમના નિકટના આપ્તજન તરફથી થતું તો તે ખાળવા તેઓ ભગીરથ પ્રયત્ન કરતા અને તે પ્રયત્નોમાં પણ તેઓ ઊંડી વેદના અનુભવતા. સરદાર પટેલ અને શ્રી કનૈયાલાલ મુનશીએ એમના ઉપર નાખેલી આણંદની કૃષિગોવિદ્યા-ભવન વિષેની જવાબદારી, જ્યારે તેઓ બન્ને જેલમાં ગયા ત્યારે, અનેક ગણી વધી ગઈ હતી અને પ્રતિકૂળ અને સાશંક સરકાર તે સંસ્થાની યોજનાને ત્રિવેદીસાહેબ સેક્રેટરી હોવા છતાં—અને કદાચ હોવાથી—ધૂળમાં મેળવી ન દે તે વિષે તેઓ અત્યંત ચિંતાની વેદના અનુભવતા. આ વેદનાઓને પરિણામે જ તેઓ અનેક રાત્રિઓ અજંપામાં ગાળતા હતા. આવી બધી જુદી જુદી વેદનાઓના પરિણામે તેમની પાચનક્રિયા વધારે ને વધારે શિથિલ થતી જતી હતી અને તેમના વાળ ધોળા થઈ ગયા હતા. આ તેઓ જાણતા હતા અને કબૂલ પણ કરતા હતા. લોહીના દબાણનો રોગ અને વિવિધ અવયવોની ક્ષીણતા કે જેને લીધે તેમનું મરણ થયું તેનું તાત્કાલિક કારણ આણંદની ખેતીની સંસ્થા વિષેની તેમની ચિંતા હતી. આવી વેદનાઓને હૃદયમાં ભરી રાખનાર જયશંકર, ખરેખર, હળાહળ પી જનાર શંકરને પગલે ચાલતા હતા.

## મારો છેવટનો મેળાપ

જાણે કેમ છેવટનો મેળાપ કરવા માટે હું સરકારી કામે આણંદ ગયો. મારી સગવડ ખાતર તેમણે મને સરકારી બંગલામાં ઊતરવા દીધો. પરંતુ ત્યાં મારી જરૂરિયાતો પૂરી પાડવા માટે ઝીણવટથી વ્યવસ્થા કરી· તેમણે પોલ્સનના માખણનું એક પડીકું ત્યાં પહેલેથી મોકલી આપ્યુ હતુ. બીજે કે ત્રીજે દિવસે હું તેમને ત્યાં જમવા ગયો ત્યારે મેં તેમને કંઈક મજાકમાં કહ્યું કે, તમે આટલી કાળજીથી મારે માટે વ્યવસ્થા કરો છો તે તો તમે મને દુઃખી કરવા જેવું કરો છો. કારણ કે અહીંથી હવે હુ બીજે મુકામ કરીશ ત્યાં કોઈ મારા માટે પોલ્સનનું માખણ હાજર રાખશે નહીં અને તેથી મને ઊલટી દિલગીરી થશે. જવાબમાં તેમની લાક્ષણિક રીતે હસતા હસતા, ખુરશીમાં બેઠાં બેઠાં પગના પંજાથી પગ ઊંચે નીચે કરતાં અને તેના ઉપર પોતાના હાથ ધીમેથી થાબડતાં, જાણે કેમ તેમની જીત થઈ હોય તે પ્રમાણે તેમણે કહ્યુ કે, "મને યાદ કરે એ જ મારે જોઈએ છે." હું ચિત્રકાર હોત તો ઉપરના શબ્દો બોલતી વખતની ત્રિવેદીસાહેબની આકૃતિ, કૃતિ અને તેમનો ભાવ એકાદ ચિત્રમાં ઝીલવાનો જરૂર પ્રયત્ન કરત. ચલચિત્ર માટે ફોટોગ્રાફ લઈ શકું તેમ હોત તો જરૂર લેત.

પછી થોડા મહિનામાં તો તેઓ આ દુનિયા છોડી ગયા. અનેકાનેકની આંખમાંથી આંસુ સર્યાં. તે વાતને આજે નવેક વર્ષ થવા આવ્યાં. અનેકાનેક મનુષ્યોની સ્મૃતિમાં તેઓ હજુ રમ્યા કરે છે અને અનેકાનેક મનુષ્યો તે સ્મૃતિને તાજી રાખવાનો પ્રયત્ન કરે છે. "મને યાદ કરે તે જ મારે જોઈએ છે," એ શબ્દોમાં સામાન્ય માણસો જેવી વાહવાહની ભૂખ હતી? વાહવાહ માટે તેઓ સેવા કરતા નહીં. વાહવાહ તેમને ગમતી નહોતી. પૂના છોડનાર અનેક ગુજરાતીઓને વિદાય આપવા માટે તેમણે સભાઓ અને મિજબાનીઓ ગોઠવી હતી. તેમણે પોતે જ્યારે આણંદ જવા માટે પૂના છોડ્યું ત્યારે એક અથવા બીજું કારણ આપીને સભા અથવા મિજબાની ગોઠવવા ન દીધી. છતાં

કોઈ પણ ગુજરાતી, પૂનાની ગુજરાતી અને અન્ય જનતાની ભાવભીની વિદાય લેવાને લાયક હોય તો તે ત્રિવેદીસાહેબ હતા. ત્યારે મિલ્ટન જે નામનાને "મહાનુભાવોના મનની છેલ્લી નબળાઈ" તરીકે વર્ણવે છે; (Fame! that last infirmity of the noble mind), તેને માટે ત્રિવેદીસાહેબ ઝંખતા હતા? ના, મિલ્ટન એમ પણ લખે છે કે, નામના મેળવવા માટે મહાનુભાવો મોજમજાને તુચ્છકારી અત્યંત શ્રમવાળું જીવન ગાળવા પ્રેરાય છે. (to scorn delight and live laborious days); અનેક સાક્ષરો, વૈજ્ઞાનિકો, શોધકો વગેરે મરતા પહેલાં પોતાનુ નામ જે તે વર્ગના પ્રથમ પંક્તિના માણસોની યાદીમાં આવે તે માટે આખી જિંદગી આકરી તપશ્ચર્યા જેવી અથાગ મહેનત કરે છે. या सभी महानुभावो मिल्टने उल्लेख करेला वर्गमा आवे એક લેખકે લખ્યુ છે કે, "I like to be liked" (લોકો મને ચાહે તે મને ગમે છે). આવુ કાંઈક ત્રિવેદીસાહેબ માટે ખરુ હશે. લોકોનો ચાહ તેમને ગમતો હશે, પણ આ ચાહ લોકસંગ્રહસમાજ-હિત લક્ષમાં રાખી પોતે કરેલાં કાર્યોનુ પરિણામ હોય તો જ તે તેમને ખપે. ત્રિવેદીસાહેબ મનુષ્ય મટી ગયા નહોતા અને મટી જવા માગતા પણ નહોતા, છતાં તેઓ આ બાબતમાં સામાન્ય મનુષ્યો અને ઘણા મહાનુભાવોથી ઊંચી સ્થિતિએ હતા.

ગાંધીજીને તેઓ યુગાવતાર સમજતા અને તેમની પ્રત્યે તેમની નિષ્ઠા અનન્ય હતી. ગંભીર માંદગી તેમણે વર્ધામાં ગાંધીજીની છાયામાં ભોગવી અને મરણ થવાનું હોય તો તે પણ ગાંધીજીની છાયામાં થાય એમ તેઓ જરૂર ઇચ્છતા હશે તેમના મરણ પછી ગાંધીજીએ પોતે ઓઢેલું ખાદીનું વસ્ત્ર તેમને ઓઢાડ્યું હતું. કોઈએ ગાંધીજીને પૂછ્યું કે બાપુ, તમે તો ઘણાના મરણ જોયાં છે. પણ તમે ઓઢેલું વસ્ત્ર કોઈને ઓઢાડ્યું નથી છતાં જયશંકરભાઈને તમે તે કેમ ઓઢાડ્યું? તેનો તેમણે એ મતલબનો જવાબ આપ્યો કે, મેં ઘણા મોટા માણસોને મરતાં જોયા છે. તેઓ વિદ્વત્તા, રાજકારણ કે એવા કોઈ ક્ષેત્રમાં ખરેખર મહાન હતા, પણ જયશંકર તો સંતપુરુષ હતા.

ત્રિવેદીસાહેબ જેવા સેવાપરાયણ સજ્જન જેટલું જીવ્યા તેના કરતાં ઘણું વધારે જીવે એમ સૌ કોઈ ઇચ્છે. પરંતુ મરનારની દૃષ્ટિએ જોતાં ત્રિવેદીસાહેબનું મૃત્યુ તેમને ગમે તેવું, તેમને છાજે તેવું લગભગ આદર્શ મૃત્યુ હતું પોતાના આદર્શોને વળગી રહી તેઓ છેવટ સુધી ઉત્તમ પ્રકારનું કામ કરી શક્યા. આણંદની ખેતી સંસ્થાના ભાવિ વિષે તેમને ઘેરી ચિંતા હતી, છતાં તેઓની સર્વ સૂચનાઓ અને માગણીઓ સરકારે મંજૂર કરી હતી, એ તેઓ મૃત્યુ પહેલાં જાણી શક્યા તેમની પ્રતિષ્ઠા અને તેમના પ્રત્યેનાં લોકોના ચાહ અને આદરની ભરતી તેમના મૃત્યુના સમય સુધી ચાલુ જ હતી. ઓટની ઝાંખી પણ નહોતી. પતિવ્રતા પત્ની, પિતાના આદર્શોને ઝીલતો પુત્ર અને બીજાં કુટુંબીજનોની વચ્ચે અને તેઓ જેમને યુગપુરુષ—અવતારી પુરુષ—માનતા હતા અને જેમના આદર્શોને યથાશક્તિ અનુસરવા તેમણે પોતાનું સર્વસ્વ સમર્પણ કર્યું હતું એવા પૂ. ગાંધીજીની છાયામાં તેમનું મૃત્યુ થયું.

વાપરવુ સારુ, એમ તેઓ માનતા હતા આ માન્યતાને તેમણે પૂરેપૂરી અમલમા મૂકી હતી વારસામા મળેલુ અને પોતાની કમાણીનુ બધુ ધન તેમણે આરા કાર્યોમા વાપરી નાખ્યુ તેમના એકના એક પુત્ર માટે વારસામા શિક્ષણ સસ્કાર સદ્ગુણો અને પ્રતિષ્ઠા સિવાય બીજી સપત્તિ મૂકી નહી

ત્રિવેદીસાહેબ સસારત્યાગ કરીને સાધુ કે ઋષિની માફક રહેતા નહોતા પરતુ તેઓ જે કાઈ કરતા તે સમાજહિત લક્ષમા રાખીને અને આસક્તિ વગર કરવાનો સતત પ્રયત્ન કરતા હતા એટલે તેમને અમે તેઓ ખરેખર જ્ઞાની હતા સ્વામી વિવેકાનદને નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત થઈ ત્યારે શ્રી રામકૃષ્ણ પરમહસે એ મતલબનુ કહ્યુ હતુ કે, તમને ફરી વાર આ જાતની સમાધિ થવાની જરૂર નથી તમારે જગતમા કામ કરવાનુ છે સમાજના હિતને ખાતર જીવન જીવનારાને, નીચેના વર્ગને ઉપર લાવવા માટે કોઈ વખત બે પગથિયા નીચે પણ ઊતરવુ કે રહેવુ પડ છે તે પણ સેવા માટેનો જ ભોગ હોય છે જનહિત માટે ઘણા મોટા ગણાતા માણસો કરતા અનેક ગણા સેવાકાર્યો કરવા છતા ત્રિવેદીસાહેબ સામાન્ય મનુષ્ય જેવા હતા અને છેવટ સુધી રહ્યા અને તેથી જ તે જનસમાજના લાડકવાયા હતા

પૂના દેવચદ અમરચદ શાહ

# ૧૨
# જે. પી.

શ્રી ત્રિવેદી અને અમે બન્ને એક જ જ્ઞાતિના હોવાથી પરોક્ષ રીતે એકબીજાને ઘણા લાંબા સમયથી ઓળખતા હતા પણ પ્રત્યક્ષ અને નિકટનો ગાઢો સબંધ તો ૧૯૩૨માં જ્યારે મારી બદલી પૂને થઈ ત્યારે થયો, તે ૧૯૪૧માં તેમના અવસાન સુધી ચાલુ રહ્યો જોકે અમે ૧૯૩૫માં નિવૃત્ત થયો ત્યારે છૂટા પડ્યા

શ્રી ત્રિવેદીનો શ્રેષ્ઠ ગુણ તે તેમના ભાવભર્યા આતિથ્યનો હતો અતિથિદેવો ભવ એ શ્રુતિવાક્યનું તે યથાર્થ રીતે પાલન કરતા બીજે કાંઈ સ્થળે ઊતરવાની સગડ ન હોય તેવા દરેક ગુજરાતીને માટે તેમનું ઘર હમેશાં ખુલ્લું હતું બીજે સ્થાને ઊતરેલ ગુજરાતી તેમને અચૂક મળવા જતો તે વખતે તેને ભોજનનું આમંત્રણ મળતું અને આવનારની અગવડને લીધે તેમ ન બની શકે તેમ હોય તો ચાપાણી અને નાસ્તાનો લાભ તો મળતો જ ભોજન વખતે આવનાર મહેમાનની ઓળખ આપવા અને સોબતને માટે યોગ્ય અન્ય ગુજરાતી બંધુઓને બોલાવતા અને જમતા જમતા આનંદની સાથે અનેક વિષયો ઉપર ચર્ચા અને વાર્તાલાપ થતા અને જમાડવામાં પોતે બ્રાહ્મણિયા આગ્રહ કરી જમાડતા આવા ભોજનમાં ભાગ લેવો તે પણ એક લહાવો હતો

આવા એક રમૂજી પ્રસંગની વાત તેમણે પોતે એક પ્રસંગે કરી હતી શ્રી હીરાબહેન પૂનામાં નહોતા અને રસોઇયો પણ રજા ઉપર ગયો હતો તેવે પ્રસંગે બે ત્રણ અતિ પ્રતિષ્ઠિત ગૃહસ્થ એક ટંકને માટે આવી ચડ્યા નોકર પાસેથી ખાણાવળમાંથી શિખંડ, પૂરી વગેરે સામગ્રી મંગાવી અને બરાબર પીરસ્યા પછી મહેમાનને જમવાના ખંડમાં લઈ ગયા જમતી વખતે મહેમાને રસોઈ અને વ્યવસ્થાની તારીફ કરી અને

રસોઇયો બહુ સારો છે એમ કહ્યું થોડી વાર તેમ ચાલવા દીધુ પણ છેવટે ખરી હકીકત કહી ત્યારે મહેમાનને આશ્ચર્ય થયુ, અને તમને બહુ તસ્દી આપી, તમારે આટલી બધી મહેનત લેવી જોઈતી નહોતી, એમ કહ્યુ

શ્રી ત્રિવેદીનો બીજો અમૂલ્ય ગુણ તે તેમની પ્રાતઃકાળની પ્રાર્થનાનો હતો બધાને અનુકૂળ આવે એવો વખત ઋતુ પ્રમાણે નક્કી કરતા અને તે વખતે ઘરના રસોઇયો અને નોકર સહિત તમામ માણસો મહેમાનો સાથે હાજર થતા અને 'મનાચે શ્લોક' (અથવા મનોબોધ) અને 'આશ્રમ ભજનાવલિ માથી સધા સાથે ભજનો ગાતા દરેક પુસ્તકની ખૂબ પ્રમાણમા નકલો રાખવામા આવતી અને દરેકને એકેક પ્રત આપવામા આવતી જમીન ઉપર શેતરંજી ઉપર બેઠક થતી પ્રાર્થના થઈ રહ્યા પછી ચા અને નાસ્તો લેવાતો તે પણ તે જ સ્થાને ટેબલ-ચોય જેવડો સફેદ ખાદીનો રૂમાલ પાથરવામા આવતો એટલે ગૈનરજીને ડાઘ પડે નહી અને રૂમાલ ધોવાય એટલે સ્વચ્છતા જળવાય આમા ભાગ લેવો તે પણ એક લહાવો હતો હુ પૂનામા હોઉ ત્યારે દર સોમવારે સવારે તેમા સામેલ થતો

## સારથિ

શ્રી ત્રિવેદીને પૂનાના ગુજરાતીઓના શ્રીકૃષ્ણ કહેતો શ્રીકૃષ્ણ જેમ અર્જુનના અને ગીતા દ્વારા વિશ્વના સારથિ અને માર્ગદર્શક હતા, તે પ્રમાણે શ્રી ત્રિવેદી પૂના ગુજરાતી બંધુસમાજના અને તેની દ્વારા પૂનાના અને પૂનામા આવતા ગુજરાતીઓના સારથિ અને માર્ગદર્શક હતા તેમને સત્તાનો કે નામનો મોહ નહોતો તે 'કિંગમેકર' હતા અને બંધુસમાજના કાર્યવાહક મંડળમા અને મેળાવડાના પ્રમુખપદે બીજાઓને આગળ પાડતા છતા તેમની નજર બહાર કોઈ જતુ નહી સ્પષ્ટાસર સૂચના સંચાલક અમલના સુધી પ્રકાશ નહી પણ અન્ય દ્વારા આપી માર્ગ પાર પાડતા

અમે પૂને પહોંચ્યા ત્યારે રા. મ. ગુણવંતરાય નિવૃત્ત થયા હતા અને બંધુસમાજના ચૅરમૅનનું પદ ખાલી હતું. શ્રી ત્રિવેદીએ પાંચ સાત બંધુઓ સાથે આવી મને ચૅરમૅન થવાનો અને શ્રીમતી વનિતે સ્ત્રી વિભાગના મંત્રી થવાનો આગ્રહ કર્યો. અમે બન્નેએ ના પાડી. તેમને ઘણું ખોટું લાગ્યું. પણ બીજે દિવસે એકલા હતા ત્યારે તેના કારણ આપ્યાં ત્યારે તેમને કાંઈક સંતોષ થયો.

તે જ પ્રમાણે તેમણે મને અમુક ખાતામાં દાખલ થવાની સૂચના આપી. મેં ના પાડી. તેમને નવાઈ લાગી. પણ જ્યારે તેનાં કારણો આપ્યાં ત્યારે તેમણે કહ્યું કે, "તમે આવું આત્મનિરીક્ષણ કરી વર્તો છો તે ઉત્તમ છે."

### માળાનું સૂત્ર

પૂના ગુજરાતી બંધુસમાજના તે મણકાના સૂત્ર અને મેર હતા. તેમણે તેની સ્થાપના કરી અને તેને મોટી કરી. બંધુસમાજનો મોટો ફાયદો એ હતો કે પૂનામાં આવેલા નાનામોટા, વિદ્યાર્થીઓ કે અમલદારો, મુસાફર કે સત્યાગ્રહી કેદી, કોઈ ગુજરાતીને એકલવાયું લાગતું ન હતું. તેને જોઈતી સલાહ, સોમત અને મદદ મળી રહેતાં. સારે માઠે પ્રસંગે તેને પોતાના વતનમાં જે સાથ અને સહાનુભૂતિ મળતાં તે ત્યાં વિશેષ પૂનામાં મળતાં.

પોતે પહેલાં પૂને ગયા ત્યારે તેમનામાં સમભાવ અને સમદૃષ્ટિ હતાં, અને પ્રાંતીયતાથી પર હતા. પોતે ત્યાંની સંસ્થાઓ અને સેવાભાવથી આકર્ષાયા હતા. કેટલીક સંસ્થાઓને આર્થિક સહાય આપી-અપાવી હતી. પણ પાછળથી તેમને ઘણો કડવો અનુભવ થવાથી આ બાબતમાં તેમને ખિન્નતા રહેતી. પણ પોતે તેમાં દોષિત નહોતા તેથી કાંઈક સંતોષ માનતા.

પૂનાની સંસ્થાઓ જોઈને અને ગુજરાતી અને ગુજરાતીઓની આટલી બધી વસ્તી ઘણે ભાગે વેપારી અને સાધનસંપન્ન હોવા છતાં

આવશ્યક ગુજરાતી સસ્થાઓ નથી, તે બાબત તેમને ઘણી લાગણી થતી અને એમ કહેતા કે પૈસો તો મેળવી શકાય પણ કામ કરનાર માણુસોનો ગુજરાતમા ઘણો અભાવ છે પૂના બધુસમાજને અગે પુસ્તકાલય અને નાનકડા છાત્રાલયથી શરૂઆત કરી હતી પછી ગુજરાતી શાળા કાઢવાને ઉત્તેજન આપ્યુ હતુ પછી મિડલ સ્કૂલ નીકળી હતી પણ એક વખતે તેને બધ કરવાનો વિચાર સ્થાનિક સસ્થાને ઉદ્ભવ્યો હતો ત્યાર પછી તેમણે સ્વતત્ર હાઈસ્કૂલની બહુ નાના પાયા ઉપર શરૂઆત કરી હતી જે અત્યારે સારી સગીન સ્થિતિમા છે અને ઘણુ ઉપયોગી કામ શહેરમા કરે છે ત્યાર પછી સ્પર્ધામા કૅમ્પમા કેળવણી મડળી સ્થપાયુ અને નાની શરૂઆત કરી આજ તો તે પણ ઘણુ સારુ કામ કરી રહ્યુ છે અને શહેર અને કૅમ્પની સસ્થાની સ્પર્ધા મટીને સહકાર થયો છે એમ જાણવા મળ્યુ છે આ પ્રમાણે પૂના ગુજરાતી સસ્થાના આદ્યપુરુષ શ્રી ત્રિવેદી હતા

શ્રી ત્રિવેદીનુ ઘર યરોડા જેલમા આવનાર સત્યાગ્રહી કેદીઓનો આશ્રમ હતો એમ કહેવામા અતિશયોક્તિ નથી જેલમા પોતાની કે બધુસમાજની લાઇબ્રેરીમાથી પુસ્તકો પહોચાડતા અને જે પુસ્તકો ન હોય તે બધુસમાજ તરફથી ખરીદી પૂરા પાડતા ઉપરાત સાબુ વગેરે ચીજો પોતાને ખર્ચે મોકલતા

કેદીઓ છૂટતા ત ઘણે ભાગે શ્રી ત્રિવેદીને ઘેર થોડો આરામ લઈ પૂના જોઈ પોતાના વતનમા જતા અને તેમા કેટલાકને આર્થિક મદદ પણ આપવી પડતી સરકારી નોકરીમા હોવા છતા આટલુ રી શ ના ત તેમમા નેહ ચારિત્ર્ય અને નીડરતાનુ સૂચક છે

તેમનો કુટુબ પ્રત્યેનો ભાવ અનેરો હતો રજાઓમા અને બીજા પ્રસગે તેમના કુટુબીઓ પૂને આવે ત્યારે તેમનો આનદ ઊભરાઈ જતા અને તેમને તમામ સગવડ અને ગમ્મત સાથે જ્ઞાન મળે તેવા પ્રસગો યોજતા

કુટુમ્બપ્રેમનો એક નાનો પ્રસંગ અસ્થાને નહીં ગણાય. તેમના મોટા ભાઈ વિધુર થયા, અને બાળકો નાના હતા. તે વખત પોતે મહેમાન વગેરેના કારણને લીધે ઘણી અગવડ વેઠીને શ્રીમતી હીરાબહેનને ઘર અને બાળકોની સંભાળ રાખવા અમદાવાદ તેમના મોટાભાઈને ત્યાં રાખતા. અને તે પણ લાગતાગટ ચારપાંચ વર્ષ સુધી તેમ કરવું પડ્યું હતું. છતાં રજામાં જ્યારે છોકરાઓને લઈને શ્રીમતી હીરાબહેન આવે ત્યારે તેમને મનાતા અને આનંદ થતો. તે વખતે શ્રીમતી હીરાબહેનની સાથે મોટરની આગળની બેઠકમાં બેસી મોટર હાથે હાંકી મઝાથી આવતા. તે દૃશ્ય જોતા ત્યાગી, તપસ્વી ગૃહસ્થાશ્રમી સુજનનાં અલૌકિક દર્શન થતું અને ધન્ય ગૃહસ્થાશ્રમ એવી ભાવના થતી.

તેમને કેટલીક વાર કહેતો કે તમારે નિયમિત થોડી કસરત કરવી જોઈએ. ત્યારે તેમને એવો જવાબ આપતા કે "મારે ઘેર રોજ ઘણા માણસો આવે છે. મેડેથી ઊતરી મારા ઘરના ઝાંપા સુધી તેમને વળાવવા આવું છું. આ મારી કસરત પૂરતી છે." અને હકીકત ખરી હતી.

તેમના ઘરનો દેખાવ ઝીણી નજરે દેખતા આવી માણસમાં કાંઈક રસ હોય તેમને પુસ્તકાલય અને સંગ્રહસ્થાન જેવો લાગતો. સાહિત્યના પુસ્તકો અને ઉપયોગી ચોપનીઓની ફાઈલો જોવામાં આવતી અને સુંદર ફોટાઓ આવ્યા હોય તેના આલબમ હતા. અને જે ફોટા અતિશય સારા હોય અને તેમને ગમતા તે મઢાવીને લટકાવેલા હતા. કોઈ કામને લીધે રોકાણ હોય, અને તેમને આવતા લગાર વાર થાય તો મળવા આવનારને આમાં રસ પડતો અને વખત ભાગ્યે લાંબો લાગતો નહીં.

સારી ફિલ્મ જોવાનો પણ તેમને શોખ હતો. અને તેમાં પણ બનતા સુધી કેટલા મિત્રોને લઈને જવું તેમને ગમતું. એક પ્રસંગે અમને એક ફિલ્મ જોવા જવાનો ઘણો આગ્રહ કર્યો. પણ અમે ફિલ્મ

જોવા જતાં નથી, મારે ના પાડી. તેથી તેમને નવાઈ લાગી એક બીજે પ્રસંગે અમારે ત્યાં રાતના આઠ વાગ્યે ભોજન સમારંભ હતો તે જ વખતે તેમને એક સારી ફિલ્મ જોવા જવાનું હતુ તે મૂકીને આવવું પડ્યુ, તે તેમને રુચ્યુ નહોતુ અને વખતસર આવવું પડ્યું હતુ કારણ પૂનામા અમને 'ટાઇમવાળા'નુ નામ શ્રી ત્રિવેદીએ આપ્યુ હતુ બદલામાં અમે તેમને 'મહેમાનવાળા' કહેતા તે જ પ્રમાણે હુ તેમને 'શ્રીકૃષ્ણ' કહેતો, ત્યારે તે મને 'મહેશ્વર' કહેતા

સરકારનુ નિવાસસ્થાન મુંબઈ અને પૂના હોવાથી, કાંઈક કુદરતી સવડને લીધે રસ્તા, નહેરો અને સસ્થાઓમાં દક્ષિણને જેવો લાભ મળ્યો છે તેવો ગુજરાતને મળ્યો નથી એવા સંજોગોમા તેમની જ્યારે આણંદ બદલી થઈ ત્યારે તેમને કામ કરવાનો ઘણો ઉત્સાહ હતો ડેક્કન એજ્યુકેશન સોસાયટી અને બીજી સસ્થાઓનો તેમને અનુભવ હતો તેનો લાભ ચરોતર એજ્યુકેશન સોસાયટીની સેવામાં આપવાની શરૂઆત ત્યાં આવીને કરી હતી પૂનાની એગ્રિકલ્ચરલ કૉલેજનો તેમને સારો અનુભવ હતો અને આણંદમાં કૉલેજ નહોતી અને ઇન્સ્ટિટ્યૂટ હતુ છતા તેમાં 'ગુજરાતના બાગ'ની ખેતી સુધારવાની તેમને ઉમેદ હતી ખટપટમાથી મોકળા થયા હતા અને સરકારી સખત કાર્યદાકાનૂનમાથી મુક્તિ મળી હતી અને શ્રી સરદાર, અને શ્રી મુનશીજી સાથે કામ કરવાનુ હતુ. એટલે તેમને બહુ મોટી આશા હતી પણ તે ઈશ્વરને ગમ્યુ નહી તેમની તબિયત બગડી મે આણંદથી નિવૃત્ત થવા આગ્રહ કર્યો પણ આવી સેવા કરવાની તક જવા દેવાય નહી, એમ તેમનુ કહેવું હતુ અને લગભગ છેલ્લી ઘડી સુધી તે કામ કર્યા કર્યુ.

### ડૉ. મનુ

તેમને એક જ દીકરો છે અને તે જર્મની અને ઇગ્લડમાં દાક્તરીનો અભ્યાસ કરી 'પીપલ્સ હોલ'માં વર્ધામાં તેનો ધધો કરે છે ગાધીજીની સૂચનાથી તે ત્યા ગયો છે તે પણ ખાદીધારી છે અને

સેવાભાવે રંગાયેલો છે. વર્ધામાં તે સરલ અને લોકપ્રિય ડૉક્ટર બન્યો છે અને વારસામાં મળેલા પિતાના આદર્શોને જીવનમાં ઉતારવાનો સતત પ્રયાસ કરે છે. એ હાલ ઘણી સંસ્થાઓમાં વિના વેતન કામ કરે છે અને ડૉક્ટર તરીકેના ધંધામાં પણ હરિજનો વગેરે પાસેથી ઓછા પૈસા લે છે. એ રીતે કમાણી કરતાં સેવા તરફ વધારે લક્ષ છે.

શ્રીમતી હીરાબહેન ધર્મપરાયણ અને સુશીલ સન્નારી છે. તે પણ ખાદીધારી છે અને ગાંધીજી, કસ્તૂરબા અને શ્રી ત્રિવેદીના સહવાસથી પ્રેમાળ, દયાળુ અને સેવાભાવી છે, નિરભિમાની છે. અને શ્રી ત્રિવેદીના આતિથ્યને દીપાવવામાં તેમનો હિસ્સો મોટો છે.

### ભોગ અને ત્યાગ

આ પ્રમાણે શ્રી ત્રિવેદીએ પૂના ગુજરાતી બંધુસમાજ, ગુજરાતી અને ગુજરાતની મૂક સેવામાં તન, મન અને ધનનો ઉદારતાથી ઉપયોગ કર્યો છે, એમ કહેવામા બિલકુલ અતિશયોક્તિ નથી. तेन त्यक्तेन भुञ्जीथा. એ શ્રુતિવાક્ય પ્રમાણે તેમણે ત્યાગની ભાવનાથી ભોગવ્યું છે, અને ત્યાગથી આપ્યુ છે. એવા પુરુષ વિરલ હોય છે. કારણ "કથની કથે સહુ કોઈ, રહણી અતિ દુર્લભ હોઈ." પ્રભુ તેમના આત્માને શાન્તિ અર્પે. अस्तु.

ॐ शान्ति शान्तिः शान्तिः

ચિમનલાલ દ૦ કવિ .

૯-૫-'૪૬ શાન્તાબહેન ચિ૦ કવિ

## ૧૩

## સેવામય જીવન

સદ્ગત પ્રો. જયશંકર પીતાંબરદાસ ત્રિવેદીનો પહેલો પરિચય મને વડોદરે ૧૯૦૪-૦૬ દરમ્યાન જ્યારે તેઓ રજાઓમા પૂનેથી આવતા ત્યારે થયેલો. ત્યાર પછી જ્યારે હુ પૂના એન્જિનિયરિંગ કૉલેજમા ૧૯૦૬મા દાખલ થયો ત્યારે તે પરિચયમા વધારો થયો. કૉલેજમા એ અમારી આગળ હતા, એટલે અમે એમના તરફ બહુ માનદૃષ્ટિથી જોતા. જ્યારે મુગટો પહેરી પગમા ચાખડી પહેરી એ ન્યાતમા જમવા આવતા, ત્યારે ઘણા ભવ્ય અને ઋષિ સરખા લાગતા. એમના સ્વભાવ પ્રમાણે અત્રે પણ એમની સલાહ અને દોરવણીનો લાભ અમને મળતો. પછી તો ૧૯૧૯મા મારી બદલી પૂના થઈ ત્યારે તે વધુ ગાઢ બન્યો. હુ ૧૯૧૮મા પૂને હતો ત્યારે અમે બન્ને પૂનામા ગુજરાતી બંધુસમાજ માટે ફંડ વગેરે ભેગુ કરવા ફરતા. બધુ કામ તો એમના સ્વભાવ પ્રમાણે એ પોતે જ કરતા. પણ મને મોટાભા બનાવી બધે આગળ કરતા. ત્યાર પછી અમારો સંબંધ વધુ ને વધુ ગાઢ બનતો ગયો અને તે એમણે તા. ૨૭ મે, ૧૯૪૧એ દેહ છોડ્યો ત્યા

બેઆતુ પૂનામા રહી એમણે બીજા મિત્રોના સહકારથી ગુજરાત વ્યાયામ મડળ સ્થાપ્યુ આ મડળનો હેતુ વ્યાયામમા શિક્ષકોને કેળવી તેમના દ્વારા ગુજરાતમા ઠેર ઠેર વ્યાયામનો પ્રચાર કરવાનો હતો

એમના હાથ નીચે કામ કરનારા કારકુનો વગેરે તરફની વર્તણૂકમા પણ એમનો પ્રેમ અને મોરાભાવ તરી આવતા મારા ભાણેજજમાઈ એમના હાથ નીચે આશુદ કામ કરતા, તે એમના સ્વાનુભવથી મને કહેતા કે ત્રિવેદીસાહેબ બહુ માયાળુ ઑફિસર હતા અને એમના તરફથી કારકુનોને કોઈ જાતની કનડગત થતી નહી એમના હુકમ સ્પષ્ટ હતા એ કારકુનોની ખાનગી તથા જાહેર અડચણોમા મદદરૂપ અને આશ્વાસનરૂપ હતા

નોકરોને પણ એ એવી જ સારી રીતે રાખતા એમની માદગી વગેરેમા જાતે સભાળ લઈ દવાદારૂનો બદોબસ્ત કરતા મારા સાભળવા પ્રમાણે, એમનો નોકર આબુ જ્યારે અમદાવાદ માદો હતો ત્યારે ત્રિવેદી સાહેબ જાતે આબુથી અમદાવાદ જઈ ખબર કાઢી આવેલા દાનતના સ્વચ્છતાના (કે સ્વચ્છદતાના?) જમાનામા એવા નોકર અને એવા શેઠ ગ્ણ્યાગાઠ્યા જ મળવાના

પ્રભુ પ્રત્યે પણ એમને એટલો જ પ્રેમ હતો સવારમા નિત્યકર્મથી પરવાર્યા પછી સૌથી પહેલુ કામ કુટુબના બધા માણસોએ એકઠા થઈ પ્રભુપ્રાર્થના કરવાનુ હતુ તેમા રામદાસ સ્વામીના 'મનાચે શ્લોક' માથી થોડુ વાચવાનો ખાસ ક્રમ હતો આ પણ પ્રાર્થના કર્યા પછી જ લેવાતી એમના સુપુત્ર મનુભાઈએ એ જ પ્રાર્થના હજુ ચાલુ રાખી છે એમ મે વર્ષોમા જોયેલુ

વ્યવહારમા એ ઘણા જ ચોખ્ખા હતા એમના સગાને માટે, હુ સિધ હતો ત્યારે એમણે કઈ રકમ એક વર્ષ માટે ઉછીની મગાવેલી અને વ્યાજ આપવાનો નિર્દેશ કરેલો મને પૈસાની ભીડ હોવા છતા મે તરત જ એ રકમ મોકલેલી બરોબર વર્ષ પૂરુ થયુ કે વ્યાજ સાથે ની રકમનો એમનો ચેક મારા ઉપર આવેલો જોકે મે તો એમને

લખેલો તેનો ઉત્તર (પાનું ૬૨):—"તમારી પ્રેમાળ લીટીઓ મળી છે. તમારો પ્રેમ હું જાણું છું. ઈશ્વર કાંઈ આકાશમાં નથી આવો નિર્મળ પ્રેમ મારે મારુ ઈશ્વરરૂપ છે, ને તે જ મારી પાસે આવા યજ્ઞ કરાવે છે"

જ્યારે ૧૯૩૨માં એમનાં ભાભી સ્ટવ સળગાવતાં દાઝીને બળી મૂએલાં તે વખતના એમના મહાત્માજી ઉપરના પત્રનો ઉત્તર (પાનું ૧૦૬):—"તારાગૌરીના અવસાનનુ હૃદયદ્રાવક વર્ણન મોકલ્યુ એ ઠીક કર્યું. પડછાયાની જેમ આપણી પાછળ ચાલતુ મોત ક્યારે આપણો ટોટો પકડશે એ કોણ જાણે છે? મનુને આઘાત પહોંચશે પણ તે બહાદુર છે. ઘા રુઝી લેશે. તારાગૌરીના શ્રાદ્ધ નિમિત્તે તમારા કુટુંબમાંથી પ્રાયમસને તિલાંજલિ આપો તો બહુ મહાન ત્યાગ કર્યો નહીં ગણાય, ને કદાચ બીજી બહેનો એ રાક્ષસના મુખમાથી છૂટે."

તે જ સબધમાં બીજો પત્ર (પાનુ ૧૨૭):—"તારાગૌરીના ખેદકારક અવસાન પછી તમે બધા આટલુ શ્રાદ્ધ ન કરો? કાં તો પ્રાયમસનો કુટુંબમાંથી બહિષ્કાર કરો અથવા તે અશક્ય લાગે તો સ્ત્રીઓ તેને પ્રગટાવવાની બાધા લે પુરુષોની મારફતે જ પ્રગટાવે. આપણાં બૈરાંનો પોશાક પ્રાયમસ જેવા ચૂલા પ્રગટાવવાને સારુ બનેલો નથી"

આ સંબંધને લઈને જ્યારે મહાત્માજી કઈ કઈ વનસ્પતિઓ ખાવાના ઉપયોગમાં લઈ શકાય એનો અભ્યાસ કરતા હતા, ત્યારે એમણે પ્રો ત્રિવેદી ઉપર ઘણા નમૂના મોકલી એમની પાસે એનુ પૃથક્કરણ કરાવી એમનો સારો જેવો લાભ ઉઠાવેલો.

પ્રો. ત્રિવેદીસાહેબ જેવા સેવાભાવી પુરુષ સ્કાઉટિંગ જેવી પ્રવૃત્તિમાંથી બાકાત ન જ રહી શકે. એ સ્કાઉટિંગમાં ઘણો રસ લેતા અને એમાં એ ઉચ્ચ પદવી ધરાવતા હતા.

મહારાષ્ટ્રની વ્યવસ્થિત વ્યાયામ પ્રવૃત્તિની એમના ઉપર ઊંડી છાપ પડેલી અને ગુજરાતમાં પણ એવી પ્રવૃત્તિ ચલાવવા એમનુ મન

ખેંચાતુ. પૂનામાં રહી એમણે બીજા મિત્રોના સહકારથી ગુજરાત વ્યાયામ મંડળ સ્થાપ્યુ. આ મંડળનો હેતુ વ્યાયામમાં શિક્ષકોને કેળવી તેમના દ્વારા ગુજરાતમાં ઠેર ઠેર વ્યાયામનો પ્રચાર કરવાનો હતો.

એમના હાથ નીચે કામ કરનારા કારકુનો વગેરે તરફની વર્તણૂકમાં પણ એમનો પ્રેમ અને સેવાભાવ તરી આવતાં. મારા ભાણેજ-જમાઈ એમના હાથ નીચે આણંદ કામ કરતા, તે એમના સ્વાનુભવથી મને કહેતા કે, ત્રિવેદીસાહેબ ઘણા માયાળુ ઑફિસર હતા અને એમના તરફથી કારકુનોને કોઈ જાતની કનડગત થતી નહીં. એમના હુકમ સ્પષ્ટ હતા. એ કારકુનોની ખાનગી તથા જાહેર અડચણોમાં મદદરૂપ અને આશ્વાસનરૂપ હતા.

નોકરોને પણ એ એવી જ સારી રીતે રાખતા. એમની માંદગી વગેરેમાં જાતે સંભાળ લઈ દવાદારૂનો બંદોબસ્ત કરતા. મારા સાંભળવા પ્રમાણે, એમનો નોકર અંબુ જ્યારે અમદાવાદ માંદો હતો ત્યારે ત્રિવેદી-સાહેબ જાતે આણંદથી અમદાવાદ જઈ ખબર કાઢી આવેલા. હાલના સ્વતંત્રતાના (કે સ્વચ્છંદતાના ?) જમાનામાં એવા નોકર અને એવા શેઠ રડ્યાખડ્યા જ મળવાના.

પ્રભુ પ્રત્યે પણ એમને એટલો જ પ્રેમ હતો. સવારમાં નિત્યકર્મથી પરવાર્યા પછી સૌથી પહેલુ કામ કુટુંબનાં બધાં માણસોએ એકઠાં થઈ પ્રભુપ્રાર્થના કરવાનુ હતુ. તેમાં રામદાસ સ્વામીના 'મનાચે શ્લોક'-માંથી થોડુ વાચવાનો ખાસ ક્રમ હતો. ચા પણ પ્રાર્થના કર્યા પછી જ લેવાતી. એમના સુપુત્ર મનુભાઈએ એ જ પ્રાર્થના હજુ ચાલુ રાખી છે એમ મેં વર્ધામાં જોયેલુ.

વ્યવહારમાં એ ઘણા જ ચોખ્ખા હતા એમના સગાને માટે, હુ સિંધ હતો ત્યારે, એમણે કંઈ રકમ એક વર્ષ માટે ઉછીની મંગાવેલી અને વ્યાજ આપવાનો નિર્દેશ કરેલો. મને પૈસાની ભીડ હોવા છતાં મે તરત જ એ રકમ મોકલેલી. બરોબર વર્ષ પૂરુ થયુ કે વ્યાજ સાથેની રકમનો એમનો ચેક મારા ઉપર આવેલો. જોકે મેં તો એમને

વ્યાજ લેવાની પહેલેથી જ ના પાડેલી મેં વ્યાજની રકમ એમને પાછી મોકલી તે ન છૂટકે એમણે સ્વીકારેલી.

ઈશ્વરને જ્યારે કોઈની પાસે સારું કામ કરાવવું હોય છે, ત્યારે તે કરવાને સુયોગ અને સાધન એ પૂરાં પાડે છે. મહાત્માજીને જેમ કસ્તૂરબા મદદરૂપ હતાં, તેમ ત્રિવેદીસાહેબને એમના પત્ની શ્રી હીરાબહેન એટલાં જ મદદરૂપ હતાં. પોતાના પતિની ઇચ્છા એ પોતાની ઇચ્છા એમ ગણી એ પતિવ્રતાએ પોતાના પતિને અનુકૂળ થઈને દરેક રીતે દુઃખ સહન કરીને પણ મદદ કરી છે અને ભવ્ય ત્યાગ કરી બનાવ્યો છે. ઈશ્વરે એમને પુત્ર પણ એવો જ આપ્યો કે મનુભાઈ એમના પિતાશ્રીને પગલે ચાલીને લોકસેવા કરે છે અને 'બાપ એવા બેટા' એ કહેવતને ખરી પાડે છે એક જ કુટુંબમાં આવા જ સેવાભાવી હોય એવો સુમેળ તો બહુ જવલ્લે જ હોય છે અને એવું આ કુટુંબમાં છે એ બતાવી આપે છે કે, ઈશ્વરે એમને સ્વધર્મનો પ્રચાર કરવા જન્મ આપેલો

૧૦-૫-'૪૯ હિંમતભાઈ બાપુલાલ પરીખ

## ૧૪
## શ્રી ત્રિવેદીભાઈ

શ્રીમાન જયશંકરભાઈનો પરિચય પ્રથમ મને અમદાવાદની સરકારી હાઈસ્કૂલમાં થયો. તે સમયે સરકારી હાઈસ્કૂલ ભદ્રમાં જે મકાનમાં મિડલ સ્કૂલ બેસતી અને હવે એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબની ઑફિસ બેસે છે ત્યાં હિમાભાઈ ઇન્સ્ટિટ્યૂટ પાસેના નીચાણમાં આવેલા મકાનમાં બેસતી હતી હેડમાસ્તર તરીકે એક પારસી સદ્‌ગૃહસ્થ રા. ઈ. ડી. તલાટી હતા. તેઓ ઇંગ્લંડ જઈ આવ્યા હતા. વિદ્યાર્થીઓ ઉપર તેમને ખૂબ સ્નેહ હતો અને વિદ્યાર્થીઓનો પણ તેમના પ્રત્યે આદરભાવ હતો. સને ૧૯૦૦-૧૯૦૧ નો સમય. તે સમયે શિક્ષકો

પણ ઉમંગી અને વિદ્યાર્થીઓને જ્ઞાન પ્રાપ્ત કરાવવાની ધગશવાળા હતા શ્રીમાન જયશંકરભાઈ તેમની સાદી રહેણીકરણીથી અને સુજનતાથી ખાનદાન કુટુંબના સંતાન તરીકે વિદ્યાર્થીઓમાં ભાત પાડતા કેળવણીની શરૂઆત જ કહી શકાય તેવાં વર્ષોમાં આપણા જૂના વિચાર પ્રમાણે વિદ્યાર્થીઓની રહેણીકરણી સાદી અને પવિત્ર રહે તે ઉપર ઘણું લક્ષ અપાતું. પોતાના સંતાનો રજાના સમયમાં બહાર વેચાતા પદાર્થો ખાવાની ટેવ પાડે નહીં, જરૂર હોય તો ઘેર આવીને જમી જાય, એવી કાળજી કુટુંબના વડીલો રાખતા. તેથી સદ્‌ગૃહસ્થ કુટુંબોનાં સંતાનોમાં સહજ સાદાઈ અને સ્વચ્છતાની ટેવ પડતી. જયશંકરભાઈ સાથે તેમના કુટુંબ પૈકી રા શંકરપ્રસાદ (ગટુભાઈ) તથા રા. રતિલાલ દલપતરામ પણ તેમના સહાધ્યાયી હતા એક જ કુટુંબના ત્રણ વિદ્યાર્થીઓમાંથી પણ જયશંકરભાઈની શાન્ત અને આનંદી મુખમુદ્રા સર્વને પ્રિય થઈ પડતી.

પુત્રના લક્ષણ પારણામાથી જણાય તે પ્રમાણે, વિદ્યાભ્યાસ માટે તેમનો પ્રેમ અને ચોકસાઈની ટેવથી તેઓ મહાન વ્યક્તિ થવાનાં ચિહ્ન જણાઈ આવતાં. વિદ્યાભ્યાસની વાતોની અને જ્ઞાનગોષ્ઠીની અમારી એક નાની સરખી ક્લબ આપોઆપ થઈ ગઈ હતી. સને ૧૯૦૨ની સાલમાં મૅટ્રિક પાસ કરી જયશંકરભાઈ પૂનાની એન્જિનિયરિંગ કૉલેજમાં દાખલ થયા અને અમારી ટુકડી વિખેરાઈ ગઈ

જયશંકરભાઈ પૂના એન્જિનિયરિંગ કૉલેજમા અભ્યાસ પૂરો કરી સને ૧૯૦૭-૧૯૦૮ માં એલ સી. ઈ પરીક્ષા પાસ કરી વડોદરા રાજ્યની નોકરીમાં દાખલ થયા. બ્રિટિશ રાજ્યના વહીવટનુ ક્ષેત્ર વિશાળ હોવાને લીધે ત્યાં કાર્ય કરનારને વિશેષ અનુભવ થાય છે અને બહોળા વિસ્તારમાં ઘણું જાણવાનું મળે છે એવા વિચારથી, એકાદ વર્ષ રહી તેમણે પૂનામાં પી ડબ્લ્યુ ખાતામાં નોકરી લીધી. હું બી. એ પાસ થઈ સરકારી નોકરીમા રેવન્યુ ખાતામાં દાખલ થયો અને થોડા સમયમાં જ રજિસ્ટ્રેશન ખાતામાં મારી પસંદગી પૂને હેડ ઑ

(ઇન્સ્પેક્ટર જનરલ ઑફ રજિસ્ટ્રેશન ઑફિસ)મા થઈ અને પૂને આવ્યો શ્રીમાન જયશંકરભાઈ પૂનામા છે કે મારી બદલી પૂને થઈ છે એવી અમો ગોકળજીને માહિતી ન હતી પૂને આવ્યો અને બે ત્રણ દિવસમા જ સાંજના ઑફિસથી મકાન તરફ જતો હતો ત્યા રસ્તામા તેમની ફ્રેન્ડી (મોટર સાઇકલ) ઉપર જતા જયશંકરભાઈ મળ્યા મને જોતા જ મોટર સાઇકલ ઊભી રાખી અમો એકબીજાના સામુ જોઈ જ રહ્યા આનંદથી હસ્યા અને ખૂબ સમય પછી મળ્યાના આનંદનો અનુભવ કરી એકમીજાની હકીકત જાણી મને તેમને ઘેર તેડી ગયા આ સમયે શ્રી ત્રિવેદીભાઈ શુક્રવાર પેઠમા માળા હોદ પાસે રહેતા હતા

જયશંકરભાઈનો સ્વભાવ કોઈ વિસ્તૃત કાર્ય કરવા મથતો હતો ઈશ્વરકૃપાએ તે સમયે ગુજરાતી ભાઈઓનુ એક સારુ મંડળ પૂનામા હતુ એજ્યુકેશન ખાતામા શ્રીમાન કૃષ્ણનાન રાજારામ વકીલ કૉલેજમા શ્રીમાન બ ઠાકોર ટાઉન પ્લૅનિંગ ખાતામા શ્રીમાન સોપારકર પી ડબલ્યુ ખાતામા શ્રીમાન ગણપતરાય દેસાઈ, ન્યાય ખાતામા શ્રીમાન જ્યેષ્ઠારામ ભટ્ટ અને પબ્લિક વર્ક્સ ખાતામા બે ચાર ગુજરાતી ભાઈઓ સારી જગા ઉપર હતા એગ્રિકલ્ચરલ ખાતામા પણ ગુજરાતી ભાઈઓ હતા સમય જતા રા બ ચિમનલાલ દલપતરામ મોદિ અને બીજા ઘણા ગુજરાતી ઑફિસરો પૂને આવ્યા એમ ગુજરાતી ભાઈઓ સરકારી નોકરીઓમા સારી જગાઓ ઉપર હતા આપોઆપ ગુજરાતી ભાઈઓનુ સમાજ 'શ્રી પૂના ગુજરાતી બંધુસમાજ'નુ રૂપ પામ્યુ અને તેના ધારાધોરણો ઘડાયા અને તે સંસ્થા કાયમ થઈ

પી ડબલ્યુ ખાતામાથી જયશંકરભાઈની કૉલેજ ઑફ એગ્રિકલ્ચરમા પ્રોફેસરની જગા ઉપર નિમણૂક થઈ જે કાર્ય હાથ ઉપર તેઓ લેતા તેમા પૂરો રસ લઈ ઊંડા ઊતરી તે વિષયને પરિપૂર્ણ રીતે સમજવાની તેમની વૃત્તિ નાનપણથી જ હતી વિદ્યાર્થીઓના સમયમા પણ તેમના મકાનમા એક સુંદર લાઇબ્રેરી તૈયાર થઈ ખાતાના પુસ્તકો ઉપરાંત તેમા ગુજરાતી સાહિત્યના સુંદર પુસ્તકો અને માસિકોની જમાવટ થવા

લાગી તેઓ સાહિત્ય કળા વગેરે અનેક વિષયોના માસિકો અને પુસ્તકો મગાવતા એટલું જ નહી, પરંતુ પોતે તે સઘળા ધ્યાનપૂર્વક વાચી જતા કોઈ વખતે તો સમય ન મળ્યો હોય તો રાતના પણ તે પુસ્તકો ઉજાગરો વેઠી વાચી જતા અને કાર્ય પૂરૂ કરે ત્યારે જ તેમને નિરાત થતી કોઈ કોઈ વખતે ભાઈ બહુ શ્રમ ઉપાડે છે એમ મને લાગે ત્યારે મારાથી કહ્યા સિવાય રહેવાતુ નહી કે, ભાઈ, તમે શરીર સહન કરી શકે તેટલો શ્રમ લો તો ઠીક આવી રીતે કામ કરો તો તે વયમા માટે જોખમરૂપ થાય તે વખતે તે ખૂબ હસી પડતા અને કહેતા, ના, ના, એવો કાઈ શ્રમ નથી એ તો કાઈક હળવુ વાચન હોય તે જ ગતના પૂરુ કરી નાખુ છુ માટે તમે તેની કાઈ ચિતા કરશો નહી

અમે સમવયસ્ક હતા તેમનો જન્મ ૧૪-૧૧-૧૮૮૬ ને મારો જન્મ ૭-૧૨-૧૮૮૬, એટલે ઉમરમા કાઈક દિવસો જ તે મારાથી મોટા એમ અમે સરખા હોવા છતા તેમના સૌજન્ય, કર્તવ્ય જ્ઞાની ધગશ અને સર્વ પ્રત્યે સરખા પ્રેમની લાગણીથી , હમેશા તેમને વડીલ જેવુ માની તેમની ખૂબ આમન્યા રાખતો

તેમને પોતાને સગીત આવડતુ ન હતુ પરતુ શાસ્ત્રીય સગીત સાભળવાનો તેમને શોખ હતો અને ચિત્રકળામા પણ ખૂબ રસ લેતા અને ઉત્તમ ચિત્રો પણ સઘરતા ને ઊગતા ચિત્રકારોને મદદ કરતા

ભર્તૃહરિ મહારાજે બતાવેલા નીતિના સિદ્ધાન્ત અનુસાર

एते सत्पुरुषा परार्थ घटका स्वार्थान परित्यज्य य ।

સત્પુરુષ તે જ થઈ શકે જે પોતાના સ્વાર્થને ત્યજીને પારકાનુ ભલુ કરવા તરફ પ્રીતિ રાખે, — એ પ્રમાણે તેમના જીવનનુ ધ્યેય હતુ

સદ્ભાગ્યે શ્રી જયશકરભાઈના જેવી જ તેમના ધર્મપત્ની પૂજ્ય હીરાબહેનની પણ ભાવનાઓ અને સેવાઓ હતી પૂજ્ય હીરાબહેન પણ સદ્‌ગૃહસ્થ ખાનદાન કુટુબના સતાન અને વભાવાળા ઘરમા ઊછરેલા તેમણે સાસરે આવીને પણ વૈભવશાળી ઘરનો બોજો ઉપાડી લીધો શ્રી ત્રિવેદીભાઈની માફક તેમનુ પણ સેવાભાવી જીવન હતુ તેમના

નામ પ્રમાણે ગુણમાં પણ તેજસ્વી હીરા જેવાં – સદ્ગુણનો ભંડાર અને આદર્શ પત્ની, દૈવી ગુણો ઉપર પ્રીતિ. દરરોજ સવારમાં સ્નાન કરી દેવનાં પૂજાપાઠ આરતી નિયમિત રીતે કરે. કોઈ કોઈ વાર તો આઠે પ્રહરની પૂજા હોય. બધાં વ્રતો કરે અને શુદ્ધ પવિત્ર આદર્શ જીવન ગાળે. શ્રી ત્રિવેદીભાઈની માફક તે પણ ઘેર આવેલા મહેમાનોની સંપૂર્ણ કાળજી રાખે. છોકરાંઓને પણ હીરાબહેન દેવ જેવાં, સ્વભાવે ઉદાર, નિખાલસ અને પરોપકારી જણાતાં. કુટુંબમાં પણ સાસુ, જેઠાણી, નણંદ બધાં જ હીરાબહેનને એકસરખાં ચહાય અને બાળકો પણ તેમની પાસે આનંદથી રહે. કોઈનાં કડવાં વેણ પ્રત્યે તેમને કદી રોષ આવ્યો નથી. તે તો પૃથ્વી જેવાં સહનશક્તિવાળાં અને સમુદ્ર જેવા મોટા મનવાળાં હતાં, એટલે સમાજમાં તેમના ઉપર બધાંનો પૂજ્યભાવ હતો.

સદ્ગુણી ચારિત્ર્યવાન પવિત્ર જીવન અને સાથે સાથે જનસમાજની સેવા, જે પરમેશ્વરની ખરી આરાધના છે, એને કર્તવ્યમાં મૂકતાં. શ્રી ત્રિવેદીભાઈ પણ હરહંમેશ પરમાત્માનું ચિંતવન કરતા. ઈશ્વરભક્તિથી દિવસ શાંત અને આનંદમય જાય છે અને તેથી ઘરના દરેક માણસે સવારમાં ઈશ્વરસ્તવન કરવું જોઈએ એમ તેઓ કહેતા. અને તે માટે દરરોજ સવારમાં દાતણપાણી કરી ચા પીતા પહેલાં ઘરમાંનાં બધાં માણસો મોટા હૉલમાં ભેગાં થાય અને 'આશ્રમભજનાવલિ'માંથી, રામદાસના 'મનાચે શ્લોક'માંથી પ્રાર્થના થાય; અને પછી ચાનાસ્તો લઈ સૌ પોતપોતાને કામે લાગી જાય. પોતે સ્નાન કરી દેવસેવામાં જઈ ઈશ્વરસ્મરણ કરી પોતાને કામે લાગી જાય.

તેમને મન ગરીબ અને તવંગર સરખા હતા. દરેકને પોતાની સ્થિતિ પ્રમાણે જરૂરિયાત હોય છે તે તેઓ બરાબર સમજતા હતા. છતાં પણ તેમનું દયાર્દ્ર હૃદય હંમેશાં ગરીબો પ્રત્યે દ્રવી જતું.

દેશવ્યાપી પ્રેમની ખાતર પોતાના તન, મન અને ધનથી મદદ કરનાર ત્રિવેદીભાઈ કુટુંબ પ્રત્યેની પોતાની ફરજો અદા કરવાનું કદી ચૂક્યા નથી. પોતાના ભાઈનાં સંતાનો અને બહેનનાં સંતાનોની

કેળવણી માટે પોતાના સંતાનની કેળવણી કરતાં પણ વિશેષ લક્ષ આપતા. તે એમ કહેતા કે, હું મારા ભાઈનાં કે બહેનનાં સંતાનોને કેળવણી આપીશ અને તેઓ સારી સ્થિતિમાં આવશે ત્યારે તેમનાં સંતાનોને સારી કેળવણી આપશે એ જ કુટુંબનો ઉદ્ધાર છે.

કૌટુંબિક જીવનમાં આટલુ બધુ ધ્યાન આપતા હોવા છતાં તેમના જાહેર જીવનનો વિચાર કરીએ ત્યારે એમ જ લાગે કે, ત્રિવેદીભાઈ ઘરમા રહેતા નહી હોય કે તેમને ઘરમાં રહેવાનો વખત મળતો નહીં હોય તેઓ કેળવણી સબંધી, દેશોન્નતિ કે સમાજોન્નતિ સંબધી પ્રવૃત્તિઓમાં ઘણો રસ લેતા અને જ્યારે જ્યારે તેવા કોઈ વિદ્વાન માણસ અગર દેશનેતા આવે ત્યારે તેઓના ભાષણો અગર સભા મેળાવડામા શકય હોય તેટલો ભાગ લેવા ચૂકતા નહીં દેશમા ઉન્નતિનો સૂર્ય ઊગતો હતો; ક્રાન્તિની ભાવના ઉત્તેજિત થઈ હતી. પૂ. બાપુજીએ તેમાં અનેરો રગ આણ્યો પૂ બાપુજીના વચનોથી અહિંસા, અસ્તેય, અપરિગ્રહ, સ્વાર્થત્યાગ વગેરે ઉન્નત ગુણોનુ સ્વરૂપ કેવું હોવુ જોઈએ તે જનતાને સમજાવા લાગ્યુ આવી મહાન વિભૂતિની ઉપદેશવાણીથી શ્રી જયશકરભાઈ જેવા સેવા અર્થે સર્વસ્વ સમર્પણ કરનાર વ્યક્તિ કેમ વચિત રહી શકે ? તેમનાં ભાવણોની અને કર્તવ્યનિષ્ઠાની સચ્ચ અસર તેમના ઉપર પડી આપણે બધા મોજશોખમા પડી રહ્યા છીએ અને પોતાને માટે કરીએ છીએ તે પ્રમાણમાં દેશ માટે કાંઈ કરતા નથી, એમ તેમને લાગી આવતુ. પૂ. બાપુજીના સિદ્ધાન્તોને અપનાવવા આપણે કાંઈક કરવું જોઈએ એવો નિશ્ચય કરી સ્વદેશી ચીજો વાપરવાની અને વસ્ત્રોમાં ખાદી પહેરવાની શરૂઆત કરી કોટ, પાટલૂન, ફેંટો નોકરીને અંગે જરૂરિયાત હોવા છતાં તે હાથે કાતેલી, હાથે વણેલી શુદ્ધ ખાદીનાં જ ધારણ કરતા. જેવુ બોલવું તેવું આચરણમાં ઉતારવું એવા સિદ્ધાન્તવાળા હોવાથી કાંઈ પણ ડર કે સંકોચ રાખ્યા વિના સ્વદેશપ્રેમ, સ્વદેશી ચીજો, રેંટિયો, શુદ્ધ ખાદી વગેરે અંગીકાર કરી લીધાં.

બાપુજીને એપેન્ડિસાઇટીસનુ ઓપરેશન કરાવ્યુ ત્યારે શ્રી ત્રિવેદીભાઈ દરરોજ બાપુની ખબર કાઢવા જતા અને તેમને માટે જે કાંઈ જરૂરિયાત હોય એ પૂરી પાડતા પૂ બાપુની ખબર કાઢવા દેશનેતાઓ આવતા અને તેઓ ત્રિવેદીભાઈના સેવાભાવથી મુગ્ધ બનતા શ્રી ત્રિવેદીભાઈનુ ઘર રાજારજવાડાઓ અને તેમના દીવાનો, અમાત્યો, કારભારીઓનુ, સરકારી કામકાજ પ્રસગે પૂને આવતા સરકારી નોકરોનુ, સાહિત્યસેવા અગે આવતા સાહિત્યરસિકોનુ તેમ જ દેશનેતાઓની કોગ્રેસ દળનુ આશ્રમ થઈ પડ્યુ હતુ શ્રી ત્રિવેદીભાઈ દરેકને તેના મોભા પ્રમાણે સગવડ આપતા અને જે કાંઈ શક્ય હોય તેટલી તહેનાત ઉઠાવતા આવી અનેકવિધ પ્રવૃત્તિઓમા પહોચી વળે, છતા પોતાનુ મન હમેશા શાન્ત અને આનદિત રાખે, એવા વિરલા પુરુષ સમાજમા જડવા મુશ્કેલ છે કોઈ કહે કે, ભાઈ, આપણાથી શી રીતે બધે પહોચી શકાશે? ત્યારે જવાબ દેતા કે, ભાઈ, મને આટલી જિદગીમા કાંઈ અશક્ય લાગ્યુ નથી, કોઈ કામમા મને નિરાશા ઉત્પન્ન થઈ નથી, એ તો હિમત કરીએ તો કામનો ઉકેલ તો આપોઆપ આવી જાય છે, એટલે નિરાશ થવાનુ કાંઈ કારણ નથી બાકી નાણા તો પરમેશ્વર આપે છે અને ખર્ચાય છે, એટલે તે બાબત વિચાર કરી પાછા પડવાની જરૂર નથી

આટલી પ્રવૃત્તિઓ ઓછી હોય તેમ પરમેશ્વરને લાગ્યુ અને શ્રી ત્રિવેદીભાઈ એક વધુ મુશ્કેલ પ્રવૃત્તિમા મુકાયા તેમના એકના એક પુત્ર ચિ મનુભાઈ પૂનામા શાળામા અભ્યાસ કરતા હતા ત્યા સને ૧૯૨૬ની સાલમાં કસરતશાળામા તે પડી જતા તેમના થાપાનુ હાડકુ ઘસરાયુ અને ફ્રેક્ચર થયુ આ વખતે મનુભાઈની ઉમર તેરચૌદ વર્ષની હતી તેની સારવાર માટે ઘરમા એક નાનીસરખી હૉસ્પિતાલ ગોઠવાઈ ગઈ ત્રિવેદીભાઈના મનુને વાગ્યુ છે અને માદગી છે જાણી સગા, સ્નેહીઓ, મિત્રો અને ઓળખાણવાળાઓનો દરોડો ચિ મનુભાઈની તબિયતની તપાસ કરવા માટે થવા લાગ્યો એક બાજુ મદવાડ, બીજી બાજુ સ્નેહથી ખબરઅતર કાઢવા આવનારની વ્યવસ્થા, અને ત્રીજી બાજુ તેમની

નિયમિત ચાલુ પ્રવૃત્તિઓમા તેમને આરામ કે ફુરસદ મળે નહી છતા પણ કોઈ જાતની હિંમત હાર્યા વિના અને પોતાના આરામ કે શાંતિની પરવા કર્યા વિના તે આનદથી કાર્ય કરે જતા ચિ મનુભાઈની માંદગી લગભગ બેથી વધુ વર્ષ ચાલી અને ૧૯૨૮મા તેમને કાંઈક આરામ થયો ચિ મનુભાઈ સાજા થયા તેમા દાક્તરોની મદદ ઉપરાંત વિશેષ કાળજી શ્રી ત્રિવેદીભાઈની હતી એમનુ ધાર્યુ થાય છે છતા પણ શ્રી ત્રિવેદીભાઈની મદદ અને સભાગ્યથી જ ચિ મનુભાઈની તબિયત સુધરી પછી પોતાનો અભ્યાસ કરી વિલાયત જઈ તે દાક્તર થઈ ઈ સ ૧૯૩૮મા પાછા આવ્યા અને અમદાવાદમા દવાખાનુ ખોલ્યુ ગુજરાતમા કોઈ સારી જગ્યાએ દવાખાનુ થાય અને પોતાના અભ્યાસને લાભ જનતાને મળે એમ ચિ મનુભાઈની ઇચ્છા હતી પરંતુ ઈશ્વર તેમને ગુજરાતમા સ્થાયી થવાનુ નિર્માણ્યુ ન હતુ

જ્યારે જ્યારે કાઈ શુભ કામ કરવુ હોય ત્યારે પિતાપુત્ર પૂ બાપુજીની સલાહ લેતા અને પૂ બાપુજીની ઇચ્છાનુસાર ચિ ભાઈ મનુએ વર્ધામા દવાખાનાની પ્રેક્ટિસ શરૂ કરી એમ ઠર્યુ એટલે ચિ ભાઈ મનુએ સને ૧૯૪૦ના અરસામા વર્ધા ખાતે દવાખાનુ ખોલી પોતાની સેવાઓની ભીખ શરૂ કરી આજે પણ થોડી ફી લઈ સદા ભાવથી કોઈ પણ જાતની લોભવૃત્તિ વિના કેવળ સેવાભાવથી જ કામ કરનાર ચિ મનુભાઈ ત્રિવેદીએ વર્ધામા ખરા લોકોની પ્રીતિ સપાદન કરી છે અને જનતાના ઘરગથ્થુ સેવાભાવી દાક્તર તરીકે ઓળખાય છે

આ અરસામા શ્રી ત્રિવેદીભાઈ અમદાવાદમા શરૂ થયેલા ખેતીવાડી ઇન્સ્ટિટ્યુટમા તેના પ્રથમ અધ્યક્ષ તરીકેની મોટી જવાબદારી ઉપાડીને આવ્યા હતા તેઓ કામો તેમણે ઘણે તેની મુશ્કેલીમા પણ સારી રીતે આગળ ધપાવ્યુ હતુ એનો સાચો પાયો એમણે જ નાખ્યો હતો એમ કહી શકાય પરંતુ તેમની તબિયત તેમને સાથ આપી શકી નહી દિવસે દિવસે તે લથડતી ચાલી દવાઓ કરે ને ઠીક થાય ને પાછા કામ ઉપર પરંતુ સને ૧૯૪૧ની સાલમા તે સ્થિતિ પણ ટકી શકી નહી

અને શરૂઆતમાં જ તેમને રજા લેવી પડી જ્યારે તેમણે જાણ્યું કે તેમની તબિયત બગડતી જાય છે, ત્યારે ચિ મનુભાઈના આગ્રહને વશ થઈ પોતે વડોદરા ગયા તેમને બીમાર થઈ આવ્યા જાણી પૂ બાપુજી તેમની તબિયતના સમાચાર અવારનવાર જાતે આવી જોઈ જતા અને વખતોવખત માણસ મોકલી તપાસ કરાવતા ચિ મનુભાઈએ પણ દવામાં કે સેવા કરવામાં કચાશ રાખી નહી. હું તે વખતે મુંબઈ હતો મોટાભાઈ (ત્રિવેદીભાઈ) ની તબિયતના સમાચાર સાંભળી હું તથા મારા પત્ની વડોદરા ગયા તબિયત લથડેલી હતી છતા મને આવ્યો જાણી આંખ ઉઘાડી મારા સામે જોઈ રહ્યા અને કાંઈક ન સભળાય તેમ ધીમેથી બોલ્યા, "તમે આવ્યા, સારુ કર્યું, હું ધારતો જ હતો કે તમે આવશો સભાળજો, તબિયતનુ ઠેકાણુ નથી" અમે બને એકબીજા સામે જોઈ સ્તબ્ધ બની ગયા અને આંખમા ઝળઝળિયા આવી ગયા. તેમની તબિયત પછીથી કાંઈક ભાનમા કાંઈક બેભાનમા એમ ચાલતી હતી ચિ મનુભાઈ ઘણી મહેનત કરે, તેમના દાક્તર મિત્રોને બોલાવી લાવી સલાહ લે, ઇન્જેકશન આપે, પણ અસર થાય નહી. છેવટે તા. ૨-૫-'૪૧ ના રોજ મધરાતને સુમારે તેમનો દિવ્ય આત્મા અનતમાં ભળી ગયો સજળ નેત્રે સહુ જોઈ રહ્યા પૂ બાપુજીને ખબર આપી, તે પોતે વહેલી સવારે આવ્યા. તેમના મૃતદેહ ઉપર હાથ ફેરવ્યો, ફૂલની માળા પહેરાવી રાત્રિનો બાકીનો સમય પાસે બેસી રહ્યા. એક બાજુ હીરાબહેનને આશ્વાસન આપે, મનુને ધીરજ આપે, સગાંઓને શાંત રાખે, અને છેવટે નનામીનો છેડો ઉપાડી પોતે પહેલો લીધો, ત્યાર પછી સ્મશાનમાં જઈ અગ્નિસંસ્કાર થયો શ્રી ત્રિવેદીભાઈ આ ફાની દુનિયા છોડી સદાને માટે ગયા કુટુબના હિતસ્વી ગયા, મારા ભ્રાતૃ-મિત્ર ગયા. હુ સદાને માટે તે દિવસથી અટૂલો એકલો પડ્યો પ્રભુ જયશંકરભાઈના આત્માને શાન્તિ આપો

ॐ શાન્તિ શાન્તિ શાન્તિ

**અંબાલાલ દામોદરભાઈ ભટ્ટ**

## ૧૫

# પ્રાતઃસ્મરણીય પુરુષ

ગુજરાતી પ્રજા અને દક્ષિણી પ્રજા — એ બંને ગંગા અને જમનાના સંગમતીર્થ જેવાં વડોદરા અને પૂના એ મુમ્બઈ પ્રાન્તનાં બે શહેર. પહેલું ગુજરાતમાં અને બીજું મહારાષ્ટ્રમાં આડીં બને મહાપ્રજાઓનાં આચારવિચાર, ભાષાભક્તિ, રહેણીકરણી અને સંસ્કારનો વિનિમય થતો જ રહે છે અને ત્યાંથી એ બધાં તત્ત્વોની સૌરભ સારાયે ગુજરાત અને મહારાષ્ટ્રમાં વ્યાપક બનીને શાંતપણે વિહરતી જ રહે છે

જે પ્રમાણે ગુજરાત દેશભક્ત સંત જ્ઞાનેશ્વર, તુકારામ, ગોખલે, લો મા તિલક મહારાજ, 'મહારાજા સયાજીરાવ ગાયકવાડ વગેરેને ઓળખે છે, તે જ પ્રમાણે મહારાષ્ટ્ર મહાત્મા ગાંધી, ભક્ત નરસિંહ અને મીરાંને પૂજ્યભાવે સ્મરે છે દક્ષિણી અને ગુજરાતી અમલદારો પરસ્પર એકમેકના પ્રાન્તમાં પોતપોતાની ખાનદાનીની સુવાસ પ્રકટાવતા રહે છે આમ, માણસાઈના ઉત્કર્ષ નિમિત્તે, બંને મહાપ્રજાઓના પ્રયાસો, જાણ્યે કે અજાણ્યે, વર્ષોથી એક કે બીજે માર્ગે ચાલુ રહ્યા છે.

પૂનામાં ગુજરાતીઓની સંખ્યા આશરે ૨૫,૦૦૦ જેટલી હશે તેમનો 'પૂના ગુજરાતી બંધુસમાજ' સ્થાપીને સંગઠન સાધનાર પુણ્ય વ્યક્તિ સ્વ પ્રો જે. પી ત્રિવેદી હતા. એ સેવાભાવી સજ્જનનું સારુયે યૌવન અને વનપ્રવેશના શરૂનાં વર્ષો પણ પૂના ખાતે જ વીત્યાં એમણે આણંદની ખેતીવાડીની સંસ્થાની સ્થાપના અર્થે પૂના છોડ્યું, તે પણ પૂનામાં મેળવેલા અનુભવનો અર્ક ગુજરાતીઓને આપવા ખાતર એમના એકલાનો જ નહીં, પણ એમના સમગ્ર કુટુંબનો 'સેવા' એ ધ્યેયમંત્ર હતો અને સેવાનાં જ કાર્યો કરવાં એ સૌનો જીવનવ્યવસાય હતો. નાના કે મોટા સૌ પર એકસરખો સદ્‌ભાવ ત્રિવેદીસાહેબના નિર્મળ અંતઃકરણની સાખ પૂરતો. પૂનાના ગુજરાતીઓને આજે એમની

ભારે ખોટ પડી છે, જે વર્ષો સુધી કદાચ પુરાશે નહીં. એમનો સેવાભાવ દક્ષિણીઓનાં જીવનવહેણને પણ સફળતાપૂર્વક સ્પર્શી શક્યો હોય તો નવાઈ નહીં. પોતાની નોકરીનો સઘળો પગાર અને પોતાની સારી કૌટુંબિક સંપત્તિને મેળવાના યત્નમાં હોમતાં પાછું વાળી નહીં જોનાર એ પ્રાતઃસ્મરણીય પુરુષને 'ત્રિવેદીસાહેબ' તરીકે પૂનાના બધા જ ગાડીવાળાઓ પણ સહેજે ઓળખતા. એ હકીકત તેમની આતિથ્યસત્કાર માટેની આંતરિક ખેવનાને પ્રકટ કરે છે. મહા ગુજરાતના સપૂત એ સવાયા ગુજરાતીનુ પૂના ખાતેનુ ઘર કોઈ પણ નાના કે મોટા આગંતુક ગુજરાતીનું પણ સદાકાળ માટે ઘર બની રહ્યું હતું. ત્યાં ઉમળકાભરી ઉદારતા, નિષ્કામ સેવા, સહૃદયી આતિથ્ય અને નિર્મળ પ્રેમના રજકણો સારાયે વાતાવરણને ભરી દેતાં અને સૌ કોઈનું જીવન પોતાના સંસર્ગપૂરથી ઓછેવત્તે અંશે ધન્ય કરી જતાં.

સને ૧૯૩૮–૩૯માં મારે નોકરી અર્થે સવાએક વર્ષ જેટલું પૂનામાં વસવાનું થયુ હતુ. હું ત્રિવેદીસાહેબને તે પહેલાં ઘણાં વર્ષ પૂર્વે ફક્ત એક વખત અને તે પણ થોડીક મિનિટ માટે મળ્યો હતો. આમ છતાં, પૂને જતાં પહેલાં, મેં એ સજ્જનની હૂંફનો જે ખ્યાલ મન સાથે બાંધેલો તેનો અનુભવ પૂને ગયા પછી મને ટૂંક વખતમાં જ થયો. મને ત્યારે લાગ્યું કે, સારાયે પૂનાની ગુજરાતી વસ્તીના પ્રતિનિધિ જેવા એ પુરુષને લીધે, ત્યાંનાં હવાપાણીની સાથે સાથે પૂનામાં વસવાટનું આકર્ષણ કોઈ પણ ગુજરાતી માટે કેટલુ બધું મધુર હોઈ શકે છે!

"જુઓ, આ મોતીભાઈ અમીનસાહેબને તમને મળવાને તેડી લાવ્યો છું. આજે રાતે એમની સાથે ભોજન મારે ત્યાં જ લેવાનું છે," "સાંભળ્યું છે, આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવ માંદા થઈ તેમના પુત્રને ઘેર આવ્યા છે. ચાલો, આપણે તેમને મળવા જઈએ. બેસી જાઓ મોટરમાં," વગેરે આવી સામાને માટે અડધા અડધા થઈ જવાની ટેવથી ઉચ્ચારેલી સદ્ભાવભરી વાણી અને તે મુજબનું જ વર્તન—એ સદ્ગતનાં વિશિષ્ટ લક્ષણોની છાપ ત્યારે મારા મન પર પડેલી.

ન્ય મોતીભાઈ અમીનસાહેબ પૂને આવેના ત્યારે તેમનો મુકામ ત્રિવેદીસાહેબને ત્યા ના હોય તો બીજે જ્યા હોય? સેનાવતી સેનાવ્રતીને જ આમ્બે આ બને સજ્જન મિત્રોની ભેગની કપના રતા નીચેની હૃદયગમ કડીએ સહેજે યાદ આવે છે

ચાર મિલે ચોસ ખીલે વીસ રહે ર જો
સજ્જનસે સજ્જ। મિલે ખીલે સાત કરોડ*

મોતીભાઈ સાહેબની પૂનાની એ છે ી મુલાકાત હતી ત્યાર પછી ટ ઞમા જ તેમનુ અવસાન થયુ એ બને મિત્રાએ ત્યારે ફરી ફરીને પૂનાના દશ્યો વગેરે જોયેના એ બંનેયને એ બધામા સૌથી આકર્ષક સતારાવાળા શ્રી ભાઉરાવ પાટીલવાળી કૉસ્મોપૉલિટન બોર્ડિંગ' લાગેલી મોતીભાઈ સાહેબની આયુદોરી પ્રભુએ લબાવી હોત તો એ સાદી અને સ્વાશ્રયી બોર્ડિંગનો અદ્ભુત આદર્શ તમણે ગજરાતને ચરણે અવશ્ય ધર્યો હોત એ બોર્ડિંગમા ત્યારે વીસક વિદ્યાર્થીઓ રહેતા ફર્ગ્યુસન કોલેજની પાસેની ટેકરીઓની કેડમા ઊભા કરેલા મ્યુનિસિપાલિટી સગ્રેગેશન કૅમ્પ ના કામચલાઉ ઝૂપડા એ વિદ્યાર્થીઓને આશ્રય આપતા અહી વીજળીની બત્તી કે પાણીના નળનો પણ પ્રબધ નહોતો સવા જ વિદ્યાર્થીઓ એ ઝૂપડામા જ રહેતા જમતા અને અભ્યાસ કરતા એમા હિન્દુઓ હતા ને મુસલમાન પણ હતા બી એ, એમ એ વગેરેની ઉચ્ચ કક્ષાની પરીક્ષાએ માટે તૈયારી કરનારા વિદ્યાર્થી એમા કોનરો તેમ જ પ્રથમ વર્ગમા આવનારાઓ પણ હતા તેઓ નાગરતી રાધતા વાસણ અજવાળતા ફર્ગ્યુસન કોલેજના નળેથી પાણી ભરી લાવતા એમ બધુ જ કામ હાથે કરતા હરિકેન ફાનસનો પ્રકાશ તેમને રાત્રિના અભ્યાસમા સાથ દેતો તેમનુ માસિક ભોજન ખર્ચ ત્યારે (૧૯૩૮-૩૯ મા) માન્યામા ન આવે એટલુ અપ હતુ એ માસિક ત્રણ રૂપિયાની આસપાસ હતુ તેઓ ઘીદૂધની સતત

---

* બે સજ્જન મિત્રોની ચાર આખ મળતા તે દરેકના બત્રીસ એટલે ચોસઠ દાત હસે છે અને બંનેના વીસ આગળા પ્રણામમા જોડાય છે એ ઉપરાત દરેકના સાડે કરોડ રોમ ગણતા બંનેયના સાત કરોડ રોમ ખીલી ઊઠે છે

પરહેજી પાળતા સંસ્થાના સ્થાપક શ્રી ભાઉરાવ પાટીલ વિદ્યાર્થીઓ બેમો પાળી ઘી દૂધ પેદા કરે તો જ ખાઈ શકે એવા મતના હતા આ લખનારે એક દિવસ એ બધાને જ પોતાના તરફથી વિદ્યાર્થીઓને ભાવતુ મિષ્ટાન્ન જમવાની વિનતી કરેલી, જે તેમણે પરાણે માન્ય કરેલી આનો ખર્ચ ફક્ત રૂા ૬ ની આસપાસ આવેલો સાદાઈ અને સ્વાશ્રયને વરેલા આવા ખડતલ આવતી કાલના નાગરિકોથી દેશનુ ભાવિ ઘડાય તો રામરાજ્યની કલ્પના વહેલી સાચી પડે! પરતુ એ કલ્પના સામે વડીલોને પણ કોલેજનુ ખર્ચાળ જીવન માણી રહેલા આજના યુવાનોની ટેવો કેવી નિરાશા ઉત્પન્ન કરે છે!

ત્રિવેદીસાહેબ સાદા અને નમ્ર હતા તેઓ જાણીતા કે અજાણ્યા કોઈની પણ બીડ ભાગવાને સદા તત્પર રહેતા તેઓ મોટર રાખતા પણ શૉફર નહી મોટરને સાફ રાખવાને એમણે પોતાના એક પગીવાળાને તાલીમ આપી મૂકેલી એટલે છૂટીને વિશે તેની પાસે મોટર સફાઈનુ કામ લઈ તેને રોકડુ મહેનતાણુ ચૂકવી દેતા

કોઈ પણ ગુજરાતી વ્યક્તિના અવસાનની જાણ થતી તો પાચેય વસ્ત્ર પહેરીને ગાડીમા બેસી બે મિનિટ માટે પણ સ્મશાન ઘાટે આવી દિલાસો આપી જવાનુ તેઓ ભાગ્યે જ ચૂકતા એમને એક ખાસ અનુકરણીય ટેવ હતી

તેઓ જે છાપા વગેરે વાચતા, તેમાના ઉપયોગી ભાગ કે ચિત્ર પર તેઓ રાતીભૂરી પેન્સિલથી નિશાન કરતા આ બધાને એમનો નોકર ફુરસદે કાપી પદ્ધતિસર તેમના આલબમમા ચોટાડી દેતો આમ આરુ સારુ સઘરવાનો તેમનો શોખ એટલી હદે પહોચેલો કે, મહાત્માજીએ યરવડા ખાતે અસ્પૃશ્યોને લગતા કરાર નિમિત્તે આદરેલા ઐતિહાસિક ઉપવાસના પારણા કરતી વખતે જે પ્યાલામા મોસબીનો રસ પીધેલો તે પ્યાલો પણ પોતે સઘરી રાખેલો છે, એવુ તેમણે મને કહેલુ

આ પુણ્યપુરુષની અતઘડીઓ પણ મહાત્માજીના સાનિધ્યમા જ વીતી હતી સરકારી નોકર વર્ગમાથી તો આવુ પ્રારબ્ધ એમના જેવા

કોઈ વિરલાને જ વરે! સરકાર સાથેના સહકાર કે અસહકાર વગેરેના ભેદને સાચો સેવાભાવ લેખવતો નથી એ તો એ સર્વને સમદૃષ્ટિથી જુએ છે. ત્રિવેદીસાહેબના આવા વર્તનને લીધે, એમની સરકારી નોકરીમાં ખપેન પડવાનો પ્રસંગ ઉપસ્થિત થયો હતો. ત્યારે પણ આ ધર્મશીલ પુરુષે પોતાના સેવાવ્રતમાં કશી ઊણપ આવવા દીધી નહોતી આ બીના સદ્‌ગતના ઉચ્ચ માનસને નિ:શંક પ્રકટ કરે છે

મુંબઈની 'મેસર્સ વલ્લભદાસ ઍન્ડ પરેરા'ના નામથી જૂની અને જાણીતી સૉલિસિટરની પેઢીના ભાગીદાર શ્રી વલ્લભદાસભાઈ પૂનામાં જંગલી મહારાજ રોડ પર હવાફેર માટે આવેલા 'લક્ષ્મી બળવંત નિવાસ'મા તેઓ મારા સાખપાડોશી હતા તેઓ વર્ષોથી મહારોગથી પીડાતા બોલે ત્યારે આજ્ઞની જેમ, પણ લાકડીને ટેકે પોતાના ખંડમાં પણ ચાલવુ તેમને માટે અશક્યવત્ હતુ. એથી ત્રણ હજારની કિંમતનાં વૈદકના ચોપડા અને તેથીયે વધારે કીમતી દવાઓની પેટી એ તેમનાં નિત્યના સાથી હતાં. દૈવેચ્છાએ તેમની સારવારમાં ખડે પગે રહેતાં સાક્ષાત્ સમા તેમના પત્ની થોડાક દિવસની સંગ્રહણીની બીમારીમાં સપડાયાં અને દેવલોક પામ્યા. દુ:ખી વલ્લભદાસભાઈએ *પોતાની પત્નીના અવસાનની ગતે મનને મનાવતાં* કહેલુ કે, તેમનુ પોતાનુ આયુષ્ય તો ૭૦ વર્ષ જેટલુ લાબું કોઈ જ્યોતિષીએ ભાખ્યુ છે. છતાં પત્નીને મળવાને તેઓ સાત જ દિવસમા સ્વર્ગે પહોચ્યા. તેમના ઘરમાં તેમની એક વિધવા સાળી અને ૮-૯ વર્ષના નાના પુત્ર સિવાય, મુબઈથી અવારનવાર આવીને તેમની ખબરઅંતર લેનાર તેમના એક સજ્જન મિત્ર—એ ત્રણ જણાં જ હતાં. આ સંજોગોમાં સેંકડોને કાયદાની સલાહ આપી હિંમત આપનાર અને લાખો પેદા કરનાર સૉલિસિટરને અને તેમનાં પત્નીને પૂના જેવા શહેરમાં, જ્યા કોઈ પિછાને નહીં, ત્યા અવલમંજલ પહોંચાડવાનો પ્રશ્ન મૂંઝવે તેવો હતો. ત્યારે જંગલી મહારાજ રોડ પર વસ્તી થોડી હતી. પણ ત્યાંની વસ્તીમાં છૂટા છૂટા બંગલાઓ, અને એ બંગલાઓમાં વસતો મોટા

અને ગુજરાતીઓની શ્રીના સમન્વયના મહેલમાં રાચવાની વૃત્તિમાં દેશની સાચી આબાદીનાં બીજ પડેલાં છે, એ સત્ય દક્ષિણની અને ગુર્જરાતની બંને મહાપ્રજાઓ વેળાસર સમજી શકે તો કેવું સારું !

કેળવણીની વાત નીકળતાં, ત્રિવેદીસાહેબને ગુજરાતી યુવકોની વિરુદ્ધ એક ખાસ ફરિયાદ કરવાની રહેતી. એમણે પોતે એ યુવકોમાં અનુભવેલા કૃતજ્ઞબુદ્ધિના અભાવની. તેમણે ઘણા વિદ્યાર્થીઓને કેળવણી નિમિત્તે નાની કે મોટી, છાની કે પ્રકટ સહાય કરી હશે. પણ એવી સહાય મેળવનાર એક પણ વિદ્યાર્થીએ પોતે પાસ થયો છે કે નહીં અગર તો જીવનમાં પોતે શું કરે છે અને કયાં છે એ કહેવાને કદી પણ તેમની સામું ફરી જોયું નહોતું. આ ફરિયાદની સાથે, ત્રિવેદીસાહેબ એક અપવાદ રજૂ કરવાનું ચૂકતા નહીં. એક દિવસ એક સામાન્ય જેવો લાગતો માણસ પૂને તેમને ઘેર મળવાને આવ્યો. તેમણે તેને પ્રથમ ઓળખ્યો પણ નહીં. એ આગંતુક વ્યક્તિએ પોતાની ઓળખ આપતાં જ્યારે કહ્યું કે, પોતે એમની પાસેથી સવાસો રૂપિયા જેટલી મદદ દશ વર્ષ પહેલાં લઈને ટ્રેન્ડ શિક્ષક બન્યો હતો, ભાવનગર રાજ્યમાં શિક્ષક છે અને સુખી છે, ત્યારે ત્રિવેદીસાહેબે તેને પિછાન્યો. એ બંને વચ્ચે આગલી પાછલી વાતો થઈ. ત્રિવેદીસાહેબે તેને પોતાના મહેમાન બનવાનો આગ્રહ કર્યો, પણ તેણે બીજે મુકામ કર્યો હતો એટલે એ વાત નામંજૂર રહી. આમ કલાકેક ઉપરાંત વીત્યો, છતાં પેલો શિક્ષક ત્યાંથી ખસે જ નહીં. આખરે, "કાંઈ ખાસ કામ હોય તો બેલાશક કહો" એવું કહીને ત્રિવેદીસાહેબે પોતે ઊઠવાની વૃત્તિ કરી. એટલે એ શિક્ષકે પોતાની સોડમાંથી એક નાની પોટલી સંકોચાતાં કાઢી એમના પગ આગળ મૂકતાં કહ્યું: "સાહેબ ! આપે મને રૂા. ૧૨૫ મદદ તરીકે આપેલા તે આમાં છે. એ વાતને દશ વર્ષ વીત્યાં છે અને તેનું વ્યાજ પણ હું આપી શકતો નથી, એ બદલ મને માફ કરશો. આપે આપેલી આ રકમ સ્વીકારશો તો ઋણમુક્ત થવા મારી ખાસ ઇચ્છા છે. પૂના જેટલે દૂર એ ખાતર જ

ું આવેલો છુ." આ શબ્દોએ ત્રિવેદીસાહેબની આંખમાં આંસુ આણ્યાં. તેમણે એવી મદદ પાછી લેવાને નહોતી કરી એવો સ્ફોટ કરી તે પોટલી તેને પરત આપવાને બહુ બહુ આગ્રહ કર્યો. પણ એ શિક્ષકે માન્યું નહીં. તેણે પ્રણામ કરી ઝડપથી દાદર ઊતરી ચાલતી જ પકડી ત્રિવેદીસાહેબે એ પોટલી અકબંધ ખોલ્યા વિના રહેવા દીધી કેટલાંક વર્ષ બાદ ત્રિવેદીસાહેબને સર પ્રભાશંકર પટ્ટણીને મળવાનો પ્રસંગ આવ્યો તે વખતે કેળવણી નિમિત્તે મદદનો વિષય સ્હેજે છેડાયો સર પટ્ટણીએ પણ આવી મદદ ઘણા વિદ્યાર્થીઓને આપેલી. કૃતજ્ઞતાના અભાવ વિષેનો એકસરખો અનુભવ ગુજરાતના આ બંને સપૂતોને થયેલો હતો પણ જ્યારે ત્રિવેદીસાહેબે પેલા શિક્ષકનો અનુકરણીય અપવાદ કહી સંભળાવ્યો અને એ શિક્ષક સર પટ્ટણીના જ તાબામાં ભાવનગર રાજ્યમાં છે એવું કહ્યું, ત્યારે સર પ્રભાશંકર રાજી રાજી થઈ ગયા આ પ્રસંગનો લાભ લઈને, ત્રિવેદીસાહેબે એ રૂ. ૧૨૫ ની સોનાની ઘડિયાળ ખરીદીને એ જ શિક્ષકને કોઈ એક જાહેર મેળાવડામાં, એણે બતાવેલી કૃતજ્ઞબુદ્ધિના પારિતોષિક તરીકે, ભેટ આપવાને સર પ્રભાશંકરને ખાસ વિનંતી કરી. આ વિનંતી સર પટ્ટણીએ ભારે ખુશીથી કબૂલ રાખી અને એ રીતે કૃતજ્ઞતાનો ભુલાતો જતો આદર્શ છેક મરી પરવાર્યો નથી, એની એક વાર ફરી જાહેર ઘોષણા થવા પામી. ઓછા પગાર માટે લડતની સાથે સાથે, શિક્ષકોએ આ ગુણ ખાસ અપનાવવા જેવો છે. એ પોતાનામાં અપનાવ્યા સિવાય, એનો પુટ પોતાના શિષ્યોને તેઓ ભાગ્યે જ આપી શકે સુલકોમાં કૃતજ્ઞબુદ્ધિના અભાવને શિક્ષકોના માનમ સાથે કશી લેવાદેવા નથી, એની ત્વીલ શિક્ષણના ધંધા માટેની નાલાયકીની નિશાની સિવાય બીજુ શુ માની શકાય?

> જબ તુમ આયે જગતમેં, લોક હસે, તુમ રોય,
> ઐસી કરણી કર ચલો, તુમ હસો, જગ રોય

— આ સાખીના શબ્દોને પોતાના જીવનમાં ચરિતાર્થ કરી બતાવનાર

મહા ગુજરાતનાં એ વિરલ ગુજરાતી — ત્રિવેદીસાહેબને મૃત્યુ જો મારી શક્યું છે એમ કહીએ, તો તે પણ તેમને અમરત્વના ઊંચા સિંહાસને પધરાવવાના એક જ કારણે. તેમને શતધા વંદન હો.

લક્ષ્મીવિલા, વિલાપારલા ચૂનીલાલ રામચન્દ્ર શેલત
૧૭–૭–'૫૦

## ૧૬
## પ્રોફેસર ત્રિવેદી

એમનો વાસ પૂનામાં પા સૈકાથી પણ વધારે વખત સુધી (૧૯૧૨–૧૯૩૯) થયો હતો. તે સમયમાં એક અજાણ્યા અદના પ્રવાસીથી નરોત્તમ દેશસર્જક પૂજ્ય મહાત્મા ગાંધી સુધીની બધી કક્ષાના ગુજરાતીઓએ એમની મહેમાનગીરીનો લાભ લીધો છે. સાધારણ પગારની નોકરીની અગવડો વેઠવાની હોવા છતાં તેઓ અને તેમનાં સૌમ્યમૂર્તિ પત્ની શ્રીમતી હીરાબ્હેન તેમના મહેમાનગીરીના ઉચ્ચ આદર્શોમાંથી કદી પણ ચ્યુત થયાં નથી. અને અસંતોષ કે કંટાળાનો ઉદ્ગાર તેમણે કોઈ દિવસ કાઢ્યો નથી. એ મહાપુરુષ અને દંપતીને સ્મરણાંજલિ અને સ્મારકો અનેક સ્થળે અને અનેક રૂપમાં થવાં ઘટે છે.

મારો પ્રથમ સમાગમ એમની સાથે ૧૯૧૦માં થયાનું યાદ આવે છે. હું લાહોરની ફોરમન કૉલેજમાં રસાયન વિદ્યાનો અધ્યાપક થયો તે પહેલાં ખાંડ બનાવવાના હુન્નર વિષેની માહિતી લેવા માટે કૃષિવિદ્યા કૉલેજના આચાર્ય ડૉ. માનની પાસે આવતો, ત્યારે પ્રો. ત્રિવેદીને પહેલો મળવાનો પ્રસંગ પ્રાપ્ત થયો.

ત્યાર બાદ એમનાં બહેન શ્રી વિજયાલક્ષ્મી ઘણી જ ટૂંક પણ યશસ્વી લેખિકાની કીર્તિ પ્રાપ્ત કરી સ્વર્ગવાસી થયાં, ત્યારે તેમણે આપેલા રૂ. ૧૦૦૦ ના દાન સંબંધી એમને મુંબઈમાં મળવાનું થયેલું.

ત્યાર બાદ ઇડિયન ઓડિટ અને એકાઉન્ટ સર્વિસની પરીક્ષા તે ૧૯૧૪મા પાસ કરી તે પછી સરકારી કામને અગે વણી વાર પૂના આવવાનુ થતુ એકાદ વખત એમના પ, તિનક રોડના ઘરમા ઉતરેલો પરતુ તેમને ત્યા જમવાના તો અસખ્ય પ્રસગો આવેલા એક વખત પૂનામા મગનો લઈને રહેલો અને એક વખતે કારલા સૅનેટેરિયમમા મારા પત્નીને રહેવાનો પ્રસગ પડેલો તે વખતે શ્રી ત્રિવેદીની કાર્યદક્ષતા, કાર્યતત્પરતા અને સાધન નિપુણતા અને ઉપકારવૃત્તિનો જે અનુભવ થયો હતો, તેના સસ્મરણો હજી પણ તાજા જ છે પરતુ કેવળ અતિથિસત્કાર અને મહેમાનગીરીમા જ આ મહાપુરુષના પુરુષાર્થની પર્યાપ્તિ થતી નથી એમનુ અનેરુ જીવન દેશસેવા અને સમાજસેવાના ઉત્તમોત્તમ આદર્શોથી રગાયેલુ હતુ

સરકારી ઇજનેરી ખાતામા મકાનો કે નહેરો બાધવામા તેમણે પોતાનુ જીવન સામાન્ય ઇજનેર તરીકે આગળ વધીને પૂરુ કર્યું હોત પરતુ તેમણે તે ખાતા છોડીને અધ્યાપકના કાર્ય માટે પસદગી દાખવી અને પૂનાની ખેતીવાડીની કૉલેજમા ઇજનેરી વિદ્યા, ભૌતિક વિદ્યા અને ગણિતવિદ્યા શીખવવાનુ કામ પસદ કર્યું તેમા આર્થિક લાભ ઓછો હોવા છતા, તેમની વિદ્યાર્થીઓ પ્રત્યેની પ્રીતિ અને વિદ્યાર્થી જીવનમા સતત રસ લેવાની વૃત્તિને લીધે એ જગ્યાએ તેમણે ઘણા વર્ષો સુધી કામ કર્યું તેમની અનહદ કાર્યશક્તિ, જીવનનો ઉમગ, તેમની જાજ્વલ્યતી દેશભક્તિ, જીવનની સાદાઈ, સચ્ચાઈ અને પ્રામાણિકતાએ ઘણાયે વિદ્યાર્થીના જીવનમા નવો રગ રેડ્યો છે અને તેમના જીવનને પાવન કર્યું છે

•

એમની મૈત્રીભાવના અને ખેલદિલી ફક્ત એમના પૂનામા મળતા મિત્રો અને મહેમાનોમા જ ફેલાતી નહી પરતુ દર વર્ષે દિવાળીના અને નવા વર્ષના ઉત્સવ વખતે એમના તરફથી એમના સમાજસેવા અને દેશસેવાના આદર્શોથી ભરેલા સુભાષિતોની છાપેલી નકલો મોકલવામા

અને તેમના હસ્તાક્ષરે સરનામા કરીને મોકલવામા તેમના પૂના બહારના મિત્રોને પણ અનેક વાર એમની દેશોન્નતિની ભાવના પ્રત્યક્ષ થતી

એમની ઉચ્ચ ભાવનાઓ એમના કુટુમ્બમા પણ ઊતરી કે એમના પુત્ર મનુભાઈની દઢતા વિષે અને મદ્યનિષેધમા પણ દઢનિશ્ચય પાળવાની શક્તિ મહાત્મા ગાધીને પણ ચકિત કરતી અને 'એક આદર્શ દરદી' વિષે 'નવજીવન'મા લેખ લખીને મનુભાઈના ચારિત્ર્યની પ્રશસા કરી હતી મારે મુમ્બઈ ઇલાકા બહાર રહેવાનુ થયેલુ હોવાથી પ્રો ત્રિવેદીના કુટુમ્બની સાથે કેટલાક વરસ સુધી મારો સપર્ક તૂટી ગયો હતો પરતુ જ્યારે ૧૯૩૫મા મનુભાઈને વિયેનામા મળવાનો શુભ પ્રસગ પ્રાપ્ત થયો, ત્યારે એ કુટુમ્બની આધિદૈવિક સપત્તિ અને દઢ મનોભાવનાનો ફરીથી પ્રત્યક્ષ અનુભવ થયો હતો ડૉક્ટર થઈને વર્ધા નિવાસસ્થાન સ્વીકાર્યા પહેલા તેમણે અમદાવાદ પાસેના મારેજ ગામની તપાસણી કરીને તેનો અહેવાલ ગુજરાત સશોધન મડળના ત્રિમાસિકમા મારી સૂચનાથી આપ્યો હતો

જે ભાવનાથી જયશકરભાઈએ પૂનાની ખેતીવાડી કૉલેજમા રહીને દેશસેવા કરી હતી તેની જ ભાવનાથી તેમણે આણદમા નવી ખેતીવાડીની કૉલેજ સ્થાપવાની અભિલાષાથી પૂના છોડવાનો નિશ્ચય કર્યો હતો ત્યા તેમની સેવાભાવી મનોવૃત્તિને લીધે તેમ જ બીજા ઘણા પ્રતિકૂળ સજોગોને લઈને તેમના શારીરિક સ્વાસ્થ્યનો ધીમે ધીમે ક્ષય થતો ગયો તે દિવસોમા તેઓ ઘણી વાર આણદથી મુમ્બઈ આવતા અને એમની સસ્થા માટે મદદ અને સલાહ માટે એકાઉન્ટન્ટ જનરલ તરીકે મારી પાસે આવતા તે વખતે પણ તેમની દેશસેવાભાવના, પરોપકારવૃત્તિ અને ઉમગી માનસિક વાતાવરણમા જરાયે ફેર પડયો નહોતો તેમની આત્મત્યાગની વૃત્તિમા પણ ફેર પડયો નહોતો આણદની સસ્થાને લાભ થાય તે માટે પોતાની ઉમરની હદ પહેલા નિવૃત્ત થવાનો નિશ્ચય કર્યો અને સસ્થાના લાભ માટે પોતે ઇજનેર સેક્રેટરી, એકાઉન્ટન્ટ, એ બધા કામ એકલે હાથે જ કરતા મારી ખાતરી છે કે, આ બધુ ભારે કામ

તેમને માથે ન પડ્યું હોત અને તેમની તબિયત સભાળવાનો વધારે સમય મળ્યો હોત, તો આ પ્રતિભાશાળી પુરુષને કુદરમેના કીળીકરણવાના પ્રસંગો લાંબા સમય સુધી પ્રાપ્ત થયા હોત તેમનું સ્મારક પૂનામાં થાય તેના કરતાં પણ મોટા પ્રમાણમાં અને વધારે સંગીન રીતે આણંદના કૃષિવિદ્યાલયમાં થવું ઘટે છે, કારણ કે ત્યાંના મકાનોના પાયામાં એમનો જીવનરસ અને જીવનરક્ત રેડાયેલા છે પ્રભુ એમના જાજ્વલ્યમાન અને સ્નેહપ્રધાન આત્માને શાશ્વત શાન્તિ આપો અને એમની કીર્તિ અને દૃષ્ટાંતથી અનેક સેવાભાવી યુવાનો સમાજસેવાને માર્ગે વળો એવી પ્રાર્થના છે

ખાર મુંબઈ
૧ ૯-૪

ચોપડલાલ ગોવિંદલાલ શાહ

## ૧૭
# એક સાચા પરમાર્થી

શ્રી જેશંકરભાઈ ત્રિવેદી એક સાચા પરમાર્થી હતા જમણો હાથનો પરમાર્થ ડાબો હાથ ન જાણે એવું તેમનું સરલ જીવન હતું લગભગ સત્તાવીસેક વર્ષો ઉપરની વાત છે સાબરમતી આશ્રમમાંથી આચાર્યશ્રી વિનોબાજી સાથે વિદ્યાર્થીઓની એક ટુકડી શિવાજી મહારાજ તથા રામદાસ સ્વામી અને મહારાષ્ટ્રના અન્ય સંતોની વાઈ તથા સતારાની આસપાસની પવિત્ર ભૂમિમાં જે ઇતિહાસ રચાયો તથા ધર્મભાવનાનું અણમોલ સિંચન થયું તેનું દર્શન કરવા પગપાળા મુસાફરીએ નીકળી હતી પહાડોમાં થઈને જવાનું હતું અને ભોજનવ્યવસાય માધુકરીથી ચલાવવાનો હતો એ પર્યટનમાં બધાને જ્ઞાનનો લાભ તથા અનુભવ ઘણો ભારે મળ્યા હતા પણ એવી જાતનો અખંડ કાર્યક્રમ બધા આગોપાગ પૂરો કરી શક્યા ન હતા અર્ધીક મજલે પહોંચ્યા પછી

એટલે કે ચારેક અઠવાડિયાંની મુસાફરી પછી મારો મોટો પુત્ર પ્રભુદાસ માંદો પડ્યો. મુસાફરીમાં બે એક દિવસ ઘરગથ્થુ ઉપચાર ને સારવાર પછી પણ તાવ ઊતરતો ન જણાયો. એટલે વિનોબાજીએ તેને પૂના પૈસા ફંડના આશ્રમમાં રહેવા ગોઠવણ કરી ત્યાં પહોંચાડયો અને અમને સાબરમતી ખબર કરી પત્ર વાંચી અમે (પ્રભુદાસનાં માતાપિતા) પહેલી ગાડીએ પૂના રવાના થયા ધ્રૂજતે હૃદયે મુસાફરી કરી કાંઈક મુશ્કેલીથી તે સ્થળ શોધી કાઢયું ટાઇફૉઈડ તાવ જણાયો. એ ગંભીર પરિસ્થિતિ તથા સ્થળ તથા દેશ અમારે માટે અજાણ્યા હોઈ, એકાદ બે દિવસ તો કઠણ નીવડયા એવામાં બીજી કે ત્રીજી સવારે પરોઢિયે વહેલા કોઈ એક ગુજરાતી ભાઈ દરદીની ખબર પૂછતા આવી ચડ્યા. માંદગી જોઈ અને સમાચાર જાણી તેમણે પૈસા ફંડના આશ્રમ વ્યવસ્થાપકને તુરત પોતાનો નિર્ણય જણાવી દીધો કે, દરદીને તથા અમને તે પોતાને ત્યાં લઈ જવા ઇચ્છે છે. પ્રથમ તો એ આશ્રમની કાળજી તથા મળતી સગવડ અને મદદ જોઈને એક ખાનગી તથા અમારાથી અજાણી વ્યક્તિને ત્યાં જવામાં ડહાપણ છે કે નહી તેનો અમને વિચાર થઈ પડયો, અને કાંઈક સંકોચ પણ થયો. પરંતુ ત્રિવેદીજીએ તો થોડી વાતો કરી અમને સમજાવ્યુ કે, સંકોચ રાખવાની કશી જરૂર નથી. દરદીને લઈ જવા માટેના યોગ્ય સાધન અને સારવાર તથા રહેવાની વ્યવસ્થા પોતાને ત્યા બધી કરી આપશે તે વખતે ભર ઉનાળો હતો. તડકો ચડે તે પહેલા સગવડ કરી દરદીને પોતાને ત્યાં પહોંચાડી દેવાય એ જરૂરતુ હતુ, એમ તેમણે સમજણ પાડી. પૈસા ફંડ આશ્રમના વ્યવસ્થાપક તથા વિદ્યાર્થીઓમાના જે દરદીની સારવારમાં હતા તેમણે ત્રિવેદીજીની વાતને અનુમોદન આપતો સૂર પૂર્યો. એટલે અમે ત્યાથી ત્રિવેદીજીને ઘેર પહોચી ગયાં. એ દેવદૂત તરીકે ખબર કાઢવા ત્યાં અમારી પાસે કેવી રીતે આવ્યા તે આજ પણ હૃ નથી જાણતો.

એ દિવસોમાં તેમના ચિ. મનુભાઈને અકસ્માતમાં અમુક હાડકામાં ઈજા થયેલી તેની સારવાર માટે તેને મહિનાઓ સુધી પ્લાસ્ટર

ઑફ પૅરિસના ચોમાસામા જ્યારે સર્દી રોગાનુ ૮ેગ એ ચિતાના દિવસોમા પણ ત્રિવેદીજી તથા તેમના પત્ની હીરાબાએ અમને અત્યાગ્રહપૂર્વક પોતાના ઘરમાં કુટુંબી જેવા ગણી બધી સગવડો હસતે વદને કરી આપી તથા પ્રભુદાસને જલદી આરામ થાય તે માટેની દરેક જાતની કાળજી રાખી, અમારી ચિતા પોતાની કરી એક મહિના ઉપર તેમને ત્યા રહ્યા અને પ્રભુદાસ ઊઠતો બેસતો થયો એટલે ભારે ઉપકાર અને પ્રેમની લાગણી અનુભવી ઘેર આવ્યા આ પછીના વર્ષોમા અમે જોયુ કે એ પરમાર્થી જીવન તે દંપતીનો સ્વભાવ તથા નિત્યનો કાર્યક્રમ છે પૂનાવાસીઓ તેમ જ રાગપ્રસંગે પૂના જતા આવતા અનેક પ્રવાસીઓને તેમની હૂંફ મળેલી છે તેમનો અનન્ય પ્રેમ આજે પણ એ બધા યાદ કરે છે ચરોડા જેલના દિવસોમા નાના મોટા જેલવાસીઓ તથા તેમને મળવા જનાર અનેક ભાઈબહેનોને તેમનુ ઘર વિસામો હતુ પૂનાની આસપાસ યાત્રાના સુંદર સ્થળો નજીકમા તથા દૂર આવેલા છે દૂરના ધામોનો લાભ લેવાનો પોતાના ઘરના બધાને માટે તો અવસર મેળવી શક્યા નથી એ હુ જાણુ છુ પણ મહેમાનને તેમણે પોતાની ગાડી આપી તથા બીજી કાળજી દાખવી યાત્રા કરાવી છે અનેક વિદ્યાર્થીઓને ભણાવવા માટે નાણા તેમ જ કીમતી સલાહ આપી ઊંચુ શિક્ષણ લેવામા મદદ આપી છે શરીરથી તેમણે ઘણાને માટે કષ્ટ ઉઠાવ્યુ છે, મનથી પરમાર્થ સાધ્યો છે, અને ધનથી ઘણાને મદદ કરી છે ત્રિવેદીજી તન, મન, ધનથી ખરો પરમાર્થ કરી ગયા છે અને ઘણાને માટે આવા ગૃહસ્થી જીવનનો ઊંચો બોધપાઠ આપી ગયા છે

સેવાગ્રામ **છગનલાલ ખુ૦ ગાંધી**
૩૦–૪–'૪૯

# ૧૮

# સ્વ. ત્રિવેદીસાહેબની યાદ

પૂજ્ય ગાંધીજી જ્યારે પૂના જાય ત્યારે ખેતીવાડી કૉલેજવાળા પ્રો. ત્રિવેદીને ત્યાં ઊતરે છે એવા ખબરો અનેક વખત છાપામાં વાંચવાના મળતાં ત્યારે આશ્ચર્ય થતું કે, સરકારી નોકરીમાં રહેલી વ્યક્તિને ત્યાં સરકાર વિરુદ્ધ કાર્ય કરનાર લોકનેતા ઊતરે એ સરકાર કેવી રીતે ચાલવા દેતી હશે! તેમ જ પ્રો. ત્રિવેદી કેટલી સ્નેહ અને શક્તિવાળા હશે કે સરકાર તરફથી કોઈ પણ મુશ્કેલી આવી ન શકે!

ત્રિવેદીસાહેબને પહેલવહેલા જોવાનું મને ૧૯૨૮ના અરસામાં એમના પુત્ર શ્રી મનુભાઈને ટાઇફોઈડ થયેલો ત્યારે શ્રી કાકાસાહેબ એમને ત્યાં ગયા ત્યારે એમની સાથે હું પણ ગયેલો ત્યારે બનેલું. અમદાવાદમાં રાયપુરમાં આવેલી આકાશેઠ કૂવાની પોળના એક ઘરમાં બપોરના વખતે અમે ગયા ત્યારે શ્રી મનુભાઈની સ્થિતિ કાંઈક ચિંતાજનક હતી છતાં ત્રિવેદીસાહેબ તથા અન્ય સબંધીઓ શાંતિ અને સાવચેતીપૂર્વક એમની માવજત કરી રહ્યા હતા એ જોઈને આપણા સમાજમાં દરદીના ઘરના વાતાવરણમાં સામાન્ય રીતે જણાતી ધમાલ અને અહીં દેખાતી શાંતિ એ બે વચ્ચેનો ખ્યાલ આવ્યો એ જમાનામાં ટાઇફોઈડ એક જીવલેણ રોગ પૈકી એક ગણાતો પણ આવા શાંત વાતાવરણમાં અને સાચી રીતની માવજત પામેલા શ્રી મનુભાઈ એમાંથી બચી ગયા અને આજે અનેક દરદીઓને સાજા કરવા તથા રાખવાનું કામ કરનારા ડૉક્ટર બન્યા છે

સન ૧૯૩૨ના રાષ્ટ્રવ્યાપી સંગ્રામમાં વિદ્યાપીઠ ગેરકાયદે જાહેર થતાં અમે પકડાયા અને સજા પામી શરૂઆતમાં સાબરમતી અને

પછીથી પૂનાની યરવડા જેલમાં ગયા ત્યાં અમને કૅમ્પ જેલમાં રાખવામાં આવેલા એટલે પૂનાની બધી કુદરતી સગવડોનો અમને લાભ મળ્યા ઉપરાંત બહારની દુનિયા સાથેનો સંપર્ક પણ અનુભવી શકાતો હતો આ જેલમાં કેદીઓને માટે જરૂરી વસ્તુઓ શહેરમાંથી મંગાવવાની સગવડ હતી અને એની વ્યવસ્થાનું કામ મારા હસ્તક હોવાથી એ કારણે મારો જેલના મોટા ભાગના કેદીઓ તેમજ અમલદારો સાથેનો સંબંધ થવા ઉપરાંત શ્રી ત્રિવેદીસાહેબ, કે જેમની દ્વારા વસ્તુઓ આણવાની ગોઠવણ થતી, તેમની સાથે પણ થઈ શક્યો

શરૂઆતમાં તો એમનો માણસ યાદી પ્રમાણેની વસ્તુઓ લઈને આવતો, પણ એક દિવસ અમને ખબર મળ્યા કે આજે શ્રી ત્રિવેદી સાહેબ પોતે જ ગાડીમાં વસ્તુઓ નાખવાના છે એટલે એમને મળવા આજે મોડા સુધી ઑફિસમાં રોકાયો હતો આ એમની સાથેનો મારો પ્રથમ મેળાપ

બહારનું કોઈ જેલમાં આવે ત્યારે આપણને બહારની ખબરો જાણવાની મળે એવો લોભ જાગે છે એ રીતે મેં એમને પણ વાતો પૂછવા માંડી પણ માણસ પોતાનું સ્થાન સમયપૂર્વક કેવી રીતે સાચવી-જાળવી શકે છે એનો ખ્યાલ મને એ દિવસે જ પહેલી વખત આવ્યો અમારા સવાલોના જવાબો એમણે આવેશમાં આવીને કે અમને ઉતારી પાડીને નહીં, પણ અમે જેલમાં હોઈએ ત્યાં આવી ચિંતા અમારે શા માટે હોય અને બહાર જે ચાલે છે તે બધું એની રીતે ચાલતું રહ્યું છે, એવા મીઠા જવાબમાં અમારા બધા સવાલો એમણે પતાવી દીધા આ જ વખતે રાષ્ટ્રીય ભાવનાથી રંગાયેલા ત્રિવેદીસાહેબ જેલ ખાતાના અમલદારો અધિકારીઓ, કે જેઓ સામાન્ય રીતે મિજાજી, નિષ્ઠુર તથા પરવા વગરના રહેવાને ટેવાયેલા હોય છે, તેમની સાથે પણ એમને કેટલો મીઠો અને પ્રેમભર્યો સંબંધ હતો એ જોઈને રાષ્ટ્રસેવા કરવા નીકળીને અમે જગતમાં આગળ ગણાવા યોગ્ય બન્યા છીએ એવો અમારો ફાંકો ઓસરી જ ગયો

સન ૧૯૩૨ના જુલાઈમાં યરવડાની જેલમાંથી છૂટીને હું એમને ત્યાં ગયો ત્યારે પૂનામાં પણ એમણે જ્યાં ત્યાં કેવા મિત્રો અને સ્નેહીઓ મેળવ્યા છે, એનો ખ્યાલ આવ્યો. એમને ત્યાં જે કોઈ આવે તે પોતાને ઘેર આવ્યો છે એમ જ માને સૌને મન ત્રિવેદીસાહેબ એ એક સજ્જન, સ્નેહી અને વાત પૂછવા તથા મદદ મેળવવાનું ઠેકાણું બન્યા હતા. બીજાઓ પોતાને છેતરી જાય છે કે ખોટો લાભ ઉઠાવી જાય છે એવું એઓ કદી વિચારતા નહીં. જે આપવા જ બેઠો હોય તે છત્ર મોળો કરે તો આપ્યાની શી શોભા? અને આમ બધાંનાં કામો કરતાં છતાં પોતાની નોકરી તેમ જ ઘરકામની બાબતો અંગે જરા પણ બેધ્યાની ગણતા નહી. રાતના છેક મોડા સુધી તેમ જ સવારના વહેલા ઊઠી તેઓ પોતાનાં આવશ્યક કામો પરવારી લેતા અને જ્યારે બહારની દુનિયા એમને ત્યાં આવતી થાય ત્યારે એ માટે પોતે તૈયાર જ હોય.

જેલમાંથી છૂટ્યો ત્યારે મારી પાસે રોકડ રકમ કાંઈ ન હતી. મેં ઘેર જવા માટે રૂ. ૨૫ની રકમ માટે એમને વાત કરેલી. એમણે કહેલુ કે સારુ પણ પૂનાથી ઊપડવાનો દિવસ આવ્યો અને સવારની ગાડીએ જવા માટે તૈયાર થયો ત્યાં સુધી એ રકમ અંગે કાંઈ વાત ન નીકળી. ગાડીનો સમય થવા આવ્યો એટલે એમણે કહ્યુ કે ચાલો, હુ કોલેજ જાઉ છુ તે તમને ખડકી સ્ટેશને મૂકતો જાઉ. આ વખતે પણ પૈસાની વાત તો ન જ થઈ ખડકી સ્ટેશને મને મોટરમાંથી ઉતારીને એમણે મારા હાથમાં મુબઈ સુધીની રેલવે ટિકિટ તથા રૂ ૨૫ની રકમ મૂકી, ત્યારે મને મારી અધીરાઈ માટે પસ્તાવો થયો અને એમની કાર્યનિપુણતા તથા ગંભીરતા માટે અનહદ માન ઊપજ્યુ. ઘેર આવીને ઘણા દિવસો સુધી એમની રકમ મારાથી પાછી મોકલવાનુ નહીં બનેલુ. છતાં એક પણ ઉઘરાણીનો સંદેશો કે પત્ર નહી આવ્યો એટલુ પણ મારે અહીં નોંધવું ઘટે

સને ૧૯૩૩ના ઓગસ્ટની શરૂઆતમાં શ્રી કાકાસાહેબ સાથે મારે પૂનામાં રહેવાનુ થયુ, ત્યારે તો શ્રી ત્રિવેદીસાહેબનો ખૂબ નિકટનો

પરિચય થયો આપણી નાનીશી વાત અંગે પણ એ કેટની શાંતિ રાખતી મદદરૂપ થતા એના બે દાખલા નોંધ્યા વિના નહીં ચાલે

મારી પાસે જૂનું કાંડાનું ઘડિયાળ હતું લગભગ રદ્દી જ કહેવાય, છતાં કામ તો આપતું હતું એનું કેસ નન્ન પિત્તળનું અને ઢાળ પડી ગયેલું એક દિવસ મેં તેમને કહ્યું કે, આને સોનાનો ઢોળ ચડાવી શકાય? એમણે હા પાડી એટલું જ નહીં, પણ પોતે ઘડિયાળ લઈ ગયા અને બીજે જ દિવસે ઢોળ ચડાવીને મોકલી આપ્યું એ જ રીતે મારી તબિયત માટે દાક્તરી સલાહ લેવાની મેં વાત કરી કે તરત જ એમણે એ કામનો ખ્યાલ કરી મને બીજે દિવસ સૂચના આપી કે, મારું આ કાર્ડ લઈને તમે સાસૂન હૉસ્પિટલમાં અમુક દાક્તરને મળજો પોતાના કાર્ડ ઉપર એમણે લખેલું કે 'to introduce Mr Jethalal Gandhi' આના કાર્ડથી આપણને કોણ બોલાવે એના વિચારો કરતો હું દવાખાને ગયો અને મારા આશ્ચર્ય વચ્ચે મને સારી રીતે તપાસી ઘટતી માનત્ત પણ લખી આપી

પૂનામાં અમારા વસવાટ દરમિયાન એઓ દરેક બાબતમાં કાળજી રાખતા જ હતા પણ એમને લાગ્યું કે, શ્રી કાકાસાહેબને હવે પોતાને ત્યાં જ લઈ જવા જોઈએ, એટલે એમણે આવીને શ્રી કાકાસાહેબને કહી દીધું, કાલથી બધા મારે ત્યાં આવી જાઓ વસ્તુઓ વગેરે લઈ જવાની હું ગોઠવણ કરી દઉં છું અને બીજે દિવસે અમે એમને ત્યાં પહોંચી ગયા આ હતા ત્રિવેદીસાહેબના દૃષ્ટિ, વ્યવસ્થા અને કાળજી

ત્યાર બાદ તો અનેક પ્રસંગોએ એમના સંબંધમાં આવવાનું થયું એ દરેક વખતે એમનો પ્રેમ એવો ને એવો જ અનુભવવાનો મળ્યો અને આજે પણ એમનું સ્મરણ એ દશ્ય તાજાં કરે છે

પણ એમના આ સંસ્મરણો મનને કાયમનો વિષાદ કરનારા એક પ્રસંગને નોંધ્યા સિવાય કેવી રીતે પૂરાં કરાય? એ પૂનાની ખેતીવાડી કૉલેજમાંથી આણંદની કૉલેજમાં આવ્યા ત્યાં આવ્યા પછી થોડા વખતમાં આપણી મહાસભાવાદી સરકારે રાજીનામાં આપ્યાં અને

કૉલેજના કામમાં એમને જે પારાવાર તકલીફો પડી, પાછળથી એમને પક્ષાઘાત થયો અને તેઓ ગુજરી ગયા એ ખબર જાણ્યા ત્યારે મન ઉપર એક દુઃખદ છાયા ફરી વળી. અને આજે પણ એ છાયા દૂર થતી નથી.

પ્રસંગ એ હતો કે, ૧૯૪૭માં જ્યારે આણંદની ખેતીવાડી કૉલેજ શરૂ કરવાની વાત ચાલતી હતી તે વખતે મુ. શ્રી નરહરિભાઈ એમાં ખૂબ રસ લેતા હતા. એક દિવસ વાતમાં એમણે કહેલું કે, આણંદમાં સરદારશ્રી, મુનશી વગેરેના પ્રયત્નથી એક ખેતીવાડીની કૉલેજ નીકળે એવું ગોઠવાય છે, પણ એની જવાબદારી સોંપાય એવી કોઈ વ્યક્તિ જણાતી નથી. સંજોગવશાત્ મારાથી શ્રી ત્રિવેદીસાહેબનું નામ લેવાયું. મુ. શ્રી નરહરિભાઈને એ એકદમ ગમી ગયું અને શ્રી મુનશી તથા સરદારશ્રી સાથે પત્રવ્યવહાર ચાલ્યો પરિણામે ત્રિવેદીસાહેબ પૂનાથી આણંદ આવી ગયા. શરૂઆતમા તો કામ સરસ ગોઠવાયું અને ચાલ્યું, પણ આગળ જણાવ્યું તેમ, પાછળથી આપણી સરકારે રાજીનામું આપતાં નવી સરકારના અમલદારો અને પ્રધાનો તરફથી ત્રિવેદીસાહેબને ઘટતી સગવડો ન મળી એટલું જ નહીં, પણ તકલીફો જ પડવા માંડી. આ થાક એમને નડ્યો અને એ માંદગીમાં પટકાયા અને આખરે આપણે એમને ગુમાવી બેઠા. જ્યારે એમના અવસાનના સમાચાર જાણ્યા ત્યારે મુ. શ્રી કાકાસાહેબને મેં એક પત્ર લખેલો તેમાં લખેલું કે, ત્રિવેદીસાહેબના અકાળ અવસાનનાં કારણોમાં બીજાં જે હોય તે ખરાં, પણ મને તો મેં શ્રી નરહરિભાઈને સહજ ભાવે કરેલી સૂચના યાદ આવે છે અને ખૂબ દુઃખ અનુભવું છું. આ દુઃખ આજે પણ મનમાંથી દૂર થતું નથી અને એ જ મારું ત્રિવેદીસાહેબનું તર્પણ છે એટલું નોંધી મારી આ સંસ્મરણોની અંજલિ પૂરી કરું છું.

૮-૧૦-'૫૨ — ડાહ્યાભાઈ ગાંધી

૧૯

# મૂર્તિમંત અતિથિસેવા

ગુજરાતનું મોઢું જે થોડા માણસોને લીધે ઊજળું છે, તેમાંના પ્રો. ત્રિવેદીસાહેબ એક હતા. એમની જિંદગીનો મુખ્ય ભાગ એમણે પૂનામાં ગાળ્યો, અને એ બધો સમય પૂનામાં ગુજરાત ભર્યું ભર્યું ગાજતું.

### પ્રથમ પ્રસંગ

૧૯૩૩માં ગાંધીજીએ એકવીસ દિવસના ઉપવાસ આદર્યા, એ આપણા દેશની મહાન મનોયાતનાનો પ્રસંગ હતો. એ દિવસોમાં શ્રી કાકાસાહેબ કાલેલકરના અન્તેવાસી તરીકે મને પૂનામાં રહેવાનું અને થઈ રહેલાં મહાન પરિવર્તનોના સાક્ષી થવાનુ સદ્ભાગ્ય મળ્યું હતું. ઉપવાસને લીધે ચિંતાતુર નેતાઓ પૂના તરફ દોડી આવતા હતા. સામુદાયિક સવિનય ભંગ બંધ જાહેર કર્યો હતો. અખિલ હિંદ મહાસભા સમિતિની ઐતિહાસિક બેઠક યોજાઈ હતી. ધીમે ધીમે એ બધી ચિંતાઓના વંટોળ શમી ગયા. ઉપવાસ કુશળક્ષેમ પૂરા થયા. રાષ્ટ્રનું રગશિયું ગાડું વળી પાછું ચીલે પડ્યું. તે પછી શ્રી દેવદાસ-લક્ષ્મી પ્રતિલોમ લગ્નની ચર્ચાએ થોડો સમય બધાનું ધ્યાન ખેંચવા પ્રયત્ન કર્યો, અને એવામાં જ ગાંધીજીએ સર્વત્યાગનુ મહાનમાં મહાન પગલું — સાબરમતી આશ્રમના વિસર્જનનું — લેવાનો નિશ્ચય કર્યો.

### સદાસર્વદા સ્મિત

એ દિવસોમાં અનેક મોટા માણસો દેશને ખૂણે ખૂણેથી પૂનામાં ઠલવાતા હતા. આઠે દિવસે ત્રિવેદીસાહેબનું ઘર મહેમાનોથી ઊભરાતું હતું, તે અત્યારે તો જોવા જેવું બની રહ્યું હતુ. ચિંતાને લીધે વાતાવરણ તંગ રહેતુ અને સૌ કોઈ મોટા કામ ઉપર હોય એમ

નાગનુ સતારે જેમના મોઢા પર સ્મિત રમી રહેતુ એવા ગો ત્રિવેદી સાહેબને જ કાઈ મમ ન હતુ એમ લાગે અથવા તો બધાના મનમા એમ અનુકૂળ થઈ શકાય એ જ એમનુ મમ હતું અને એ જ એમની ચિતા હતી બીજાઓનુ કામ તે ખરેખર મહત્ત્વનુ છે કે વેરનાઈ જ છે એ જોવાની એમને ફુરસદ ન હતી ન્યાય કરવા બેસવુ એ એમની વૃત્તિ જ ન હતી સેવા કરી છૂટવામા એ કૃતકૃત્યતા અનુભવતા એક તરફ પર્ણકુટિમા શારીરિક યાતના નિચોવીને આત્માનુભવનું બળ મેળવતા મહાત્માનુ દશ્ય આપણુ મસ્તક જ નહી પણ હૃદય ઝુકાવે એવુ હતુ અને બીજુ એવુ દશ્ય હતુ પર્ણતીહિલ તરફના એક મ ાનમા સસારસુ સરમા રહી તપસ્વીનુ જીવન જીવતા પ્રો જયશકર ત્રિવેદીનુ સ ા સજીવ સ્મિત

ગયા છે એ સંશોધનનો એક રસિક વિષય થઈ પડે તેમ છે. કુદરતના એ અઠંગ પ્રેમી હતા. એમના ઘરમાં ટીંગાયેલાં ચિત્રો એ વાત કહી દેતાં. પણ તમારી જોડે એ સિંહગઢ આવે તો તમે પાછા ઘેર આવો ત્યારે તમારે માટે બધી વ્યવસ્થા કોણ કરી રાખે? અતિથિઓ જ એમનાં સિંહગઢ, દાર્જિલિંગ, કાશ્મીર અને ઊટી હતાં.

## વિરલાનું કામ

૧૯૩૦મા જે જેલ ગયા તેમની ઉપર ત્રિવેદીસાહેબની અજબ દુવા ઊતરી હતી. પોતે સરકારી નોકર હતા ઉપરીઓની ખફગી અને બીજા અમલદારોની તીરછી નજર એમનાથી છાની હોય એ તે કેમ બને? સરકારી નોકરીની સીડીના પગથિયાં ટપવામાં જે શક્તિ વાપરવી જોઈએ તે એમણે જેલમા પડેલા પોતાના અનેક અજાણ્યા દેશભાઈઓ માટે વાપરી. હું ધારું છુ એટલુ જ એમણે કર્યું હોત તો મોટી વાત ન હતી. જેલવાસીઓને જાજમો પહોંચાડવા પાછળ પોતે ન ન

ત્યાં જવું છે? તમે પૈસા ચૂકવવા જાઓ ત્યારે એને અડવાની પણ ના પાડે. યરોડા–વિસાપુરમાંના સત્યાગ્રહી કેદીઓ પૂના એમના ઘેર આવ્યા પછી સરકારે ઘર સુધીની કઢાવી આપેલી ટિકિટ સમય બહાર થઈ જશે એની પરવા કર્યા વગર બે દિવસ પૂના જોવા વધુ રોકાઈ ગયા હોય એવા દાખલા ઓછા નહીં હોય. અને એમના વિદ્યાર્થીઓને પૂછશો તો ઘણી વાર મહેમાનોના બિસ્તરા–પોટલાંના લખાચાથી ભરેલી મોટરમાંથી કૉલેજને દરવાજે ઊતરી પડતા, તો કોઈ વાર કૉલેજેથી સીધા કોઈને લેવા સ્ટેશન તરફ ગાડી હંકારી જતા પોતાના પ્રિય પ્રૉફેસરનું અચ્છું રેખાચિત્ર તમને દોરી આપશે.

હું ત્યાં હતો ત્યારે મને ખબર છે કે પોતે જાતે જ ગાડી હાંકતા. મહેમાનોની અવરજવર વધી પડતા એમણે બધાની સગવડ સાચવવા ડ્રાઇવર રાખ્યો. મહેમાનોની સંખ્યા વધી જતાં, પોતે (નિયમિત કૉલેજ પહોંચવા માટે) મોટર–સાઇકલ વાપરવા લાગ્યા. મને સાઇકલ કાઢી આપી હતી, અને બીજી એક ઇમરજન્સી માટે પડી રહેતી તે જુદી. છતાં મને ખાતરી છે કે, ચોમાસાની શરૂઆતમાં મહેમાનોની સંખ્યા ઓછી થતા છૂટો કરવામાં આવેલો ડ્રાઇવર ગુજરાતની મહેમાનો મોકલવાની અશક્તિથી અકળાયો હશે તો તેનાથી પણ વિશેષ તો ત્રિવેદીસાહેબ જ અકળાયા હશે.

### અતિથિ એ જ સર્વસ્વ

ઉનાળાના આરંભમાં હું એમને પૂછતો: ત્રિવેદીસાહેબ, તમે વૅકેશનમાં ક્યાંય બહાર જતા નથી તો પછી કામ કરવાની તાજગી શી રીતે મેળવી શકો છો? એમણે મને સ્પષ્ટ જવાબ ન આપ્યો. વાત સમજાઈ ત્યારે એમને પ્રશ્ન કરવા માટે હું શરમાયો. ઉનાળામાં બહારથી કોઈ ને કોઈ હવાફેર માટે પૂના આવે, એટલે ત્રિવેદીસાહેબના હવાફેરના કાર્યક્રમ પર આપોઆપ જ ચોકડી મુકાઈ જાય ત્રિવેદીસાહેબને ત્યાંથી પાર્વતી પાર્વતી પડખેનો પ્રખ્યાત સિંહગઢ જોવા ગયાં હશે; પણ તેઓ પોતે કેટલે વરસે, ક્યારે કેટલી વાર ને કેટલા દિવસ માટે સિંહગઢ પણ

ગયા છે એ સંશોધનનો એક રસિક વિષય થઈ પડે તેમ છે. કુદરતના એ અડંગ પ્રેમી હતા. એમના ઘરમાં ટીંગાયેલાં ચિત્રો એ વાત કહી દેતાં. પણ તમારી જોડે એ સિંહગઢ આવે તો તમે પાછા ઘેર આવો ત્યારે તમારે માટે બધી વ્યવસ્થા કોણ કરી રાખે? અતિથિઓ જ એમનાં સિંહગઢ, દાર્જિલિંગ, કાશ્મીર અને ઊટી હતાં.

## વિરલાનું કામ

૧૯૩૦મા જે જેલ ગયા તેમની ઉપર ત્રિવેદીસાહેબની અજબ દુવા ઊતરી હતી. પોતે સરકારી નોકર હતા ઉપરીઓની ખફગી અને બીજા અમલદારોની તીરછી નજર એમનાથી છાની હોય એ તે કેમ બને? સરકારી નોકરીની સીડીના પગથિયાં ટપવામા જે શક્તિ વાપરવી જોઈએ તે એમણે જેલમા પડેલા પોતાના અનેક અજાણ્યા દેશભાઈઓ માટે વાપરી. હુ ધારુ છુ એટલુ જ એમણે કર્યું હોત તો મોટી વાત ન હતી જેલવાસીઓને જણસો પહોંચાડવા પાછળ પોતે ઠીક ઠીક ઘસાતા હશે, એ પણ મોટી વાત ન હતી. એમના જીવનની અત્યંત આકર્ષક વસ્તુ તો એ હતી કે, જેને પોતે પિછાનતા પણ ન હોય એવાં કેટી ભાઈબહેનો માટે વિવિધ વસ્તુઓ જાતદેખરેખથી લઈ આવતા, એટલુ જ નહી પણ તેને પૅક કરી, કાપલીઓ વગેરે ચોડવાનુ કામ પણ જાતે તપાસતા, ઘણી વાર પડે જ કરતા રાજભક્તિથી પ્રેરાઈને

સારો રસ લેતા હતા. ત્રિવેદીસાહેબનો ઉપરનો ગુણ એ પ્રવૃત્તિને આભારી હોય એ સંભવિત છે. પણ તો એક નાની વસ્તુમાંથી એમણે ઘણી મોટી વાત સમજી લીધી એમ ગણાય.

### વિદ્યાર્થીઓના આલંબનરૂપ

પૂનામાં 'બંધુસમાજ'ની પ્રવૃત્તિના એ પ્રાણ હતા. વિદ્યાભ્યાસ અર્થે પૂનામાં રહેતા હરકોઈ ગુજરાતી વિદ્યાર્થીને આલંબનરૂપ હતા. કેટલાય વિદ્યાર્થીઓને એમણે છૂપી રીતે મદદ કરી હશે. વચ્ચે થોડોક સમય પોતાને ત્યાં ઘરના છોકરાઓ તરીકે વિદ્યાર્થીઓને રાખવાનો અખતરો પણ એમણે કર્યો હતો, એમ 'કકમાં મને જાણવા મળ્યું હતુ. એ કોઈને માટે કાંઈ પણ કરી શકે તો ને વાત એમને સ્પર્શી શકતી નહીં. જમણો હાથ જે આપે છે તેની ડાબાને પણ ખબર પડે નહીં એવી એમની નમ્રતા હતી. ઊલટું પોતે કોઈને તલભાર પણ આપવાનો શોખ માણી શકે છે એની મહાનુભાવ હૃદયોને જે શરમ આવે છે તે એમની આંખમાં કોઈ વાર પકડાઈ જતી. એમને મન માણસનું બહુ મોટુ મૂલ્ય હતુ વગવાળા વિદ્યાર્થીઓ માટે તો એમની ઉપર ભલામણના પત્રો આવતા રહે. પોતે તેમને માટે તો અલબત્ત બનતી અનુકૂળતા કરી આપતા જ. પણ તે સિવાયનાઓને માટે તેટલી જ ચીવટ દાખવતા. એમનાં માબાપોના ભલામણપત્રો પણ જાણે આવી જ ગયા છે એમ

## માણસાઈમાં અખૂટ વિશ્વાસ

આ બધી વસ્તુઓ જેની આગળ નહિવત્ છે એ તો સદ્ગતનો માણસની માણસાઈમાં અખૂટ વિશ્વાસ એ ન હોત તો એ સરકારી (કે ભાવનગર રાજ્યની) નોકરીની ચમકદાર કારકિર્દીના મોહમાંથી છૂટા રહી શકત નહીં, બીજાઓના વ્યક્તિત્વને પોષવામાં જ પોતાની વૈયક્તિકતા પોષાય છે એમ માનવા પ્રેરાયા હોત નહીં, દુનિયાના વિવિધરંગી વર્ગોમાંથી દરેક વર્ગના માણસો માટે પોતાના હૃદયમાં સ્થાન રચી શક્યા હોત નહીં સંકુચિત મનોવૃત્તિનો અભાવ એ એમના જીવનની એક એ હકીકતથી જ વરતાઈ આવે છે કે, પૂના તળની કોઈ પણ પ્રવૃત્તિ (ગુજરાતી બિનગુજરાતીના ભેદ સિવાય) એવી નહીં હોય જેમાં પ્રો. ત્રિવેદીનો નોંધપાત્ર ફાળો નહીં હોય આ અને એમના બીજા ઘણા ગુણોનો ખુલાસો, એ ગુજરાતી હતા કે પ્રોફેસર હતા કે એવા વર્ણનથી નહીં આપી શકીએ એના મૂળ તો તેમની નિગડંબર અને બાલસહજ માનવતામાં જ શોધવા જોઈએ

સામા માણસમાં માણસની માણસાઈમાં શ્રદ્ધા જગાડવાની અને એને સક્રિય બનાવવાની ગાંધીજીમાં જે અમોઘ શક્તિ છે તે ત્રિવેદીસાહેબ જેવાઓનાં જીવનમાં પ્રત્યક્ષ પ્રતીત થાય છે અંગત વાત કરું તો, તે રાતોમાં અમે વાતે ચડતા ત્યારે પોતાને ફિલસૂફી વાટવાનો કે ડાહ્યું ડાહ્યું બોલવાનો અત્યંત અણગમો હોવા છતાં ત્રિવેદીસાહેબથી એક વાર એક વાત સહજપણે કહેવાઈ ગઈ હતી તે હું કદી ભૂલી શક્યો નથી, બલ્કે જીવનના ભાથારૂપ એ બની ગઈ છે. વાત વાતમાં એ બોલી ગયા, "કેમે પણ, માણસ સારો નથી એમ માનવા મારું મન કદી જ કબૂલ થયું નથી એ ખરાબ છે એમ ભલે એ પુરવાર કરી આપે. આપણે તો સારો જ ગણવો." આ શ્રદ્ધાને બળે જ ત્રિવેદીસાહેબ ત્રિવેદીસાહેબ હતાં આવા સત્પુરુષોને મરણ નથી

('ફૂલછાબ', ૯-૫-'૪૧ માંથી) ઉમાશંકર જોષી

## ૨૦

# સ્વ. જયશંકરભાઈ ત્રિવેદી

પરદેશી રાજ્યમાં જ્યારે પ્રજા સ્વાતંત્ર્ય માટે યુદ્ધ ખેલતી હોય ત્યારે રાજ્ય અને પ્રજા બન્નેના માનીતા બનવાનું ભાગ્ય ઘણા થોડા સજ્જનોને પ્રાપ્ત થાય છે. સ્વ. જયશંકરભાઈ ત્રિવેદી જીવનના સિદ્ધાંતોનો ભોગ આપ્યા સિવાય ઉભય પક્ષનો આદર મેળવી શક્યા તે તેમના જીવનનું સાફલ્ય હતું. अतिथिदेवो भव એ સૂત્રને તેમણે જીવી જાણ્યું. આતિથ્ય તો ત્રિવેદીસાહેબનું જ. મહેમાનને દેખીને તેમના આનંદનો પાર રહેતો નહોતો. કોઈ સાધારણ સ્થિતિના માણસની પણ સુખસગવડ સાચવવાને તે વળી જ ચીવટ રાખતા. સરકારી નોકરી કરતા છતાં સરકારની સાથે સક્રિય લડતમાં ઊતરેલા સૈનિકો સાથે સંબંધ રાખવામાં, તેમને મુશ્કેલીમાં રોકટોક મદદ કરવામાં અને ખાસ જેલવાસીઓને અનેકવિધ જરૂરિયાતો પૂરી પાડવામાં તે જાતે ખર્ચ કરી ઘણો પરિશ્રમ લેતા. જેલમાંથી છૂટનાર દરેક કેદીને પોતાને ત્યાં જમાડીને વિદાય આપતા.

મારી દૃષ્ટિએ તેમની દિનચર્યામાં સૌથી અગત્યનો કાર્યક્રમ સવારે દાતણપાણીથી પરવારી 'દાસબોધ'માંથી બે પ્રકરણનું સમૂહવાચન કરવાનો હતો. ઘરના સઘળા માણસો અને મહેમાનો ચાની કીટલી અને નાસ્તાથી ભરેલી રકાબીઓની આજુબાજુ શેતરંજી ઉપર ગોઠવાઈ જતા, અને 'દાસબોધ'માંથી બે પૃષ્ઠ ગાતા. આ રીતે તેમના દૈનિક જીવનની શરૂઆત ધાર્મિક પુસ્તકના વાચનથી જ થતી.

તેમનું જીવન કર્મયોગીનું હતું. અનેક લોકો તેમની સહાય માટે આવતા અને દરેકને કાંઈક ને કાંઈક મળી રહેતી. આવા પુરુષ પાસે

પૈસો એમ ન જ થાય સેવાધન એ જ તેમની મૂડી હતી અને તેમણે તે સારા પ્રમાણમા એકઠી કરી હતી

પુરુષના જીવનમા પત્ની અગત્યનો ભાગ ભજવે છે તેમના ધર્મપત્ની દરેક પ્રવૃત્તિમા હૃદયથી સાથ આપતા તેમના જીવનના આનંદ અને સફળતામા તે પણ સંગીન ફાળો આપતા, એ તેમનુ સદ્ભાગ્ય હતુ

આણંદના કૃષિગોવિદ્યાભવનની પૂર્તતૈયારી માટે સરદારસાહેબે તેમને પસદ કર્યા હતા આ કામ માટે તે આણંદ આવી રહ્યા ત્યારથી તેમના વધારે પરિચયમા આવ્યો ચરોતર એજ્યુકેશન સોસાયટીની શરૂઆતથી જ તે તેના સભાસદ તો હતા જ, પણ આણંદ આવ્યા પછી તેની પ્રવૃત્તિઓમા તે ઘણો રસ લેવા લાગ્યા અને તેના નિયામક મંડળ અને માર્ગવાહક મંડળના સભાસદ તરીકે પણ ચૂટાયા ગામની કેળવણી અને સમાજોપયોગી અનેક પ્રવૃત્તિઓમા તેમનો ફાળો અજોડ હતો યુનિવર્સિટીની મૅટ્રિકની પરીક્ષાનુ કેન્દ્ર આણંદમા તેમનો અગ્ર હિસ્સો હતો

ત્રિવેદીસાહેબ કૃષિગોવિદ્યાભવન ફૂલ્યુંફાલ્યુ જોઈ શક્યા નહી ! તે તો તેના પાયામા દટાઈ ગયા ! તે માટે તેમનાથી બનતુ બધુ જ કરવામા તેમના શરીરને તેમણે ઘસી નાખ્યુ અને રાજકીય વાતાવરણના બદલાતા વાયરામા સસ્થાની પ્રગતિ વધારવાના પ્રયત્નોની ચિંતામા દેહ છોડ્યો સસ્થાને અને સારા ગુજરાતને તેમના જેવા સેવાભાવી સજ્જનની ન પુરાય તેવી ખોટ પડી, પણ તેમણે તો જીવનને ધન્ય જ કર્યું !

વલ્લભ વિદ્યાનગર
આણંદ

ભીખાભાઈ કુબેરદાસ પટેલ

२१

# શ્રી જયશંકર ત્રિવેદી

સ્વ જયશંકર ત્રિવેદી—ગુજરાત અને ગુજરાતીઓના ત્રિવેદી સાહેબ અને થોડા આપ્તજનો ને સ્નેહીઓના જયશંકરભાઈ—એ ગુજરાતની અસ્મિતાનુ જીવત પ્રતી જયશંકર ત્રિવેદી એ એક વ્યક્તિ નહી પરંતુ એક જીવત સસ્થા બૃહદ્ ગુજરાતનુ ચેતનવતુ પ્રતીક ! કોઈ આત્મી એવો ન હોય—પછી તે મહાગ ફીય હો ? ગુજરાતી—જેણે જયશંકરભાઈના ગ[illegible] વખત જ પરિચયમા આવ્યા [illegible] એમની સાથે આપ્તજનના અનુભવી ન હોય અગર તો જયશંકરભાઈએ એને એ અનુભવાવી ન હોય !

જયશંકરભાઈ સાથે પા સદીનો નિકટ સબધ—જયશંકર, એમના પત્ની અને ચિ મનુન મનેનુ ગો નાનક, ગખા કુળ એ પચીસ વર્ષ મારુ પોતાનુ કુટુંબ જ હોય એવો સુખદ અનુભવ મે [illegible] પૂનામા વસતા ગુજરાતીઓન આશ્રયસ્થાન ત્રિવેદીસાહેબ ત્યાના ગુજરાતી જીવનને સગઠિત કરવાના એમના પ્રયાસો અને પૂનાના બધુસમાજ અગેની પ્રવૃત્તિ મ[illegible]ધી સાભળેલી વાતોથી બૃહદ ગુજરાતી જીવનમા રસ લેતા પ્રત્યેક ગુજરાતીને એમનો પરોક્ષ પરિચય થયો હશે તેમ મને થવા માંડ્યો એવામા મે મુંબઈ વસવાટ કર્યો એ અરસામા જ પૂના ગુજરાતી બધુસમાજના એક વખતના મત્રી મારા એક મિત્રની મારફત અમારો એ દિવસ પરિચય થયો અને એ જોત જોતામા મૈત્રીસબધમા પરિણમ્યો એ પરિણામ માટે એમની સહૃદયતા સરળતા અને દુશ્મનનેય હાર્દ એવી સ્વભાવમધુરતા વિશેષે જવાબદાર હતા હુ તો પ્રથમ મનમતે જ એમના પ્રતિ કોઈ ગજબ આકર્ષણે આકર્ષાયેનો

ઓગણીસ સો તેત્રીસ ચોત્રીસમાં મારા એક પરમ સ્નેહીને પંચગની હવાફેર માટે જવાનું થયું. જયશંકરભાઈ એમને ઓળખતાય નહોતા. એ મિત્ર ગણદેવીના સુપ્રસિદ્ધ દેસાઈ કુટુંબના વારસ. જયશંકરભાઈના પિતાશ્રી રાજ્યના એકાઉન્ટન્ટ જનરલ—મડ જ ગમેલ ગણાતા કોષાધ્યક્ષ કે જેમની દાખલ કરેલી પદ્ધતિ આજે પણ રાજ્યના એ ખાતાના નિષ્ણુતોને શોભાવે અને સસરા નાયબસૂબા,—એ કારણે એ કુટુંબને નામથી પિછાનતા. મેં તો માત્ર એટલું જ લખેલું કે, એમને પંચગની મૂકી પાછા ફરતા હું અને મિસિસ કાપડિયા એક બે દિવસ એમને મળવા રોકાઈશું. અમારી ગાડી મળસકે પૂના પહોંચતી હોઈ અને મારા મિત્રની તબિયત નાજુક હોઈ અમારો ઇરાદો સ્ટેશન પર જ આરામ ખંડમાં (વેઈટિંગ રૂમમાં) રોકાઈ સીધા પંચગની જવાનો હતો. એવા કથરેના સમયે એમને મળવાની આશા જ કેમ રખાય? છતાં પ્રાતઃકાળના એ સમયે ટ્રેન પહોંચી ત્યારે હાથમાં ચા-દૂધના વાસણો લઈ એમને સ્ટેશને આંટા મારતા જોઈ મારા વિસ્મયનો પાર ન રહ્યો. મેં મીઠો ઠપકો પણ આપ્યો. પરંતુ એમને એમાં ખાસ અગવડ કે તસ્દીક નહોતાં દેખાયાં. પછી તો મારા મિત્રની તબિયત એવી ખગામ ન લાગતાં આગ્રહ કરી ઘેર લઈ જઈ બધાને સ્નાન-નાસ્તો વગેરે કરાવી મોટર વગેરેનો બંદોબસ્ત કરવામાં પોતે જ પડ્યા. પંચગનીથી પાછા ફરતાં અમે એમના મહેમાન બન્યાં. પોતાની નોકરી તા સમય કાજન પાડી મહેમાનની સગવડ સાચવવાની—એને સહવાસ આપવાની એમની તત્પરતાએ એમના આત્માનું દિગ્દર્શન મને પ્રથમ કરાવ્યું. ઘરમાં આપણને અજાણ્યું લાગવા ન દે એવું જીવન—મહેમાનોથી સદાયે ઘર ઊભરાતું હોય. મરદોને સૂવાનો ઓરડો તેમાં પોતે સદા તેમને સાથ આપે. સ્ત્રીઓ માટે બીજો ખંડ હોય એટલે હીરાબહેનને તેમને સાથ આપવાનો હોય! આખા કુટુંબમાં એ પતિપત્નીનું આહ્લાદબિંદુ હોય તો એ ચિરંજીવી મનુ! એ એમના અનહદ પ્રેમનું પાત્ર. આ માતપિતાના જેટલાં લાડ અને પ્રેમ મનુ પામ્યો છે,

એટલાં ભાગ્યે જ કોઈ બાળકને મળ્યાં હોય ! એ જ અરસામાં ગાંધીજીને સાસૂત હૉસ્પિટાલમાં શસ્ત્રક્રિયા માટે યરવડાથી ખસેડવામાં આવેલા; એટલે ત્રિવેદીસાહેબનો ઘણો સમય એમની તહેનાતમાં જતો. અમને પણ સખ્ત ચોકી છતાં બાપુના દર્શનનો લાભ એમને લીધે જ મળેલો.

પાછળથી તો મારે અવારનવાર પંચગની જવાનું થતું, એ દરમ્યાન જયશંકરભાઈને વધુ નિકટ પિછાનવાનો પ્રસંગ મળતો ગયો. પાછળથી એ મિત્રને પંચગનીથી પૂના ખસેડતા જે અમૂલ્ય સહાય ત્રિવેદીસાહેબની મળી એ જીવનભર ન ભુલાય. એ કુટુંબ સાથે પણ એમણે તન્મયતા કેળવી લીધી હતી ત્રિવેદીસાહેબના આ ઉદાત્ત સ્વભાવને અનુકૂળ થવામાં હીરાબહેનની મહત્તા હતી એ પણ એટલા જ આનંદથી મહેમાનગીરીનો આ ભાર ઝીલતાં

ત્રિવેદીસાહેબનુ ઘર એટલે પૂનામા વસતા ગુજરાતી વિદ્યાર્થીઓ માટે આશ્રયસ્થાન પૂનાના ઘણાખરા ગુજરાતી વિદ્યાર્થીઓ સાથે એમનો પ્રત્યક્ષ સંપર્ક ખરો જ. એમની મુશ્કેલીઓમા એ એમના બેલુ. ભીડમા આવેલા વિદ્યાર્થીઓને ગુપ્ત સહાય આપતા એ વાત તો નિરાળી; પણ કોઈને ઘેરથી વેળાસર પૈસા ન આવ્યા હોય, કોઈને કંઈ બીજી મુશ્કેલી આવી પડી હોય, તો એ ત્રિવેદીસાહેબ પાસે દોડે અને પોતાની મુશ્કેલીનો ઉકેલ કરી આવે. હૉસ્ટેલમાં કેટલાકને જગ્યા ન મળે, આશ્રયસ્થાન વિના એવી સંકડામણમાં આવી પડેલાઓ માટે એમના ઘરમાં એકાદ બે ઓરડાઓ ખાલી કાયમ રાખવામાં જ આવ્યા હોય; તેમાં એમને સ્થાન મળે. વિદ્યાર્થી આલમના આ સંપર્ક માટે દર રવિવારે જુદા જુદા દસ પંદર વિદ્યાર્થીઓને ભોજન માટે નોતર્યા જ હોય. પૂનામાં કોઈ આદમીને ન ઓળખનાર અજાણ્યુ ગુજરાતી એમને ત્યાં બેધડક ચાલ્યો જાય—એમનાં દ્વાર સદાયે એને માટે ખુલ્લાં હોવાનાં.

પોતાની સરકારી નોકરીને અંગે રાજકારણથી અલિપ્ત રહેતા. પણ એમને રાજકારણમાં રસ નહોતો એમ નહી. રાજકારણથી

ભાગવાની કાયરતા એમનામાં નહોતી માત્ર એમણે પોતાની મર્યાદા આંકી લઈ સમાજસેવાને પોતાનું જીવનકાર્ય બનાવ્યું

એમનો રસ અનેકવિધ હતો સમાજસેવાના — સમાજના ઉત્થાનના કોઈ પણ કાર્ય પ્રત્યે એ આકર્ષાતા એ કાર્યને એમની સહાનુભૂતિ મળતી ૧૯૨૫માં ગણદેવીમાં વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદ મળી એ વેળા દેશમાં પુસ્તકાલય પ્રવૃત્તિનું મહત્ત્વ એટલું સ્વીકારાયું નહોતું. અખિલ હિંદ પુસ્તકાલય પરિષદનો વિચાર જન્મ્યો નહોતો વડોદરાએ એ પ્રવૃત્તિને અપનાવી હતી અને ગુજરાતના બીજા ગીગ સમાજસેવક સ્વ મોતીભાઈ અમીન એના પ્રાણ દેશભરમાં આવી પરિષદ યોજવાનો આ પ્રથમ પ્રયાસ એ પરિષદ અંગે એક સુંદર પુસ્તકાલય પ્રદર્શન ભરવામાં આવ્યું ગણદેવી આવવાનું ત્રિવેદીસાહેબને લાગ્યા અમારા મારું આમંત્રણ — હું એ વેળા મુંબઈ નિવાસ છોડી ગણદેવી રહેતો હતો — એ આમંત્રણ સ્વીકારવાની આ પરિષદ અંગે એમણે ત્યાં આવી ત્રિવેદીસાહેબને મોતીભાઈની આ પ્રવૃત્તિ નિહાળવી હતી એ આવ્યા, નજરે જોયું અને ખૂબ રસ દેખાડ્યો પાછળથી એ માહિતીનો ઉપયોગ એમણે પૂના ગુજરાતી બંધુસમાજના પુસ્તકાલયને વિકસાવવામાં કર્યો આ પ્રદર્શન અનેરું હતું પ્રદર્શનને છેલ્લે દિવસે ગાંધીજી ગણદેવી આવી ચડ્યા એમણે પણ પ્રદર્શનની મુલાકાત લઈ એ જોવામાં ૧૦૧ તાર હોવા છતાં સવા કલાક ગાળ્યો અને ખૂબ જ આનંદ પ્રદર્શિત કર્યો એટલું જ નહીં, પણ બીજે દિવસે નવસારીની જાહેર સભામાં એની મુક્ત કંઠે પ્રશંસા કરતાં સ્વરાજપ્રાપ્તિ પછી જે પ્રચંડ રચનાત્મક કે રાષ્ટ્રઘડતર કાર્ય કરવાનું હશે એના એક મુખ્ય અંગ તરીકે એ પ્રવૃત્તિને વર્ણવી ત્રિવેદીસાહેબને અંગે તો આ ઉલ્લેખ એટલા જ પૂરતો છે કે એમનો રસ અનેકવિધ હતો એ રસને લીધે જ આપણે ત્રિવેદીસાહેબને સ્નાઉટ કમિશનર બનતા જોઈએ છીએ પૂના ગુજરાતી બંધુ સમાજના તો એ જીવ્યા ત્યાં સુધી આત્મા રહ્યા બંધુસમાજ દ્વારા એમણે પૂનાના ગુજરાતી જીવનને સંગઠિત કર્યું અને એ સંગઠનના

પ્રયાસથી ગુજરાતી બાળકો માટે સુંદર શાળા જન્મી. એ શાળા માટે કરેલી અથાગ મહેનતનો ખ્યાલ કરતાં આજ્યે મને એમની વ્યવસ્થા-શક્તિ, અથાગ શ્રમ લેવાની ટેવ, કાર્યદક્ષતા અને ખંત નજર સમક્ષ આવે છે.

આ પરમ સુખી કુટુંબ એક જ વેળા શોકવાદળમાં ડૂબ્યું. ચિરંજીવી મનુ એમનુ એકનુ એક સંતાન એને હાડકાનો ક્ષય થતાં પ્લાસ્ટરમાં લાંબો કાળ રાખવાનો પ્રસંગ આવ્યો. ત્રિવેદીસાહેબ માટે એ ભારે કસોટીનો સમય. મનુ એટલે એ દંપતીનુ સર્વસ્વ ! લાગલાગટ બે વર્ષ સુધી એમણે જે સારવાર એમના એ વહાલા સંતાનની કરી-બહારથી પરમ ધૈર્ય રાખે, હસતુ મોં રાખે, છતાં હૃદય પળેપળ રોતુ હોય — એ સ્થિતિમાં કરેલી એ સારવાર કોઈનેય દિઙ્મૂઢ બનાવે એવી હતી પુત્રપ્રેમથી નીતરતા પ્રેમાળ પિતાનાં હૃદયદર્શન એ માંદગીએ કરાવ્યાં મનુ સાજો થયો શરીરે હૃષ્ટપુષ્ટ થયો પણ ત્રિવેદીસાહેબ એ કાળમા ઘરડા થઈ ગયા — શરીરે અડધા બન્યા. એમનું હૃદયમંથન કેવું કારમુ હશે એની એ અકાળ વૃદ્ધાપો સાખ પૂરતો. પણ ઈશ્વરે એ કસોટી કરી લઈ એમને પુનઃ આનંદિત કર્યા. અસંખ્ય આદમીઓના એમણે નિષ્કામ સેવાથી મેળવેલા આશીર્વાદ ફળ્યા એમ કહી શકાય

૧૯૩૦માં સત્યાગ્રહના પ્રચંડ આંદોલને સમસ્ત દેશને હચમચાવી મૂક્યો. બાપુની દાંડી કૂચ, મીઠા સત્યાગ્રહ, ધરપકડ અને એ સ્વાતંત્ર્યયુદ્ધ અંગેના બનાવોની અસરથી ભાગ્યે જ કોઈ હિંદી અસ્પૃષ્ટ રહ્યો હોય ગાંધીજીના નિકટ સહવાસમાં આવનાર જયશંકરભાઈનું મનોમંથન આપણે સહેજે કલ્પી શકીએ. સરકારી નોકરી — દેશની હાકલ — એવું મનોમંથન ઘણાએ અનુભવ્યું હશે ત્રિવેદીસાહેબે ત્વરિત પોતાનો માર્ગ દોરી લીધો. દેશને ખાતર યાહોમ કરનાર હજારોની યત્કિંચિત્ મૂક સેવાના માર્ગમાં એ સરકારી નોકરીને આવવા ન દેવી અને જે ઘડીએ આવે તે ઘડીએ એને ફગાવી દેવી એ એમનો નિરધાર હતો. એમણે પોતાના નિર્ણયનું ઢોલ નહોતુ પીટયું.

ક્ષણે ક્ષણે જેલો ઊભરાવા લાગી — ગાંધીજી યરવડાના મહેમાન બન્યા. ગુજરાતમાંથીયે સેંકડો અહિંસક સૈનિકોએ યરવડા જેલને ઊભરાવી. ત્રિવેદીસાહેબને પોતાનું કાર્ય મળી ગયુ. સરકારી નોકર હોવા છતાં નીડરતાથી એ ગાંધીજીને માટે ફળ-સામગ્રી વગેરે લઈ યરવડા દરવાજે હાજર થતા યરવડાના શાસકો સર્વ કોઈ એમને પિછાનતા. ત્રિવેદીસાહેબની ટપાલથેલી દરરોજ ઊભરાવા લાગી. ગુજરાતના ખૂણે-ખૂણેથી કોઈ નહી ને કોઈ પત્રો આવે; કોઈનો પુત્ર કે ભાઈ, ભત્રીજો, ભાણેજ કે દોહિતર કે મિત્રપુત્ર યરવડા ગયો છે, એમની જરા કાળજી રાખવાનુ કાર્ય ત્રિવેદીસાહેબને એ સોંપે. અને ત્રિવેદીસાહેબની મોટર દોડતી જ રહે. એ અજ્ઞાત સેવકને માટે દંતમંજન, બ્રશ, સાબુ વગેરે જરૂરિયાતની વસ્તુઓના બંડલો સાથે એ બીજે ત્રીજે દિવસે યરવડા મન્દિરને દરવાજે ખડા જ હોય. ત્રીજા વર્ગના કેદીઓની મુલાકાત તો ત્રણ માસે એક વખત, એટલે ત્રિવેદીસાહેબને એ અજ્ઞાત સ્નેહીઓની મુલાકાત તો કોણ જ લેવા દે! પરંતુ એમાં એમને — એક મૂકસેવકને માનાપમાન શાં? એ દરવાજે જ દરવાનને એ બધી સામગ્રી સોંપી દે અને દેશસૈનિકની યથાશક્તિ સેવા કર્યાની કૃતકૃત્યતા અનુભવે આ ક્રમ મહિનાઓ સુધી ચાલ્યો.

તે વખતે સરકારને બહાર તંબૂઓ નાખી કામચલાઉ જેલ ખડી કરવી પડી હતી આ જ અરસામાં કરાડીથી પકડાઈને સાબરમતીમાં બંદીવાસ ભોગવતાં મારી યરવડા બદલી થઈ. સરકાર આ અણધારી મોટી સંખ્યાને પહોંચી વળવા અશક્ત હતી. એમણે શુદ્ધકેદીઓ પાસે ચક્કી પિસાવી જોઈ, પથ્થરો ફોડાવ્યા, રસ્સી વણાવી, છતાંયે અમને બધાને આપવા પૂરતુ કામ ન મળે આ રીતે અમને ફુરસદ બહુ અને વાંચવાનાં સાધનો નહી. ખોરાક તો ખરાબ જ, પણ એ ચલાવી લેવાની તૈયારી હતી; પરંતુ માનસિક ભૂખમરો વેઠવા અમે તૈયાર નહોતા જેલ મૅન્યુઅલ પ્રમાણે એક વાર્તાનું અને એક ધાર્મિક પુસ્તક અપાય. જેલનું પુસ્તકાલય અમને જોઈતાં પુસ્તકો ક્યાથી પૂરાં પાડે? એ તો

ગુનેગાર કેદીઓ માટે ગમે તેવા નકામા પુસ્તકોનું બનેલું એ અરસામાં અમે ભૂખહડતાલ પર ઊતર્યા હોઈ થઈ. મેજર ગાર્વિન નામના એક આયરિશ ગૃહસ્થ આ તબૂ—જેલના સુપરિન્ટેન્ડન્ટ હતા જેલર કિન્ન જરૂર જ ક્રૂર અને સખત ગણાતો મહાત્માજીના મંત્રી ભાઈ પ્યારેલાલ પણ અમારી સાથે ત્રીજા વર્ગમાં હતા એમને અમારી વચ્ચેથી અંધારી કોટડીમાં બેસાડ્યા સત્તાધીશોએ જાણ્યું ત્યારે—એમણે સારવાર માટે હૉસ્પિટાલમાં મોકલવાની વાત કરી આખર મેજર ગાર્વિને અમારી ફરિયાદો જાણવા ઇચ્છા દેખાડી ખુલ્લા દિલે કબૂલ્યું કે, "આ પ્રકારના કેદીઓની આવી મોટી સંખ્યા માટે સરકાર તૈયાર નહોતી અને જેલ પુસ્તકાલય તમારા જેવાની ભૂખ ન ભાગે એ પણ સાચું" પણ એનો ઉપાય શો? તરત જ અમને બહારથી પુસ્તકો મંગાવવાની પરવાનગી મળવી જોઈએ એવી અમારી માગણીએ એમને વિમાસણમાં નાખ્યા યરવડાના મુખ્ય સુપરિન્ટેન્ડેન્ટ મેજર માર્ટિન કડક ગણાતા ગાર્વિન પોતે સહાનુભૂતિવાળા હતા એ અમારી 'ભૂખ' સમજી શક્યા પણ તોડ શો કાઢવો? ત્રિવેદીસાહેબ મારી નજરે ચડ્યા મેં સૂચવ્યું કે, પૂનામાં વસતા એક સરકારી નોકર મિત્ર પાસે પુસ્તકો મંગાવવા હો તો મંગાવી શકું એમણે એ કોણ વગેરેની ચોકસી કરી પુસ્તકોની યાદી તૈયાર કરવા કહ્યું અમે યાદી તૈયાર કરી 'મૉડર્ન રિવ્યૂ' વગેરે માસિકો તથા બેચાર પુસ્તકો યાદ કરી માર્ટિન પાસે એ યાદી ગાર્વિન મંજૂર કરાવી આવ્યા ત્રિવેદીસાહેબને સંભારાનો પત્ર લખવાની પરવાનગી આપી પત્ર યાદી સાથ ગયો અમને એમ હતું કે, એમાંથી પોતાની પાસે હશે એવાં પુસ્તકો ત્રિવેદીસાહેબ મોકલશે પરંતુ અમારા સર્વના આશ્ચર્ય વચ્ચે બીજે જ દિવસે સાંજે જેલને દરવાજે ઓછાવત્તા કરીને પાંચસો—છસો પુસ્તકોના બંડલ લઈ ત્રિવેદીસાહેબ હાજર! ગાર્વિન સવારે આવે પુસ્તકોના બંડલો જેલરે લીધા બીજે દિવસે ગાર્વિનના આશ્ચર્યનો પણ પાર ન રહ્યો એણે ટકોર કરી કે, "આ કંઈ આગળની ગોઠવણ હતી કે શું? એક દિવસમાં

પત્ર પહોંચનાં આ શી રીતે કોઈ લાવે !" એમણે બંડલો ખોલ્યાં તો એના અને અમારા આશ્ચર્ય વચ્ચે એમનાં જૂનાં જ પુસ્તકો નહી પરંતુ બજારમાંથી ખરીદી આણેલાં અનેક નવા પુસ્તકો. અમને પણ ખેદ થયો. આવો ખર્ચ એમને કેમ કરાવાય ? એમાં પ્રો. શાહના 'ધ રપેન્ડ ધ્રેટ વોઝ ઈંડિ ' જેવાં ત્રીસ ત્રીસ રૂપિયાની કિંમતનાં મોંઘા પુસ્તકો પણ હતાં ગાલ્વિનને ત્રિવેદીસાહેબ સંબંધે માહિતી મેળવવાની જિજ્ઞાસા થઈ આ બધુ શા માટે? એનો ઉત્તર તો અમારી પાસે નહોતો. પાછળથી ગાલ્વિને જેલરને ખાનગી હુકમ આપ્યો હતો કે, ત્રિવેદીસાહેબ આવે ત્યારે એમને દરવાજા બહાર ઊભા ન રાખતાં હમેશાં ઑફિસમા બોલાવી કોઈની ખબર જોઈતી હોય તો આપવી અને કોઈને મળવા માગતા હોય તો મળવા પણ દેવા. બસ ! તે દિવસથી ત્રિવેદીસાહેમને માટે જેલના દરવાજા સદા માટે ખૂલ્યા. એટલું જ નહી પણ એક દિવસે સવારે દફતરના ટાઈમે આવે તો એમને મળવાની ઇચ્છા ગાલ્વિને દેખાડી ત્રિવેદીસાહેબ આવ્યા અને કલાક દોઢ કલાક બે વચ્ચે વાર્તાલાપ થયો ગાલ્વિને એમનો ઉપકાર માન્યો. એ વેળા અમને કોઈને હાજર નહોતા રહેવા દીધા, પણ પાસેના ઓરડામાથી જે કંઈ સાભળવા મળ્યું તેમાં ગાલ્વિનના પ્રશ્નના ઉત્તરમાં ત્રિવેદીસાહેબ એમ કહેતાં સંભળાયા કે, "સરકારી નોકર હોઈને હુ દેશની કંઈ સક્રિય સેવા તો નથી કરી શકતો. પરંતુ આ બધા દેશને માટે ત્યાગ કરી કષ્ટો સહન કરે છે તો કંઈ નહી તો એમને કોઈ રીતે ઉપયોગી થઈને એમની સેવા કરી શકું એ મારો ધર્મ માનુ છુ; એ જ મારી પરોક્ષ સેવા." એ બધી જહેમત પાછળ એ જ એમનો હેતુ ! મે પાછળથી નવા પુસ્તકો ખરીદી ખર્ચ કરવા માટે એમને ઠપકો પણ દીધો. એમણે તરત જ ઉત્તર વાળ્યો, "આ તો નિમિત્તમાત્ર છે મારે બંધુસમાજના પુસ્તકાલયનો વિકાસ કરવો છે. હું સારાં પસંદ કરાયેલા પુસ્તકોની યાદી શોધતો જ હતો; અને અનાયાસે એ હાથ લાગી મોટર લઈ પૂનાના બુકસેલરો પાસે બન્યાં એટલાં ખરીદી

લીધા એ બધા હમણા તમે વાચી લો પછી એ બધુસમાજના પુસ્તકાલયમા રહેશે બધુસમાજના પુસ્તકાલયનો આથી વધુ સારો શો ઉપયોગ થવાનો હતો ? આ તો એક કાકરે બે પક્ષી મગાયા અને બધુસમાજને તમારી સેવા કરવાની તક મળી " પાછળથી પુસ્તકો નાના જ ગયા અને હું છૂટ્યો ત્યારે મને સાભરે છે કે, આશરે ૧૧૦૦-૧૨૦૦ પુસ્તકોનો એ સગ્રહ થયો હતો ગાલ્વિન પણ એ પુસ્તકોની સભાળ રાખતા — એમને એમ લાગ્યુ હતુ કે એક ઉદાર ગૃહસ્થે કરેલુ એ ઉદાત્ત કાર્ય પોતાના પર અગત ઉપકાર સમ હતુ અને એ 'ટ્રસ્ટ' માટે પોતે જવાબદાર હતા એ માટે પેટી આપી, ઇશ્યૂ બુક બનાવી, અને બે લાઇબ્રેરિયન નીમ્યા પુસ્તકો લેવા જવા એકમાથી બીજા તબૂમા જવાની બધાને છૂટ થઈ ગાલ્વિને પોતે પણ થોડા પુસ્તકો વાચ્યા એટલુ જ નહિ, પણ પોતાના બાળકો માટે પણ એમાથી અમારી પસદગીના પુસ્તકો લઈ જતા જેલમા ત્રિવેદીસાહેબના પ્રતાપે બધાએ પેટભરી વાચ્યુ પાછળથી ઘરમા તો બહાર ન વાચવા મળે એવાયે પુસ્તકો રાજદ્વારી કેદીઓએ જેલમા વાચ્યા ઘણાએ સારામા સારુ અધ્યયન કર્યું અને એના ફળરૂપ સુદર પુસ્તકો પણ જગતને મળ્યા

આ સેવાતત્પરતા કેટલી હદે જતી એનુ બીજુ એક દૃષ્ટાત જેલ મૅન્યુઅલમા એક નિયમ એવો છે કે પ્રત્યેક કેદીએ પદર પદર દિવસે ફરજિયાત મુડન કરાવવુ — એટલે દાઢી કરવાની નહી પણ તદ્દના થવાનુ જેલ મૅન્યુઅલ ઘડાયેલુ ગુનાહિત કેદીઓ માટે એમને આ દિવસે કપડા ધોવાના, ગદા ગામળાઓ પર શયન કરવાનુ, એટલે માથામા જૂ ઇત્યાદિ ન પડે એ માટે એ નિયમ સારો પણ હોય પરતુ એ જેલ મૅન્યુઅલ રાજદ્વારી કેદીઓને પણ લાગુ પાડવામા આવતુ એમના હજામો પણ કેદીઓમાથી એ પૂરતી સખ્યામા હોય નહી એટલે રાજદ્વારી કેદીઓને પહોચી વળાય નહી હજામતના સાધનો — અસ્ત્રા — પણ એવા કે જેનો ઉપયોગ કરવા દેવા સામે અમે સખત વાધો લીધો એક

વેળા તો પ્રત્યેકને પરાણે મૂડવામા આવ્યા કઈના માથા લોહીલુહાણ થયા પણ પછી એના કડક પાલનમા શિથિલતા આવી અને ઘણા દાઢી વાળા બન્યા એમા પણ સત્તાવાળાઓને શિસ્તભંગ લાગ્યો પાછળથી કંઈક કારણે 'ફરજિયાત મુંડન'નો માર્ટિને ફતવો કાઢ્યો ગાર્વિનને તકરાર કરવી નહોતી અમે માગણી કરી કે, અમારા પોતાના અસ્ત્રા રાખવા દેવામા આવે તો અમે પોતાની હજામત — દાઢી જ — કરી લઈએ ગુનેગાર કેદીઓ અને એમના અસ્ત્રાનો ઉપયોગ કરવા ન દઈએ અસ્ત્રા જેવુ તીક્ષ્ણ હથિયાર કેમ અપાય? કોઈ આપઘાત કરે તો? ગાર્વિને ફરી તોડ કાઢ્યો — અમારા અસ્ત્રા રાખવા દેવા સામેનો વાંધો ઊઠી ગયો, માત્ર રાતે એ ઑફિસમા રાખવાની શરત ફરી ત્રિવેદી સાહેબને પત્ર ગયો બીજે દિવસે સાંજે નવા અસ્ત્રા અને વાળ કાપવાના સંચા હાજર! 'ગમે તે માગો અને મજે'!

પણ ત્રિવેદીસાહેબ તો એથી પણ આગળ વધે એવા મિલન એ જેલનો અળખામણામા અળખામણો જેલર એને હાથે કંઈ દર્દ થયેલુ એટલે મુંબઈ ચિકિત્સા અને શસ્ત્રક્રિયા માટે જાય એ જ ગાડીમા ત્રિવેદી સાહેબ જતા હતા ક્વિનને (એની અપ્રિયતાને) એ સારી રીતે ઓળખતા ટ્રેનમા મુંબઈની મુલાકાતનો હેતુ જાણતા પોતાના ભત્રીજા દાક્તરને તેમ જ પિતરાઈને તાર કર્યો ક્વિનની મુંબઈમા સારવાર કરવામા અમૂલ્ય સહાય કરી ક્વિન શત્રુ નહોતો ક્વિન જે તંત્રનુ અંગ એ તંત્રનો વિરોધ ગાંધીજીના પૂજક ત્રિવેદીસાહેબે જો બની શકે તો ક્વિનનો હૃદયપલટો કરી એ સત્યાગ્રહી કેદીઓ પ્રતિ પોતાનુ કડક વર્તન ત્યજે એ હેતુથી આ સેવાભાવ ઉઠાવ્યો! આવા ત્રિવેદીસાહેબ બીજા શોધ્યા જડે? સત્યાગ્રહી કેદીઓની મુલાકાતે પણ એમના સંબંધીઓ મોટી સંખ્યામા આવવા લાગ્યા ઘણાખરાઓનુ આશ્રયસ્થાન ત્રિવેદીસાહેબ એમની મોટર એમને જેલમા લાવવા લઈ જવા દોડતી જ હોય જેલમુક્ત સત્યાગ્રહીઓ પણ એમને ત્યા મહેમાન થાય જોઈએ ત્યારે સહાય મેળવે ત્રિવેદીસાહેબના ખિસ્સા પર કેટલો ભાર પડ્યો હશે એ કલ્પી શકાય

૫ ડિત માલવિયાજીની ધરપકડની વાત સાભળી બનારસ હિંદુ યુનિવર્સિટીના દશ બગાળી વિદ્યાર્થીઓ — બી એ, એમ એ ક્લાસના પૂનામા અરધસ કાઢી પકડાયા એમને સજા થઈ અને એ યરવડામા આવ્યા એમા એક તો બગાળના એક આઈ સી એસ 'ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટ' ડવેમકરનો પુત્ર હતો એમની સજા પૂરી થતા એમને બનારસ નઈ જઈ છોડવા એવો વિચિત્ર હુકમ નીકળ્યો દરેકને નામે જોઈએ એટલા પૈસા જમા, પણ એ તો બનારસ જેલમાથી છૂટે તે વેળા એમને અપાય વાટખર્ચી માટે દરરોજના આઠ આના, એમા સાથે જનારા દશ સિપાઈઓ સ્વાભાવિક જ હિસ્સો પામે એ જ દિવસે અમે છૂટયા એમને અમુક ટ્રેનમા લઈ જવાના હતા અમે સ્વાભાવિક આ વાત ત્રિવેદીસાહેબને કરી તરત એમણે તો મોટર બજારમા મારી — બનારસ સુધી પહોચે એટલી નાસ્તાની સામગ્રી અને ફળના કડિયા તૈયાર થયા અને ભાનુડી સ્ટેશને ટ્રેન ઊપડે તે પહેલા હાજર થયા સાથે પાકીટમા વીસની નોટ વાટખર્ચી માટે ! ગુજરાતી જ નહી પરતુ પ્રત્યેક સત્યાગ્રહી કેદી એમને મન સરખા — નિષ્કામ સેવા એ જ એમનુ ધ્યેય !

## એમની કુટુંબજીવનની ભાવના,

ને આજના વિભક્ત કુટુંબની પ્રથાના પૂજારીઓથી નિરાળી હતી કુટુંબસ્નેહમા એમની શ્રદ્ધા અને એમનુ કુટુંબ એટલુ જ વિશાળ — એ સર્વ સાથે એકધારા પ્રેમથી સદાયે સકળાયેલા રહેતા એમના મોટા ભાઈના પત્ની અમદાવાદમા ગુજરી ગયા મોટા ભાઈ પ્રતિ એમને એટલા આદરમાન કે એમની વૃદ્ધાવસ્થામા એમના સુખસગવડ સચવાય અને એમના બાળકોની સભાળ લેવાય એટલા માટે પોતે અગવડ વેઠીને, પૂનાના ઘરનો ભાર એકલે હાથે વહન કરીને, બહિનાઓના બહિનાઓ હીરાબહેનને અમદાવાદ રાખતા એવી પ્રબળ હતી એમની ભ્રાતૃભક્તિ !

## સ્નેહ અને સૌજન્યની મૂર્તિ

એક વેળા એક મિત્ર સાથે પૂના ગયો એ મિત્ર સાથે એના ઉતારે ઊતર્યો રાતે આઠ વાગ્યે પહોચ્યા બાદ તરત જ મળવા તો

ગયો, પરંતુ એમને ત્યાં ન ઊતરવા બદલ એમને ખોટું લાગ્યું. "બધુ કરીએ પણ સ્થાનભ્રષ્ટ ન થઈએ," એમણે ટકોર કરતાં કહ્યું. મેં પણ મજાકમાં કહ્યું કે, તમને આટેક વખત કહું છું પણ તમે ક્યાં મુબઈમાં ક્યારેય મારે ત્યાં ઊતરો છો? એમને આ વાત એટલી ગંભીર માની હશે એમ મેં નહોતું માન્યુ એમણે કહ્યું, "જુઓ, તમે જાણો છો કે સૂર્યકાન્ત (ડૉ. સૂર્યકાન્ત ત્રિવેદી) મારા ભત્રીજા, એટલે એમનું ઘર એટલે એ મારુ જ ઘર હુ અસલથી ત્યાં ઊતરુ છું, એટલે બીજે ઊતરું તો સ્થાનભ્રષ્ટ ગણાઉં, તમે પહેલેથી જ અહીં ઊતરતા હો અને બીજે જાઓ તો મને લાગે કે તમે સ્થાનભ્રષ્ટ થયા." આ સૌજન્યનાં ઊંડાણ તે પહેલાં નહોતાં પિછાણ્યા પેલા મિત્રની ક્ષમા માગી ગતે ત્યાં રહ્યો ત્યારે જ એમનુ મનરંજન થયુ.

રંગીલદાસ કાપડિયા

## ૨૨

## ધન્ય એ જીવન

સ્વ પ્રો. ત્રિવેદીસાહેબની પહેલી મુલાકાત ઈ સ. ૧૯૧૪–૧૫ની સાલમાં થઈ હતી. એ વખતે હુ ખેતીવાડી કૉલેજમાં પ્રથમ વર્ષનો વિદ્યાર્થી હતો. કંઈક કામ અંગે હુ મારા સ્વ. મિત્ર ભાઈશ્રી ઇન્દુવદનરાય દેસાઈ સાથે એમને મળવા ગયેલો. એમના ઉમદા આવકાર અને હેતભર્યા સ્વાગતે અમને પહેલી જ મુલાકાતમાં અપનાવી લીધા દર અઠવાડિયે મળવાનુ આમંત્રણ લઈ છૂટા પડયા.

આ અરસામાં પૂનામાં ગુજરાતી સરકારી નોકરો ઘણા જ ઓછા હતા, અને દર અઠવાડિયે મુકરર કરેલા સ્થળે વારાફરતી મળતા. આ અઠવાડિક મીટિંગોમાં વિદ્યાર્થીઓને પણ નોતરતા. ખેતીવાડી અને ઇજનેરી કૉલેજના થોડાક વિદ્યાર્થીઓ સિવાય ઘણાખરા વિદ્યાર્થી ભાઈઓ આ અઠવાડિક સભાઓમાં ભાગ લેતા નહીં. આ સભાઓમાં ત્રિવેદીસાહેબ વખતોવખત મળતા.

થોડાક વખત પછી એમની બદલી હડપસર થઈ. હડપસર પૂના નજીક હોવાથી એમનો પૂના સાથેનો સહવાસ ચાલુ રહ્યો. આ અરસામાં ગુજરાતી વિદ્યાર્થીઓનો 'બંધુસમાજ' પણ ચાલુ હતો. એની મુખ્ય પ્રવૃત્તિ બહારથી આવતા ગુજરાતી નેતાઓનાં ભાષણ ગોઠવવાં. આ સભાઓમાં ગુજરાતી અમલદારોને પણ આમંત્રણ મોકલવામાં આવતુ. આ અમલદારોમાં ત્રિવેદીસાહેબ પણ એક હતા. પાછળથી આ સમાજના પ્રમુખ તરીકે પ્રો. બ. ક. ઠાકોરસાહેબને ચૂંટવામાં આવેલા. એઓ સાહેબ સમાજના એ હોદ્દા પર કેટલાંક વર્ષો સુધી રહ્યા હતા.

પ્રો. ત્રિવેદીસાહેબની ઇચ્છા એવી હતી કે, બંધુસમાજનુ કાર્યક્ષેત્ર વધારવું અને આ સસ્થાને પૂનામા વસતા સમસ્ત ગુજરાતીઓની સંસ્થા કરવી. કેટલાક વિદ્યાર્થી ભાઈઓ આની વિરુદ્ધ હતા. એમની ઇચ્છા બધુસમાજ વિદ્યાર્થીઓની સસ્થા રહે અને અન્ય ગૃહસ્થો મહેમાનો તરીકે સસ્થાની પ્રવૃત્તિમા ભાગ લે એવી હતી. ત્રિવેદીસાહેબના સતત પ્રયાસે આ વાતાવરણમાં પલટો આવ્યો. વિદ્યાર્થીઓએ જ સમાજની પ્રવૃત્તિઓ બહોળી કરવા અને એને પૂનામાં વસતા સર્વ ગૃહસ્થોની સંસ્થામા ફેરવવા દરખાસ્ત મૂકી. બધા ભાઈઓએ આ દરખાસ્તને વધાવી લીધી. આ સંસ્થાના વ્યવસ્થાપક મંડળમાં પછીથી શહેરી ગૃહસ્થો અને વિદ્યાર્થીઓ બન્ને રહેતા.

ઘણાં વર્ષો સુધી મુખ્ય સંચાલક પ્રો. ત્રિવેદીસાહેબ જ હતા. હોદ્દાની રૂએ નહીં પણ ફક્ત કામને લઈને જ. ગુજરાતી બંધુસમાજ એટલે પ્રો. ત્રિવેદી એમ કેટલાક ભાઈઓ કહેતા. સમાજને પગભર કરવા, એનુ ગૌરવ વધારવામાં પ્રો. ત્રિવેદીસાહેબનો ફાળો જ મુખ્ય હતો કોઈ નેતા પૂનામાં આવે એની ખબર રાખવી, એમનાં ભાષણો ગોઠવવા એને અંગે સામાજિક કાર્યો હાથ ધરવાં, ગુજરાતમાં કોઈ આફત હોય તો ફાળો મોકલવો, વગેરે પ્રવૃત્તિ ત્રિવેદીસાહેબને જ આભારી હતી કામ પોતે કરે અને યશ બીજાને આપે, એ એમનો સ્વાભાવિક ગુણ હતો.

એમને વિદ્યાર્થીઓ માટે ઘણો જ પક્ષપાત. પૂના ઍગ્રિકલ્ચરલ કૉલેજમાં ફિઝિક્સ, મૅથેમૅટિક્સ અને એન્જિનિયરિંગના પ્રોફેસરની જગ્યા ખાલી થતાં તેઓ સાહેબ એ જગા ઉપર સ્વેચ્છાથી આવ્યા. ખેતીવાડી કૉલેજના ગુજરાતી વિદ્યાર્થીઓને બંધુસમાજમાં રસ લેતા કર્યા, બંધુ-સમાજને વિદ્યાર્થીઓ માટે ઉપયોગી સંસ્થા કરવા એક હૉસ્ટેલ ખોલી—ફર્નિચર જૂજ દરે આપવાની વ્યવસ્થા કરી. શહેરમાં વસતા ગુજરાતી ભાઈઓને માટે ઉપયોગી બનાવવા બંધુસમાજ તરફથી લાઇબ્રેરી, પ્રાયમરી સ્કૂલ, હાઈસ્કૂલ વગેરે ઉપયોગી સંસ્થાઓની યોજના એમને જ આભારી છે. બહારથી આવતા ગુજરાતી ગૃહસ્થો માટે વ્યવસ્થા, સત્યાગ્રહની લડત વખતે સત્યાગ્રહી કેદીઓ માટેની સગવડ, બંધુસમાજ મારફતે એઓ સાહેબ જ એકલે હાથે કરતા. એઓ સાહેબ એટલા બધા જાણીતા થઈ ગયા હતા કે, સ્ટેશને કોઈ ગુજરાતી ભાઈ ઊતરે તેને ટાંગાવાળા આપોઆપ પૂછે કે પ્રો. ત્રિવેદીસાહેબને ત્યાં જવું છે કે? ટૂંકમાં ત્રિવેદીસાહેબ ૧૯૪૦ ની સાલમાં આણંદ ગયા ત્યાં સુધી બંધુસમાજની બધી જ પ્રવૃત્તિઓના મુખ્ય સંચાલક હતા.

બંધુસમાજની પ્રવૃત્તિઓ અંગે એક બે પ્રસંગોનું સ્મરણ થાય છે તે અત્રે ટાંકું. એક સભામાં એક ભાઈ ભાષણમાં સરકારની વેપારી નીતિ ઉપર કાંઈક કડક આક્ષેપો કરી રહ્યા હતા. વફાદાર સરકારી નોકરો જે ત્યાં હાજર હતા તેમાંથી એક ભાઈએ વાંધો ઉઠાવ્યો અને એ ભાઈ એમનું ભાષણ બંધ ન કરે તો સભા છોડી જવાની ધમકી પણ આપી. વાતાવરણ તંગ થયું. વિદ્યાર્થીઓ ઉશ્કેરાયા, પણ ત્રિવેદીસાહેબના સમય-સૂચક પ્રયાસથી વાતાવરણ શાન્ત થયું ને સભા આગળ ચાલી.

એક સભામાં મુનશી દંપતી હાજર હતાં. એક ભાઈ કે જે મીટિંગમાં મહેમાન તરીકે આવેલા એમણે મુનશીજી અને સૌ. લીલાવતીબહેન ઉપર સખત પ્રહાર કર્યા. બધા સ્તબ્ધ થઈ ગયા. સભા પછી ત્રિવેદીસાહેબે ઘણા જ કરગરા થઈ મુનશીસાહેબની માફી માગી. મુનશીસાહેબ ફક્ત હસ્યા અને આ પ્રસંગ ભૂલી જવા કહ્યું. ઘણી વખતે

સભામાં મું ઠાકોરસાહેબ, સ્વ ઑદીચમાસ્ટર, અને સ્વ પ્રો ચાન્ત્રી આદિની ચકમક ઝરતી અને તે હારી દેવા ત્રિવેદીમાસ્ટર હમેશાં સફળ પ્રયાસ કરતા

એમની વિદ્યાર્થી પ્રત્યેની લાગણી અને વિદ્યાર્થીજીવનના ભાવે એમને એગ્રિકલ્ચર કૉલેજમાં ખેંચ્યા એન્જિનિયરિંગ ખાતામાં મોટી મોટી જગ્યાઓ મળતી હોવા છતાં એમણે વિદ્યાર્થીઓ વચ્ચે રહેવાનો નાદ છોડ્યો નહીં સાધારણ વ્યક્તિ માફક જો એમણે મોટી પદવી મોટા પગાર માનમરતબો વગેરેનો મોહ રાખ્યો હોત તો જરૂર એમાં સફળતા મેળવત એઓ ઘણી વખત કહેતા કે મોટી જગ્યા માટે મને મોહ નથી મને તો વિદ્યાર્થીઓમાં રહીને મારાથી બની શકે તે કરી છૂટવા ઉમેદ છે પૂનામાં ઇંટર કૉલેજિયેટ સ્પોર્ટ્સની શરૂઆત એમણે જ કરેલી અને એ સંસ્થાને ચોક્કસ સ્વરૂપ આપવામાં એમનો જ ફાળો વિશેષ હતો

ખેતીવાડી કૉલેજ તેમ જ અન્ય સંસ્થાના વિદ્યાર્થીઓના જીવન ઉપર એમના સહવાસની શી અસર પહોંચી છે તે તો એમના સંસર્ગમાં આવેલા વિદ્યાર્થીઓ જ કહી શકે અમારા જેવા — જે એમની ઘણી જ નજીક હતા અને એમની વિદ્યાર્થી માટેની લાગણી તેમની ઉન્નતિ માટેની ધગશ એમના જીવન ઉચ્ચ કરવાની અભિલાષા અને પ્રયત્ન રોજ નિહાળતા — વિદ્યાર્થીઓ વિના સંકોચે કહી શકે કે એમના સહવાસથી ઘણા ભાઈઓ ઉપર એમના ઉચ્ચ આદર્શની છાપ પડેલી કોઈ વિદ્યાર્થી માંદો હોય એની એમને ખબર પડે તો તરત જ ડૉક્ટરની વ્યવસ્થા કરે હૉસ્પિટલમાં લઈ જવા જેવાને ત્યાં પહોંચાડવે રોજ તપાસ રાખે એમને ઘેર ખબર આપે અને ફિકર ન કરવા સૂચવે વિદ્યાર્થીઓને સ્વયંસેવકો તરીકે સારવાર રવા પહોંચાડે એમની શીતળ છાયાથી કોઈ પણ સંસ્થાના વિદ્યાર્થીને 'મારી સંભાળ લેનાર કોઈ નથી' એમ લાગતું નહીં જો કોઈ વિદ્યાર્થીને આર્થિક મદદની

જરૂર હોય તો તે પૂરી પાડે આમા ગુજરાતી કે બીજાઓનો ભેદભાવ નહોતો કેટલાક ભાઈઓએ આનો ગેરલાભ પણ ઉઠાવ્યો હતો

ઘણા વિદ્યાર્થીઓ એમની પાસેથી ઘણી જ બારીકાઈથી કામ કરવાની ઢબ શીખ્યા હતા ત્રિવેદીસાહેબ જે કંઈ કાર્ય હાથમા લે તેનો નાનામા નાની અને ઝીણામા ઝીણી બાબત સુધી વિચાર કરી તે સપૂર્ણ સફળ કરવાની તેમની ટેવ હતી જે ભાઈઓને જે કંઈ કામ સોંપ્યુ હોય તેની ઝીણામા ઝીણી વિગતવાર સૂચના મળે અને કામ વ્યવસ્થિત ચાલે છે કે કેમ તેની બારીકીથી ચોકસાઈ કરે એમની આ આદતને લીધે ઉપરછલા કામ કરનાર ભાઈઓને સ્થાન નહોતુ અને એવા ભાઈઓ હમેશા એમનાથી દૂર રહેતા માણસના સારા ગુણો જોવાની અને એનો ઉપયોગ કરવાની એમની ટેવ હતી

પ્રોફેસર તરીકે એઓ ઘણા જ કુશળ હતા એમના વ્યાખ્યાનો હમેશા ઊચી કોટીના ગણાતા શીખવવાની શૈલી ઘણી જ સરળ એ વિદ્યાર્થીએ મને કહેલુ કે ત્રિવેદીસાહેબ વિદ્વાન બહોળા વાચનવાળા ઉચ્ચ કોટીના વ્યાખ્યાતા અને વિષયો સારી રીતે ગૂથી વણનાર પ્રોફેસર છે વિષય ઉપરાત ક્લાસમા વિદ્યાર્થીજીવનની બીજી બાજુઓ ઉપર પણ ઘણી વખતે બોલતા કૉલેજની ચર્ચાસભામા ગમે તે વિષય ઉપર તાત્કાલિક બોલતા જ્યારે જ્યારે ત્રિવેદીસાહેબ એવી સભામા હોય ત્યારે વિદ્યાર્થીઓ એમને બોલવા આગ્રહ કરતા વિદ્યાર્થીઓ કહેતા કે એમના દરેક દરેક ભાષણમા કઈક ને કઈક નવુ જાણવાનુ મળે છે મને ખબર છે ત્યા સુધી દુનિયાના સારામા સારા લેખકોના પુસ્તકો બહાર પડે કે તરત જ ખરીદીને તેઓ વાચતા એમનો વાચન પ્રત્યેનો ભાવ જેમણે એમની લાઇબ્રેરી જોઈ છે તે જ જાણી શકે ઘણાને એમ લાગતુ કે આખો દિવસ પ્રવૃત્તિમા જાય છે ત્યારે વાચે છે ક્યારે? ગમે તે વખતે અને ગમે તે દિવસે એમને ત્યા જાઓ તો કોઈ ને કોઈ બેસા જ હોય એમને એકના ભાગ્યે જ જોઈ શકો

ત્રિવેદીસાહેબ અને હીરાબહેન એક આદર્શ દંપતીજીવનનો નમૂનો હતાં. શાન્તિમય અને સફળ જીવન કેમ ગાળવું એ ઘણાં ભાઈબહેનો એમની પાસેથી શીખેલાં. એઓ પરોપકારી જીવન ગાળતાં. 'સ્વ'ને એમાં સ્થાન નહોતું. સત્ય એમને ઘણું જ પ્રિય હતું. એઓ ગમે તે ભાઈને નિભાવી લેતા, પણ હલકી કોટીના જીવન માટે એમને સૂગ હતી. આવા ભાઈઓ સાથે એ ભળી શકતા નહીં. એમના એક મિત્રે એક વખત કહેલું કે, મારા પોતાના સ્વાર્થ માટે હું કૂતરાને પણ બાપ કહું. ત્રિવેદીસાહેબને આ ભાઈ માટે એટલી બધી સૂગ આવેલી કે, એમની ઇચ્છા છતાં અને પ્રયાસ અંતે પણ એ ભાઈ માટે એમને કદી પણ માન ઉત્પન્ન થતું નહીં. એઓ કહેતા કે, જ્યારે એ ભાઈને જોઉં છું ત્યારે અસાધારણ ઘૃણા છૂટે છે.

એક વખત ઍગ્રિકલ્ચરલ કૉલેજમાં ડિસ્ટ્રિક્ટ સ્ટાફની મીટિંગ હતી. ગુજરાતમાંથી ૭ સાત ભાઈઓ આવેલા. તેઓને જમવાનું આમંત્રણ આપવા મને સાથે લઈ ગયા. આ ભાઈઓ એક રૂમમાં બેસી ટેલ્ડી કરતા હતા, હલકી મશ્કરી પણ વખતોવખત થતી. થોડી વાર બેસી વિદાય લઈ નીકળ્યા. રસ્તામાં મોટર હાંકતા હતા, પણ એ એમના રમૂજી સ્વભાવમાં નહોતા. બહુ નારાજ લાગ્યા. ઘેર ગયા પછી પૂછ્યું કે, "સાહેબ, કેમ બહુ ગમગીન છો? કૉલેજમાં આવ્યા નોતરવા, પણ કેમ ઠાલે હાથે પાછા ફર્યા?" મને પૂછ્યું કે, એ ભાઈઓ કોણ કોણ હતા, ને શા હોદ્દા ઉપર છે? ને ક્યાં કામ કરે છે? મેં એમને જોઈતો ખ્યાલ આપ્યો. પછી મને કહ્યું કે, "દેસાઈ, હું આવ્યો હતો એ ભાઈઓને નોતરવા, પણ એમના ઉદ્ગારો સાંભળી હું તો શૂન્ય થઈ ગયો. એમને નોતરવાનું પણ યાદ ન રહ્યું. આવું ઉચ્ચ શિક્ષણ પામેલા અને અનુભવી મોટેરાઓ પણ વાતમાં આટલી કક્ષાએ પહોંચી શકે શાં? એમને આમાં શો રસ પડતો હશે?"

મહાત્માજી પ્રત્યે ખેંચેલા તેઓ મહાત્માજીના ભક્ત હતા અને આને લઈને કોંગ્રેસ તરફ ખેંચાયેલા મહાત્માજી અને કોંગ્રેસ કાર્યકર્તાઓ સાથેનો તેમનો સબંધ સામાજિક હતો, રાજકીય નહોતો સરકાર તરફથી આ સબંધ માટે આક્ષેપો થયેલા — એક વખત તો નોકરી માંથી છૂટા કરવા સુધી વાત આવેલી એમના ઉચ્ચ અને સત્ય જીવનને લઈને સરકારી આક્ષેપો પુરવાર થઈ શકેલા નહી તેઓ કહેતા કે, "મારો સબધ સામાજિક છે, રાજદ્વારી નથી મારો દીકરો માંદો હતો ત્યારે પૂ મહાત્માજી આશીર્વાદ આપવા આવેલા જો સામાજિક સબધ ગુનો હોય તો હું ગુનેગાર છું" સરકાર આ બાબતમાં કંઈ કરી શકેલી નહી તે એમના મનોબળ ને શુદ્ધ અને સત્ય જીવનને લઈને જ આ જ ગુણોને લઈને ખેતીવાડીના મોટા અમલદારોને એમને માટે ઘણુ માન અને આદર હતા

મિત્રો સાથે એઓ ઘણા જ પ્રેમાળ અને ગમે તે વખતે ગમે તેવુ કામ કરવા તૈયાર નેતાઓ આવે, પ્રખ્યાત વક્તાઓ આવે, તો એમને નોતરવા અને મિત્રોને પણ નોતરી એમનો સમાગમ અને ઓળખાણ કરાવવા, એ એમની ખાસ પ્રવૃત્તિ હતી એમના મિત્રોને એમના તરફથી આગળ વધવાની ઘણી જ સામગ્રી મળતી ચોપડી મોકલે, પેપરના કટિંગ મોકલે, કાગળમાંથી ઉતારા મોકલે, કોઈ આવે ને મળવા જેવુ હેય તો સૂચના મોકલે ઓળખાણ કરાવે, સ્તુતિ પણ કરે, વખત આવે આગળ પાડવાના પ્રયત્ન કરવા પણ ન ચૂકે મિત્રો ઉપર કંઈ આફત આવે તો એમને ચિંતા એમના આ ગુણોને લીધે જ એમના અંગત મિત્રોનુ ક્ષેત્ર ઘણુ વિશાળ હતુ

મને એ એમના નાનાભાઈ તરીકે લેખતા મારી જાણમાં અને અજાણમાં મારે માટે એમણે જે જે કર્યું છે એ કદી ભુલાય એમ નથી મારા અમેરિકાથી પાછા ફર્યા પછી મને જરાની ઊંચો હોદ્દો ન મળ્યો એની એમને ફિકર રહેતી હું જ્યારે એમ કહેતો કે, આપ તો ન મળે ત્યારે ફગાવી દો છો અને અમારે માટે આમ કેમ?

એઓ કહેતા કે, બધાને સારુ થવુ ન પરવડે, મારો દાખલો ન લેવો અમારુ કોઈ ઘસાતુ બોલે તો એમને લાગી આવતુ અમારે માટે કોઈ કોઈને ભભેરે તો એમને ચેન ન પડે આવી ખુલાસો પૂછી જાય નોકરી દરમિયાન કોઈ કંઈ એમની મારફતે અમારી પાસે સપાટુ કરાવવા આવે તો એમનો પિત્તો ઊકળી જાય નોકરીમા પોતાના મિત્રો ને હાથ નીચેના માણસો માટે ઘણી વાર પોતે ઉપાધિ વહોરી લેતા એક બાબતમા એમને કંઈ સહન પણ કરવુ પડ્યુ એ વખતે હુ ખાસ ફરજ ઉપર હતો — એઓ સાહેબે આવી મને ઘણી જ મદદ કરેલી એમના ચાલી ગયા પછીથી સ્થાનિક ઑફિસરોની પણ સારી રીતે મદદ મળેલી

એમના નોકરીના છેલ્લા વર્ષોમા એગ્રિકલ્ચરલ ઇન્સ્ટિટ્યૂટ કરવા સરકારે આણંદમા મૂક્યા એઓ પોતાની મરજી વિરુદ્ધ ગયેલા એઓ કહેતા કે આણંદ મારે માટે નથી ઇચ્છા ન હોવા છતા જવુ પડેલુ એમના ગયા પછી થોડા વખતમા કોંગ્રેસ સરકારે રાજીનામુ આપ્યુ, રાજતંત્ર ઍડવાઇઝરોના હાથમા ગયુ એ કોંગ્રેસદ્વેષી વડા સાહેબો ઇન્સ્ટિટ્યૂટ કેમ સહન કરી શકે? ઇન્સ્ટિટ્યૂટ ઉપર આફત આવી બધા મોટા અમલદારો વિરુદ્ધ,—એની ચિંતામા નિદ્રા અને તન્દુરસ્તી ખોયા એઓ સાહેબ ખૂબ લાગણીપ્રધાન હતા કૂવામા પાણી ન નીકળે એડ-વાઇઝર સાહેબ કે ડાયરેક્ટર ઑફ એગ્રિકલ્ચર કંઈ કહે તો તેમને ઊંઘ ન આવે વખતોવખત કામસર પૂના આવતા એમના મન ઉપર એટલો બધો બોજો હતો કે એમને કંઈ ચેન પડતુ નહી હમેશા ઉદાસ રહેતા મે એમને કહેલુ કે, સાહેબ, હવે જલદી છૂટા થઈ જાઓ, નહી તો પછી પસ્તાવુ પડશે એમને ગળે એ વાત ઊતરી નહી એ સારી રીતે સમજતા કે તબિયત બગડતી જાય છે પણ બધા જેલમા છે એટલે ઇન્સ્ટિટ્યૂટ કેમ છોડાય? ઇન્સ્ટિટ્યૂટ ન છોડ્યુ અને દેહ છોડ્યો ધન્ય એ જીવન!

હીરાલાલ મ૦ દેસાઈ

## ૨૩

# સંકટ સમયની સાંકળ

પૂનાના ગુજરાતીઓમા પ્રો ત્રિવેદી 'ત્રિવેદીસાહેબ'ના નામથી જ ઓળખાતા

મારી બદલી પૂના થઈ હુ મારા ભત્રીજાને ત્યા શરૂઆતમા થોડા દિવસ રહેલો તે દરમ્યાન એક દિવસ પચાસેક વરસની ઉમરના હાલના જમાનાને અનુસરી દાઢીમૂછની હજામત કરેલા, કછોટો મારેલુ ધોતિયુ, બધ કૉલરનો હાફ કોટ અને કાળી ટોપી પહેરેલા એક ભાઈ મારા ભત્રીજાને મળવા આવ્યા 'ઓહો, ત્રિવેદીસાહેબ પધારો" એ શબ્દોથી મારા ભત્રીજાએ તેમને આવકાર્યા થોડી વાતચીત થયા પછી એમણે કહ્યુ '' હુ તો પેલા આપણા દેસાઈસાહેબને મળવા આવ્યો છુ " મારા ભત્રીજાએ મારા તરફ આગળી બતાવી કહ્યુ "આ રહ્યા એ દેસાઈ" જરા મૂઝવણભરેલી સ્થિતિ થઈ પડી ખરી પણ એમણે કહ્યુ, "ઓહો, એમ કે, તમે અહી કેળવણી ખાતામા આવ્યા છો?" મે એમને કોઈ દિવસ જોયેલા નહી, એમનો જરાયે અનુભવ નહી એટલે એમણે મારે માટે આપણા શબ્દ વાપર્યો તેથી અને આ પ્રસગની મૂઝવણથી મને થોડી રમૂજ પડી અને એ વ્યક્તિને જાણવાનુ કુતૂહલ થયુ એમણે ધારેલુ એ કરતા હુ કદાચ એમને વધારે જુવાનિયા જેવો લાગ્યો હોઈશ કાઈક ગમ્મત કરવાના હેતુથી મે કહ્યુ "કેમ સાહેબ, પૂનાના કેળવણી ખાતાના અધિકારીઓ જેવો હુ નથી દેખાતો? જો એમ હોય તો હુ દાઢીમૂછ વધારી માથે પાઘડી પહેરવાની શરૂઆત કરુ" જરા પણ ન મૂઝાતા એમણે જે મુક્ત હાસ્ય કર્યું એ તો હુ કદીયે ભૂલી શક્તો નથી એ હાસ્યમા એમની સમયસૂચક્તા હતી એ હાસ્યમા એમનો સ્વભાવ વેરાતો હતો એ

હાસ્યમાં એમણે મારે માટે વાપરેલા 'આપણા' શબ્દનો ખુલાસો હતો. એ હાસ્ય પૂનામાં વસતા અને નવા આવનારા ગુજરાતીઓને પોતાના કરી લેવાની શક્તિ ધરાવતું હતું એ હાસ્ય જ બંધુસમાજનું સંગીન હતું.

એક મોટા ઑફિસરની પૂનામાં બદલી થઈ. એમને પૂનાના ગુજરાતીઓનો પરિચય કરાવવાના હેતુથી મેં મારે ત્યાં થોડા અગ્રગણ્ય ગુજરાતી ભાઈઓને ચા પીવા બોલાવ્યા. પાંચ વાગ્યાનો સમય હતો ત્રિવેદીસાહેબ એમની Y. 99 નંબરવાળી લીલા રંગની અસલ મોરીસ ગાડીમાં આવ્યા એ ગાડી પૂનાના કોઈ પણ દેશભક્ત મહારાષ્ટ્રિયન કે ગુજરાતીને અજાણ નથી એ ગાડી જ્યારે જુઓ ત્યારે રસ્તા પર ફરતી જ હોય. એને સમય અને અંતરની મર્યાદા નહોતી. દિવસે કે રાતે, પૂના શહેર કે તેની આજુબાજુના વિસ્તારમાં એ ગાડી તમે જુઓ તો જરાયે અજાયબી ન થાય એ ગાડીમાં કોઈ પણ મુસાફરી કરી શકે એવી મશહૂર ગાડી ત્રિવેદીસાહેબ જાતે હાંકીને આવ્યા નોતરેલા મહેમાનો પૈકી લગભગ બધા આવી ગયા હતા ફક્ત મુખ્ય મહેમાનને આવતાં બેત્રણ મિનિટની વાર હતી. Y. 99 મારા મકાન આગળ આવીને ઊભી રહી અને હું ત્રિવેદીસાહેબને આવકારવા બહાર આવ્યો ત્યાં તો અમારા લત્તામાંનાં નાનાં નાનાં છોકરાં એક પછી એક આવીને પૂરી અડધી મિનિટ પણ ન થાય એટલા સમયમાં ગાડીમાં ગોઠવાઈ ગયાં. એક નાનું બૂલકું ત્રિવેદીસાહેબ પાસે આવીને પોતાની અરધી તૂટી કાલી ભાષામાં, "ત્રિવેદી દાદા દાલોને" કહી એમનો કોટ ખેંચવા લાગ્યુ. ત્રિવેદીસાહેબ એના તરફ જોઈ મોટેથી હસ્યા અને ભેગા થયેલા મહેમાનોને પ્રશ્ન મૂકી, "હજી . . . . ભાઈ આવ્યા નથીને?" અને હું જવાબ આપું કે, "આ એમની ગાડી આવી રહી," તે પહેલાં તો પેલા બૂલકાને બાથમાં લઈ ગાડીમા બેસી ચાલી ગયા! મને સમજ ન પડી. હું તો સાચે જ થોડો ડઘાઈ ગયો. એ ભાઈ તો એ બધાં બાળકોને લઈ અમારા

લત્તાની બે ચકરડી લગાવી પાછા આવ્યા અને બધાને ગાડીમાંથી ઉતાર્યા તે વખતના એમના ચહેરા ઉપરનો આનંદ અને બાળકોના ચહેરા ઉપરના આનંદનું દૃશ્ય આજે ચૌદ વરસ પછી પણ ભુલાતું નથી બાળકો પ્રત્યેનો શો પ્રેમ! નૈસર્ગિક અને નિઃસ્વાર્થી! બાળકો સાથે બાળક બની આનંદ લૂટી શકાય છે તેનો આ દાખલો

ત્રિવેદીસાહેબ પૂનામાં વસતા ગુજરાતીઓની લગ્ન મરણ બીજા કોઈ પણ સામાજિક પ્રસંગ વખતની સંકટની સાંકળ એ સાંકળ ક્દી કે ખોરવાઈ જાય નહી અને ત્રિવેદીસાહેબ ૧૦૪ ડિગ્રીના તાવથી બિછાનામાં પડયા હોય કે એમની સરકારી ફરજને અંગે ગમે તેવા મહત્ત્વના મામલામાં રોકાયા હોય સાંકળ ખેંચી કે ગાડી ઊભી જ રહે વાની અને તમારી મૂંઝવણનો નિકાલ થવાનો જ સમય પૈસા માન અપમાન ઓળખાણ પરિચય કશાનો અંતરાય નડે જ નહી એમના વખતનુ ગુજરાતીઓનું સંગઠન અને આજની તટસ્થતા બે જુદે જુદે છેડે ઊભા છે કોઈક વાર બે છેડા ત્રિવેદીસાહેબના સ્મરણથી ભેગા થાય છે પણ તે ક્ષણિક પાછા છૂટા થવા માટે જ!

સિલ્વર જ્યુબિલીની કોરોનેશન દરબાર ભરાયો ઑફિસર અને માનચાંદવાળા ગૃહસ્થોથી હૉલ ચિકાર હતો સરકારની દૃષ્ટિએ સાચી સેવા બજાવનારને ચાંદ વહેંચવાના હતા એ માટે નામો વંચાવા લાગ્યાં એક પછી એક ભાઈ ઊઠી ચાંદ લેવા માટે ગયા અચાનક પ્રો જે પી ત્રિવેદી એમ નામ બોલાયું એમને જે ઓળખતા હતા તે બધાના કાન ઊંચા થયા અજાયબી અને પ્રેમની મિશ્ર લાગણી દરેકના મોં ઉપર તરવરી એમની પડખેની હારમાં બેઠેલા એક ભાઈ જેમની સરકાર પ્રત્યેની एकनिष्ठ વધુ પડતી સેવા જાણીતી હતી તે બાઈથી ન રહેવાયું અને એકદમ બોલી ઊઠ્યા "Trivedi, you, of all the people!"

જે ત્રિવેદીસાહેબ પૂ. ગાંધીજીના અંગત સંબંધને લઈને અને કોંગ્રેસ તરફના એમના પક્ષપાતને લઈને સરકારમાં જ નહી પણ

સરકારના ઑફિસરોમાં કાળા વર્તુળ પૈકીના એક તરીકે જાણીતા હતા, તેમને સિલ્વર જ્યુબિલી મેડિગ્રેશનનો ચાંદ જે સારી સેવાની કદર તરીકે હતો તે મળે એ ઉપરથી એમની કાર્યદક્ષતા, વ્યાવહારિક બુદ્ધિ અને કર્તવ્યપરાયણતાની સાક્ષી મળે છે.

લાલભાઈ ર૦ દેસાઈ

૨૪

## PROFESSOR J. P. TRIVEDI

Prof J. P Trivedi belonged to a Shrimali Brahmin family of Dholka He studied Engineering at the College of Engineering, Poona and graduated with a high rank. As the books on Engineering subjects were very costly and a wide variety of books was required for studies, he founded the Engineering College Gujarati Club Library which has operated for long time. After graduation he served in the Bombay P. W. D especially in the irrigation branch on the Godavari, Pravara, Nira and Mutha canals. He was stationed at Poona as Sub-divisional officer in charge of the Mutha Canals when the Agricultural College students came in contact with him. The Poona Sewage Irrigation was being developed in 1918 after the end of World War I, when Mr. Inglis, Executive Engineer in charge of the project, selected him for the construction work at Hadapsar, a piece of work he successfully carried out. His great ideal was to develop cultural and social contacts. With this view before him, he left the P. W. D. for an educational career by joining the post of a Professor of Agri. Engineering, Physics

and Mathematics at the Agricultural College, Poona in 1919.

As an educationalist he made a mark at the Agricultural College. His studies, his extra-curricular reading and his method of imparting knowledge soon attracted the students to him. Subsequently he was appointed Chairman of the College Gymkhana when he instituted several new features in the Gymkhana activities. He went round and obtained a large number of cups for College sports. His personal interest in each student's activity and his love for students commanded immediate response and respect from them, which perhaps no other Professor in the College had ever commanded. He instituted inter-club dinners to establish better contact and *esprit-de-corps* among the College students. As Chairman of the Gymkhana he developed the idea of sports competition between several Colleges and with that view before him he contacted other Colleges and brought about the establishment of the Poona Inter-Collegiate Sports Association, of which he was the Secretary for the first two years. He was the life and soul of the organization. The annual Inter-collegiate Sports event was a great success and was looked forward to eagerly by all lovers of sports in those days.

He was always the first to be present at the sick bed of a student. In 1916, Poona was visited by a severe scourge of pneumonic plague. One Mr. Trivedi, a student of the Agricultural College, had an attack of this and Prof. Trivedi, though not then associated with the Agricultural College, was all the time on hand with medical and other help. Unfortunately his efforts did

not meet with success After his joining the Agricultural College he was the first by the bedside of sick students in the hostel or in the hospital

He also aided a number of students through their education at the Agricultural College and also in other schools and Colleges His purse was open to all irrespective of caste or creed He was generous to a fault and very often people exploited this trait His generosity was so well known that even people who did not know him approached him for help He had also helped several families to tide over difficult periods by supplying materials required to run the household

Socially Prof Trivedi was the leading figure amongst the Gujaratis in Poona and was equally well known throughout the whole of Gujarat His house was open to guests at all times of the day and of the night Friends and acquaintances and also the strangers who had heard his name could freely contact him In 1919 he helped to organize the Poona Gujarati Bandhu Samaj, a social institution which brought together the Gujarati population of Poona by way of lectures, meetings, social gatherings etc and helped to make a model for similar other institutions in India To outsiders the Poona Gujarati Bandhu Samaj and Prof Trivedi were one During the Congress struggle of 1930 he organized the supply of books, blankets, clothes, *chappals*, soap and other requirements to the Congress internees in the jails, irrespective of caste and creed This made him well known all over India

He had the courage of his convictions and stood up to them to the last even if it brought personal harm On one occasion when he was in the P W D he had

a difference of opinion with his superior officer for certain construction work He protested till the last, and so the superior officer had to order that the work should be carried out in a particular manner In spite of this his superior officers had great respect and regard for him

He was honest to the core and therefore while in the P W D he could not tolerate any act of misbehaviour on the part of his subordinates He was religious in Gandhiji's way He had great personal contact with Mahatma Gandhi, Shri Vithalbhai Patel, Sardar Vallabhbhai Patel and several other Congress leaders and has left a deep mark on those who came in touch with him

While on the staff of the Agricultural College, he arranged with the members of the club to start a Gujarati club library for the Gujarati students He helped and guided the newly formed institution in its first few years The library bears a name to his memory

He was interested in Scouting and familiarized himself thoroughly with the scout activities He attended the scout training camps Subsequently he became the Assistant Provincial Scout Commissioner for the Deccan area and made his mark in developing and furthering activities of the scouts

The first Congress Government in Bombay placed his services at the disposal of the Institute of Agriculture, Anand, in the year 1940 as its Secretary He was selected for this work because of his organizing ability During this period of office as Secretary he set up the Institution on a sound footing within a period of 2 years

He became ill due to the heavy strain of work and practically died in harness His work remained unfinished and he expired at the feet of the Master, whom he had loved and served for the major part of his life

A A Vasavada

## २५

## श्री जे पी त्रिवेदी

मुंबाच्या मार्फत ज्या काही थोड्या व्यक्तींचा लक्ष बालवीर चळवळीकडे वेधले त्यात प्रो त्रिवेदी यांचा समावेश केला पाहिजे प्रा त्रिवेदी शतकी कॉलेजातील विद्यार्थ्यांत मिसळत त्यांच्यात खिलाडू वृत्ति निर्माण व्हावी म्हणून त्यांचे अनेक प्रकारे प्रयत्न चालू होते त्यांनी खिलाडू वृत्ति म्हणजे काय याचे स्पष्टीकरण करणारी काही इंग्रजी वाक्यें एका तक्त्यावर ठळक अक्षरात छापून ते तक्ते विद्यार्थ्यांना व विद्यार्थ्यांनी काय करणाऱ्या नत्याना दिले होते

त्रिवेदी यांचा मुलगा मनू हा शिवाजीकुलात बालवीर होता प्रा त्रिवेदी यांचा हा एकुलता एक मुलगा किंवा एकुलतें एक अपत्य असल्यानें त्या मुलाच्या शिक्षण प्रगतीत त जातीने लक्ष घालीत बालवीर शिक्षण हें शिक्षणक्रमाचेंच एक उपांग असल्यानं बालवीर शिक्षणात काय काय गोष्टी शिकवितात वगैरेची बारकाईने ते चौकशा करीत असत १९२४ च्या डिसेंबर महिन्यामध्यें महाराष्ट्राचे बालवीर कमिशनर कै हरिभाऊ पटवर्धन (रावसाहेब पटवर्धन व अच्युतराव पटवर्धन यांचे वडील) वारल्यावर महाराष्ट्रात बालवीर कमिशनर होण्या करता पात्र खिलाडू वृत्तीचा बालवीर चळवळीबद्दल आस्था दाखविणारा असा मनुष्य शोधता शोधता प्रा० त्रिवेदी यांचें नाव काय

यांना सुचलें व त्या प्रमाणें प्रो० त्रिवेदी याची संमती घेऊन त्या वेळचे मुख्य कमिशनर सर चुनीलाल मेहता यानी प्रो० त्रिवेदी याची नेमणूक केली आपण मुलाचें पुढारीपण घेण्यास लायक होण्याकरता आपण शिक्षण घेतलें पाहिजे या भावनेनें प्रो० त्रिवेदी यानी खंडाळा येथें दहा दिवसपर्यंत छावणीत शिक्षण घेतलें. त्याच छावणीत मि० गोखले, मि० राव वगैरे कार्यकर्ते होते व हा वर्ग कॅ. ब्यकटेस्वरन् यानी चालविला. प्रो० त्रिवेदी याच्या कामाला १९२६ साली जोरानें सुरवात झाली पुणे येथे १९२६ साली लॉर्ड आयरविन (त्या वेळचे व्हॉईसराय) आले असताना स्काउटचा एक मेळावा शनवार वाड्यात झाला. त्यावेळी 'भारत हमारा देश है' हे राष्ट्रगीत म्हणावयाचे किंवा नाही याबद्दल सरकारी अधिकाऱ्यांशी बराच वादविवाद झाला. सरकारी अधिकारी या गीताला बंदी करीत होते व कार्यकर्ते हें गीत म्हटलेंच पाहिजे असा आग्रह धरून बसले होते. प्रो० त्रिवेदी त्यावेळी आसि. प्रॉव्हिन्शल स्कॉउट कमिशनर म्हणून काम करीत होते व त्याचवेळी सरकारी शेतकी कॉलेजमध्ये प्रोफेसर म्हणून काम करीत होते. पण वरील परिस्थितीत प्रो० त्रिवेदी हे कोणतें धोरण स्वीकारतात या गोष्टीकडे कार्यकर्त्यांचें लक्ष लागून राहिलें होतें; पण त्यानी सरकार काय आपल्या वावतींत धोरण स्वीकारील याची फिकीर न करतां वालवीराच्या बाजूनें कौल दिला व 'भारत हमारा' हें गीत म्हणण्याची वालवीरांची इच्छा पुरी केली पाहिजे, असे ठासून सांगितलें. या सर्व गोष्टींचा परिणाम होऊन सरकारी अधिकाऱ्यानी हें गीत मेळाव्याच्या वेळीं म्हणण्यास परवानगी दिली १९२७ साली मुंबई येथें अखिल हिंदुस्थानांतील बालवीरांचा एक मोठा मेळावा भरला होता. त्यावेळी शेतकी कॉलेजमधील तरुणवीरांचें नेतृत्व प्रो० त्रिवेदी याचकडे होते. सुमारे ६० चे वर तरुण वीर शेतकी कॉलेजतर्फे या मेळाव्यांत सामील झाले होते. या मेळाव्याचे वेळीं प्रो० त्रिवेदी, ठक्करबापा वगैरे अनेक मंडळींनी वाडणें, मुलांच्या खोल्यांना भेटी देणे

वगैरे अनेक कामें केली मध्यतंरी काही वर्षे प्रो० त्रिवेदी यांची भावनगर येथें बदली झाली होती भावनगर येथें कै० प्रभाशंकर पट्टणी व विद्यमान प्रधान अनंतराय पट्टणी यांच्या मदतीनें भावनगर संस्थानातील बालवीर चळवळीत चैतन्य उत्पन्न केलें भावनगरहून पुण्यास परत आल्यावर प्रो० त्रिवेदी पुन्हा येथील बालवीर चळवळीत लक्ष घालू लागले १९३० सालच्या राष्ट्रीय आन्दोलनाच्या काळात बालवीर चळवळीचें राष्ट्रीयकरण कसें करावे या बद्दल प्रो० त्रिवेदी यांची तळमळ चालू होती अनेक अडचणीमुळें संपूर्ण राष्ट्रीयकरण त्यावेळी करता येणे शक्य झालें नाही, पण राष्ट्रीयत्वाची बीजें या चळवळीत पेरली होती बालवीर चळवळ पक्षान्तर्गत राजकारणापासून अलिप्त ठेवून, राष्ट्रीय वृत्तीनें जेवढ कार्य करता यणें शक्य होते तेवढ काय प्रो० त्रिवेदी स्वत करीत होते व इतरानाहि उत्तेजन देत होते यरवडा विसापूर येथील राजकीय कैद्याना सामान पोचविणें त्याना वाचनाकरता पुस्तक मिळवून देणं आजाऱ्याना औषधोपचाराकरता मदत करणे वगैरे कामात त्यानी पुढाकार घेतला होता व जवळच्या बालवीर कार्यकर्त्यानाहि अशा कामात ते उत्तेजन देत होते राजकीय आंदोलनाच्या काळात प्रो त्रिवेदी याचे घर आतून पाहुण्यानी गजबजलेलें व बाहेरून गुप्त पोलीसानी वेढलेले असें दृश्य नेहमी दिसत असे

१९३४ साली पुणे येथे मध्यभागातील बालवीराचा अेक मोठा मेळावा शेतकी कॉलेजच्या पटांगणावर झाला त्या मेळाव्यास १६०० बालवीर हजर होते प्रो० त्रिवेदी हे या मेळाव्याचे कर्णधार होते व डॉ० नातू व डी पी जोशी हे त्याचे सहकारी होते शिस्त, टापटीप, स्वच्छता, सहकार्य, स्वावलंबन या बालवीराच्या गुणांच त प्रदर्शन होतें त्या छावणीस 'आनन्द-नगर' हे नाव ठेवलेलं होतं व तें यथार्थ होतें, हें, त्यावेळी मेळाव्यास आलेल्या पाहुण्यानी कबूल केलें व वर्तमानपत्रकारानी जाहीर केलें त्यावेळी प्रो० त्रिवेदी याना गुणगौरव दर्शक असे 'मेडल ऑफ मेरिट' नावाचें सन्मान्य पदक बालवीर संस्थेने

अपण कल १९३७ साली वडन पावेल हे हिंदुस्थानात आल असताना मुबईस गव्हर्मेट हाउसवर यालेल्या सभच्या वेळा त्यानी स्काउट मस्था राष्ट्रीय करण्याच्या बाबतात अनक सूचना वडन पावेल याना व त्याचे चिटणास मि० इप याना केल्या होत्या वडन पॉवेल हे विलायतेस जाताना सर चुनीलाल महेता ह बाळवीर चळवळीच्या कार्यातून निवृत्त यात्यान त्याचा जो सत्कार झाला त्यात प्रो० त्रिवेदी याना पुढाकार घतला व प्रा० त्रिवदीच्या प्रोत्साहनान मबई प्रातातील सव बाल वीरानी स्वाक्षरीन सर चुनीलाल याना कृतज्ञतापत्रक अपण केल ही कल्पना सर चुनीलाल याना फार आवडली

१९३७ सालच्या वडन पॉवेल याच्या उद्गारामुळ प्रा० त्रिवदी ह फार बचन झाल बाल्वीर चळवळीतून अग काढून घ्याव नितका सताप त्याना आला पण गवटी त्याना आपल्या सहकार्यांच्या मदतीन मवध प्रातिक मस्था राष्ट्रीय करण्याचा घाट घातला व त्याम पुढ यगहि आल पुढ प्रो० त्रिवेदी हे आनदला गल्यान व प्रवृत्ति-अस्वा स्थ्यामुळ त्यानी माठ्या दु खान बाल्वीर चळवळीतील अग काढून घनल आनद ययील कामाच्या ताणामुळच ते आजारी याल व त्यातच त्याचा अत याला

खिलाडू वृत्ति औदार्य सर्वांशी मिळून मिसळून वागण यामुळे त सव बाळवीरात प्रिय झाले हाते कधी कधी ते झटकन रागावत पण तो राग जितक्या लवकर यई तितक्या लवकर जाई महाराष्ट्रातील बाल्वीर चळवळीशी त्याचा सुमार बारा वर्षे मवध आला व त्याना या चळवळीच्या जोपासनकरता कष्ट केल पण शहर बाल्वीर मदिराच्या कार्यात त्याचे श्रम फारच कारणीभूत याल

डेक्कन जिमखाना
पुण

डी पी जोशी
(जुना स्काउट आगनायकर)

आमच्या कॉलेजमध्ये एक अगदी काळी मुलगी होती ती म्हणजे सर्वांच्या टिंगलीचा विषय आम्ही तिला मुद्दाम घरी आणली व काकाची व तिची ओळख करून दिली त्याना त्या मुलीत विशेष काहीच वाटले नाही ती गेल्यानंतर तिच्या विषयी सहज बोलताना ते म्हणाले, ' Fine छोकरी छे " दुसऱ्याची टिंगल अगर निंदा त्यांनी स्वप्नात देखील केली नाही

ज्या मुलाना पालक नसतील, निराधार असतील अशा मुलाना पुढे आणण्यासाठी ते नेहमी खटपट करीत त्याना उत्तेजन देत माझे वडील अगदी लहानपणीच वारले आणि अगदी काकाप्रमाणे त्यांनी माझ्यावर प्रेम केले आणि म्हणूनच गुजराथी लोकांच्या बद्दल माझ्या मनात नितांत आदर आहे मी B. A पास झाल्यानंतर अगदी प्रथम अंत करणपूर्वक अभिनंदन स्वत आमच्याकडे येऊन करणारी व्यक्ति म्हणजे प्रो त्रिवेदी तो दिवस मी कधीही विसरणार नाही इतर नातेवाईकांच्या घरी जाऊन पेढे देऊन मला माझा रिझल्ट सांगावा लागला, परंतु आमच्या घरी येऊन स्वतःच्या हातानी माझे तोंड गोड फक्त प्रो त्रिवेदीनीच केले पोरक्या मुलाच्या भावना ओळखून त्यांच्याशी पितृतुल्य जिव्हाळ्याने वागणाऱ्या व्यक्ति जगतात फारच थोड्या आढळतील

प्रो त्रिवेदीचे घर म्हणजे पाहुण्याचेच घर लोक थट्टेने म्हणत की पाहुण्याच्या घरात प्रो त्रिवेदी रहातात त्यांच्या आदरातिथ्याला सीमाच नव्हती अगदी छत्र्यापासून ते पोस्टाच्या तिकीटापर्यंत पाहुणचार, लोक त्यांच्याकडून घेत असत पुण्याचे श्री मेहेंदळे (माटरवाले) यांची मोटर नेहमी त्रिवेदीच्या पाहुण्यासाठीच असे "आमचे मोठे गिऱ्हाईक गेले " असे उद्‌गार श्री मेहेंदळे यांनी त्यांच्या निधनानंतर काढले कित्येक वेळा असे मनात येते की त्यांच्या आदरातिथ्याचा लोकांनी गैरवाजवी फायदा घेतला स्वत प्रो त्रिवेदीनी मात्र त्याबद्दल कधीही

नाखुषी दाखविली नाही "माझें आयुष्य सर्वांच्या साठी आहे केवळ माझ्यासाठीच नाही" हेच त्यांचे ध्येयवाक्य होते

त्यांचा दिलदारपणा व उदारपणा याला तर तोडच नाही प्रो त्रिवेदी नेहमीच कामाच्या गर्दीत त्यांच्या पत्नी गावाला गेल्या होत्या त्यांच्या नावावर कोठूनतरी आंब्याचे पार्सल आले त्यांच्या वरच्या मजल्यावर दोन विद्यार्थी रहात होते त्यांनी सही करुन पार्सल घेऊन आंबे खाल्ले व नंतर प्रा त्रिवेदींना सांगितले ते म्हणाले, "उत्तम अभ्यासाने दमला होतात आता जरा फिरुन उमेद येईल अभ्यास करण्याची

लोकांना मदत करण्यास ते नेहमी तयार असत पण उपकार केल्या सारखे पैसे देणें त्यांना पसत नव्हतें एक भावगीते गाणारे मास्तर (तेव्हा ते फारसें पुढे आल्ये नव्हते) मदतीसाठी त्यांच्याकडे गेले

आमच्या किशोरला राज एक तास गाणें शिकवा मास्तर मी चांगली फी देईन तुम्हाला त्रिवेदींनी सांगितले व लगेच शिकवणीला सुरवात झाली परंतु किशोरला गाण्याची अजीबात आवड नाही ना कंटाळला

"अहो फुवाजी, मास्तरांना मदत होते पण मला ती शिक्षा होते" शेवटी एक दिवस तोंड वाकडें करुन किशोरने सांगितले तेव्हा त्यांना हसता हसता पुरेवाट झाली

अशा कितीयेक आठवणी आहेत की ज्यातून त्यांचा उद्यागी, प्रेमळ दिलदार स्वभाव दिसून येतो प्रा त्रिवेदी गेल्यामुळें अनेकांना मदत करणारा एक उदार आत्मा नाहीसा झाला असें मनात येते

सुमन भिडे

## ૨૭

# કેટલાંક સંસ્મરણો

સ્વ પ્રોફેસર જે પી ત્રિવેદીનુ કુટુંબ અમારી જ્ઞાતિમાં પ્રતિષ્ઠિત અને આગેવાન હોઈ મારુ કુટુમ્બ તે કુટુબના પરિચયમાં લાબા વખતથી હતુ પણ મારો પ્રો ત્રિવેદી સાથેનો ગાઢ પરિચય તેઓ ભાવનગર સ્ટેટના ઇરિગેશન એન્જિનિયર તરીકે નિમાયા અને અમારા મધ્યમાં રહ્યા તે દરમિયાન થયો.

સ્વ જયશંકરભાઈ પોતાની ફરજ ઘણી સારી રીતે સમજતા અને પૂરેપૂરી બજાવતા નાનાના માણસો પાસેથી કામ લેવાની તેમની પદ્ધતિ પણ સરસ હતી તાબાનો અધિકારી કે બીજો માણસ રસ્તા બહાર જાય તો તેને સત્વર ઠેકાણે લાવે અને તેમાં ગલતી થવા ન દે તેથી તેમનુ કામ હમેશાં નિયમિત થતું અને તેમને શોભા આપે એવું રહેતુ. તેમણે ઘડેલી યોજનાઓ અમલમાં આવી ત્યારે તેના સંગીન-પણાનો ખ્યાલ આવે છે તેમના હાથે ઘણા લોકોપયોગી કામો થયાં જાહેર પ્રવૃત્તિનુ તેમનુ ક્ષેત્ર વિશાળ હતુ

સમાજસેવા એ તેમનુ ઘણુ મહત્ત્વનુ કાર્ય હતુ દરેક સારી પ્રવૃત્તિમા તેઓ હોય જ. દરેક પ્રસગે જાતમહેનત, પૈસાની મદદ અને પ્રેરણા તેમના તરફથી મળવાની આશા કાર્યકરો હમેશાં રાખતા અને તે તેમને મળી રહેતી

વિદ્યાર્થીઓના તેઓ સાચા અને પરમ મિત્ર હતા ભાવનગરમા વિદ્યાર્થીઓની રમતગમત, બૉય સ્કાઉટ પ્રવૃત્તિ, વ્યાયામની પ્રવૃત્તિ હોય તેમાં પ્રો ત્રિવેદી હમેશાં મોખરે હોય યુવાનોને પ્રેરણા આપે, સાહસિક થવા અને શિસ્તપાલન કરવા ઉપદેશ કરે

વિદ્યાર્થીઓના તેઓ હમેશના મિત્ર હતા તેમને અભ્યાસમા નાણા વગેરેની મદદ પણ તેઓ છૂટે હાથે આપતા આવી મદદ વર્ગાધિપતિઓ પણ આપી શકે નહી તેઓની આવકનો મોટો ભાગ આવી પ્રવૃત્તિમા ખર્ચાતો તેઓનો પગાર સારો હતો અને ગર્ભશ્રીમંત હતા, પણ અતિ ઉદાર સ્વભાવને લીધે તેમની જિંદગીને અંતે કુટુંબની સ્થિતિ સામાન્ય રહી પરંતુ તેમના સત્કર્મ અને શુભ પ્રવૃત્તિઓના ફળ રૂપે સંસ્કારનો વારસો તેમના પુત્રને સુયોગ્ય રીતે મળ્યો છે, એ નસીબની વાત છે

સ્વજ્ઞાતિની તેમની સેવા અજોડ હતી જ્ઞાતિના અકીના ગાાનયને સમૃદ્ધ બનાવવામા તેમનો મોટો ફાળો હતો જ્ઞાતિમા સારે માઠે પ્રસંગે હાજરી આપવા ઉપરાંત માંદાની માવજત, વિદ્યાર્થીઓને અભ્યાસમા બહોળે હાથે મદદ, આતિથ્ય વગેરેથી આખી શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિમા તેમણે કાયમને માટે ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું છે દિવાળીના દિવસોમા રમતગમતનો કાર્યક્રમ તેમણે દાખલ કર્યો અને જ્ઞાતિએ પણ દર સાલ દિવાળીના દિવસોમા વિદ્યાર્થી તેમ જ વિદ્યાર્થિનીઓની રમતગમતનો મેળાવડો યોજી તેમનુ સંસ્મરણ તાજુ રાખ્યુ છે

## ૨૮

## સ્વ. ત્રિવેદીજીનાં સંસ્મરણો

સ્વ. ત્રિવેદીસાહેબના સંસ્મરણો લખતા મન થાકતું નથી. એમના માયાળુ સ્વભાવ, ખેલાડુ વૃત્તિ, ગુજરાતના ગૌરવ માટે સ્વાભિમાન અને જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં ગુજરાત વસાવવાની એમની ઊંચી ભાવના તેમ જ ગુજરાતની અસ્મિતા અને સંસ્કૃતિ માટે તેમ જ કેળવણી ક્ષેત્રમાં અથાગ પરિશ્રમ સામાજિક રાજકીય ક્ષેત્રમાં સમાનતા આણવી કાર્યક્ષમતામાં પ્રવૃત્ત કરવાની એમની મનોભાવના એવી પ્રબળ હતી કે ભલભલા ગુજરાતીનું માથું નમી જાય અને છાતી ગજ ગજ ઊછળતી રહે!

સ્વ. મહાત્મા ગાંધીજીના પરમ ભક્તોમાંના તેઓ એક સાચા ભક્ત હતા. ૧૯૨૨–૨૪માં બાપુજીને યરોડા જેલમાં એમને ગંભીર માંદગી આવી હતી. આંતરડાના રોગ ઉપર શસ્ત્રક્રિયા કરવાની હતી, ક્ષણનો પણ વિલંબ કરવાનો નહોતો. તે સમય ઓળખીને તે વખતના સાસૂન હૉસ્પિટાલમાંના વડા કર્નલ મૅડોકે તુરત જ પોતાની મોટરમાં બાપુજીને સાસૂન હૉસ્પિટાલમાં લાવીને શસ્ત્રક્રિયા ઘણી જ કાળજી અને પૂર્ણ જવાબદારીથી સફળતાપૂર્વક નિર્વિઘ્ને પાર પાડી.

સ્વર્ગસ્થને બાપુજી પ્રત્યેના પ્રેમ અને ભાવનાએ કર્નલ મૅડોકની મોટર ખરીદવાની પ્રેરણા કરી. બાપુજીની જિંદગીના કટોકટીના વખતે મોટર પણ એક સાધન તરીકે મદદરૂપ થઈ પડી હતી. એવી ઊંચી અને પવિત્ર ભાવનાને લીધે એ મોટર ત્રિવેદીએ વગર આનાકાનીએ પૂરતી કિંમત આપીને પણ ખરીદી લીધી હતી.

સત્યાગ્રહની ચળવળમાં, લાલ લૂગડાથી જેમ આખલો ભડકે તેમ, સરકારી નોકરો કૉંગ્રેસથી ભડકતા હતા. તેવે સમયે પણ સ્વ. ત્રિવેદીજીએ બાપુજી તરફની પૂજ્ય ભાવના સક્રિય માર્ગથી સિદ્ધ કરી હતી.

જ્યારે કોંગ્રેસ તરફ સહાનુભૂતિ બતાવવી એટલે પોતાની આજીવિકા ઉપર પાણી ફેરવવા બરાબર હતું, એવા સમયમાં પણ, કોઈ પણ જાતના સરકારી દબાણમાં ન આવતાં, પોતાની કચેરીમાં મહાત્માજીનો ફોટો રાખનાર અને સત્યાગ્રહીઓને ચંપલ, દુધ પાઉડર, પુસ્તકો, કપડાં તેમ જ અન્ય જોઈતી સગવડો કરી આપનાર તરીકે, ભારતની સ્વતંત્રતાની ચળવળમાં એમનુ નામ સોનેરી અક્ષરે લખાવું જોઈએ.

અતિથિનો આદરસત્કાર, ભૂખ્યાને ભોજન અને તરસ્યાને જલ-પાન એ તો એમનો નિત્યધર્મ હતો એમના મિલનસાર સ્વભાવે તો પૂનાની જ નહી પરંતુ આખાય ગુજરાતની જનતામાં એમને ઓળખીતા કરી દીધા હતા પોતાના ભાઈઓને મળવા જ્યારે જ્યારે પગ કાઠિયા-વાડી પહેરવેશમા બહાર પડતા ત્યારે ફક્ત 'જય જય'ના એમના મધુર અને સ્નેહભર્યા વદનથી આવળીનુ પણ ધ્યાન એમના તરફ દોરાયા વગર રહે નહી જ્યારે જ્યારે બહાર હરવાફરવા કે અન્ય કાર્યાર્થે બજારમા કે ગાડીમા હોય તોય 'જય જય ત્રિવેદીસાહેબ'થી એમનો સત્કાર ભાવભીના પ્રેમથી થતો હતો

ગુજરાતીઓની કેળવણી ક્ષેત્રમાં પ્રગતિ થાય અને તેમનામાં ભ્રાતૃભાવ વધે તે માટે ગુજરાતી બંધુસમાજ સ્થાપીને તે દ્વારા તેમણે કરેલી સેવાની નોંધ લીધા સિવાય એમની જીવનકળા અંકેલી લેવાય તેમ નથી. ગુજરાતી બંધુસમાજની પ્રવૃત્તિઓમાં મુખ્ય પ્રવૃત્તિ ભ્રાતૃ-ભાવ વધારી, ગુજરાતીઓનું સંગઠન કરવાની હતી. તેમાં એમનો મોટો ફાળો છે અને એની યાદ ગુજરાતી જનતા કદીયે વીસરી શકશે નહીં.

ગુજરાતી જનતાનું એમના પ્રતિ દેવું અપાર છે. એ ગુજરાતીઓ સેવા કરીને જ અદા કરી શકે છે. મહારાષ્ટ્રમા ગુજરાતી તરીકે પ્રાંત-વાદી તરીકે નહીં, પરંતુ એક સાંસ્કૃતિક દૃષ્ટિએ સંગઠન કરવું જોઈએ, એવી ભાવના અને આકાંક્ષાઓ જાગ્રત કરવામાં એમણે ઓછો ભાગ ભજવ્યો નથી સેવાભાવ, પ્રેમ અને ઐક્યનો મોટો વારસો મહારાષ્ટ્રમાં વસતા ગુજરાતીઓ માટે તેઓ મૂકતા ગયા છે

૧૯૨૮–૨૯ માં ગુજરાતી કેળવણી મંડળનો પુનરુદ્ધાર એમના જ પ્રયાસનું ફળ છે. ૧૯૧૯–૨૦ માં ગુજરાતી કેળવણી મંડળની સ્થાપના સ્વ રામભાઈ જેઠાભાઈ પટેલના પ્રમુખપણા નીચે થઈ હતી, પરંતુ લશ્કર અને શહેરમાં વસતા સમગ્ર ગુજરાતીઓનો સંપર્ક સાધવાનું, સ્વ રામભાઈ જેઠાભાઈ પટેલને સાધ્યુ નહીં. સ્વ. ત્રિવેદીજીએ એનો પુનરુદ્ધાર કર્યો, અને એ મંડળને કેળવણી તરફ લક્ષ દેવા પ્રેરણા આપી

પૂના મ્યુનિસિપાલિટી તરફથી ચાલતી ૧૧ નંબરની સ્કૂલનુ શ્રેય પ્રથમ તેમને ફાળે જાય છે સ્વ રાવ બહાદુર લલુભાઈ હુકમચંદની ઉદાર સખાવત કેળવણી ક્ષેત્રમા લાવવાનુ બહુમાન સ્વ ત્રિવેદીજીને જ ઘટે છે. પ્રાથમિક શાળા નંબર ૧૧ શેઠ હુકમચંદના નામથી શરૂ થવાથી જ એમને સંતોષ નહોતો મહારાષ્ટ્રભરમા ગુજરાતી શાળાઓ દ્વારા ગુજરાતની સંસ્કૃતિ સાચવી રાખે એવી મનોભાવના એ વ્યક્ત કરતા હતા

એમની પ્રેરણા અને ગુજરાતી કાર્યકર્તાઓના શુભ પ્રયાસથી આજ ગુજરાતી કેળવણી મંડળ, રવિવાર પેઠ, પૂના શહેરમાં બાલમંદિરથી માંડીને હાઈસ્કૂલ સુધીના શિક્ષણનો પ્રબંધ કરીને, કેળવણી ક્ષેત્રના વિશાળ મેદાનમા મંડળની પોતાની મિલકત બનાવીને શાળાઓ ચલાવી રહ્યું છે

ગુજરાતી બંધુસમાજની વિવિધ પ્રવૃત્તિઓને વિકસિત કરવામાં એમણે જે અથાગ શ્રમ લીધો છે તે અવર્ણનીય છે પૂનામા કેમ્પમા ગુજરાતી કેળવણી હિતવર્ધક મંડળ સ્થપાયુ અને બાલમંદિરથી માંડીને હાઈસ્કૂલ સુધીના શિક્ષણનો પ્રબંધ થયો, તે તેમને આભારી છે.

સ્વ ત્રિવેદીજીનાં સંસ્મરણોનુ એક મોટું સંસ્મરણ, બેસતા વર્ષના દિવસે સમગ્ર ગુજરાતીઓએ એકઠા થઈને વિચારવિનિમય કરવો, અને નવા વર્ષનાં અભિનંદન આપવાં એવી પ્રથા પાડી છે, એ છે જ

પૂના કેમ્પ — મગનભાઈ ઈશ્વરભાઈ પટેલ

## જયશંકરભાઈનાં કંઈક સંસ્મરણો

અસહકારના દિવસો હતા. રાષ્ટ્રપિતા તે વખતે યરોડાના કારાવાસમાં હતા. રાષ્ટ્રના નેતાગણમાં બે પક્ષો પડી ગયા હતા — ફેરવાદી અને નાફેરવાદી. નાફેરવાદીઓના અગ્રણી આપણા હાલના ગવર્નર જનરલ શ્રી ચક્રવર્તી રાજગોપાલાચાર્ય હતા. ફેરવાદી 'અગ્રણીઓ' ચિત્તરંજન દાસ, સ્વ. પંડિત મોતીલાલ નેહરુ, સ્વ. વિઠ્ઠલભાઈ પટેલ, અને સ્વ. હકીમસાહેબ અજમલખાન હતા. એમને લાગ્યું કે, ગાંધીજીના કારાવાસ દરમ્યાન રાષ્ટ્રીય મહાસભાની ચળવળ દબાઈ જશે. એટલે તેમણે પાર્લમેંટરી કાર્યક્રમ દેશ પાસે મૂક્યો. નવી ચૂંટણીઓમાં વડી ધારાસભામાં પંડિત મોતીલાલ અને વિઠ્ઠલભાઈ ગયા. બંગાલ પ્રાંતની ધારાસભા ચિત્તરંજન દાસે સંભાળી. વડી ધારાસભામાં વિઠ્ઠલભાઈ પ્રમુખ થયા અને પંડિત મોતીલાલે વિરોધ પક્ષના અગ્રણીનું કામ સંભાળ્યું.

ધારાસભાના ઇતિહાસમાં પહેલી જ વાર પ્રમુખ પટેલ પ્રાંતિક ધારાસભાઓના નિરીક્ષણાર્થે દેશમાં પર્યટન કરી રહ્યા હતા. આપણા પ્રાંતની ધારાસભા તે વખતે પૂનામાં હતી. પ્રમુખ પટેલ પૂના આવે ત્યારે તેમના સન્માનાર્થે કાંઈ હિલચાલ પૂનામાં દેખાઈ નહીં. પ્રો. ત્રિવેદીથી આ જોયું ગયું નહીં. જાહેર ચળવળ તો સરકારી સેવકોથી થઈ શકે તેમ નહોતું. પરંતુ પોતાના ઓળખીતા પાળખીતાઓમાં પોતાની નાની મોટરમાં ફરી કર્ણોપકર્ણ તેમણે સ્ટેશને એક સારી જમાત એકઠી કરી પ્રમુખ પટેલને સત્કાર્યા. ખડકી-સ્ટેશને ના. ગવર્નરના એડીસી લેવા આવેલા છતાંય સરકારી ગૃહે ન ઊતરતાં સ્વ. પટેલ તે વખતના શિક્ષણમંત્રી સ્વ. ના. હરિલાલભાઈ દેસાઈને ત્યાં ઊતર્યા. પૂના ગુજરાતી બંધુસમાજ તરફથી પ્રમુખ પટેલના સત્કારાર્થે સમારંભ પ્રો. ત્રિવેદીએ ગોઠવ્યો. આમ પૂનાનું નામ રાખ્યું. આ હતી પ્રો. ત્રિવેદીની દેશદાઝ.

ત્યાં માગના કરવા આવવાની તેમને જરૂર ન હોત. અને મેં કયાં તેમને પૈસા આપ્યા છે? મેં તો તેમના પુત્રને તેના લગ્ન પ્રસંગે મદદ કરી છે."

* * *

રાષ્ટ્રોન્નતિનું કોઈ પણ કાર્ય હોય તેમાં સ્વ. ત્રિવેદી મોખરે રહેતા. પૂના છાવણી (કૅમ્પ) માં સ્વદેશીના પ્રચારાર્થે ત્યાંના પારસી કાર્યકર્તાઓએ સ્વદેશી વસ્તુઓ, જેમાં મુખ્યત્વે કાપડ તથા શુદ્ધ ખાદી હતાં વેચાય તેવા ભંડાર ઉઘાડવાનું નક્કી કર્યું. મને યાદ છે ત્યાં સુધી સ્વ. પંડિત માલવિયાજીએ તેનું ઉદ્દ્ઘાટન કર્યું હતું. તે કાર્યમાં પણ કાર્યકર્તાઓએ સ્વ. ત્રિવેદીનો સહકાર માગ્યો હતો અને તેમણે ખુશીથી આપી મારો સહકાર પણ તે દુકાનને અપાવ્યો હતો.

* * *

પૂનામાં આપણો ગુજરાતી સમાજ જે રાજકારણમાં બહુ ભાગ લેતો હતો તેમાં ગાંધીજીનાં મંતવ્યોના પ્રચારાર્થે ગાંધી જયંતીની પ્રવૃત્તિ શરૂ કરી, તેમ જ ગુજરાતી બાળકોના શિક્ષણાર્થે પૂના ગુજરાતી કેળવણી મંડળ સ્થાપી પોતાને ત્યાં ભણાવવા યોગ્ય બાળકો ન હોવા છતાં નિષ્કામ કર્મયોગ તેમણે આદર્યો.

પૂના, વૈશાખ વદ ૩૦ — લીલાધર પ્રેમજી જેરાજાણી
સં. ૨૦૦૫

૩૦

# ચિરંજીવ થઈ ગયા

તે મારા કાકાના દીકરા ભાઈ થાય મારા પિતાશ્રી મૂળશંકરભાઈ તથા કાકા પીતાંમ્બરદાસભાઈ તે જેઠાલાલદાદાના બે દીકરા પીતાંબરદાસ ભાઈને ત્રણ પત્ની થયેલી દરેકથી બાળકો હતા સ્વ પૂ પીતાંમ્બરદાસ ભાઈ વડોદરા રાજ્યમાં નાયબસૂબા હતા તેમના મૃત્યુ પછી જયશંકરભાઈને જોકે ઇગ્લંડ જવાનું ખૂબ મન હતુ ને તેઓ શક્તિશાળી હતા, છતા મારા પિતાશ્રીને જૂની ઢબે પિતા વિનાના બાળકને ઇગ્લંડ જેવા દૂર દેશ મોકલી જોખમ ખેડવાનુ યોગ્ય ન લાગ્યુ તેથી તેમને ઇગ્લંડ મોકલેલા નહી આ વાત તેમને જીવનભર સાલી હતી જયશંકરભાઈને એક વિજયાબહેન કરીને ખૂબ બુદ્ધિશાળી, સરસ્મરી કવયિત્રી બહેન હતા, જે તેમને પ્રાણ જેવા વહાલા હતા જ્યારે તેઓ સુવાવડમા ગુજરી ગયા ત્યારે તેમણે તેમની પાછળ ઘણી વહાલી વસ્તુઓ તજેલી બહેનની દીકરીઓ ડૉક્ટર વસતબહેન અને ચંદાબહેનને પોતાની પુત્રી જેમ જ ગણતા અને રાખતા

આ જ પ્રમાણે તેમણે જીવન પર્યંત પોતાના નહીન ગણ્યુ સ્વ પૂ ભાનુશંકરભાઈ જેઓ ઓરમાન ભાઈ હતા તેમની સાથે સગા ભાઈ કરતા પણ વધારે મીઠો સબંધ રાખતા તેમના કુટુબને પોતાનુ જ ગણેલુ ભાનુશંકરભાઈના પત્ની તારાબહેન જ્યારે દાઝવાથી અકસ્માત્ ગુજરી ગયા ત્યારે વર્ષો સુધી પોતે પૂનામા એકલા રહી પોતાના પત્ની શ્રી હીરાબહેનને ભાઈના બાળકોને સભાળવા અમદાવાદ રાખ્યા આમ ઘરમા ગૃહિણી સભાળ રાખનાર ન હોવાથી એ બોજો જયશંકરભાઈ ઉપર પડ્યો ને તેથી તેમની તબિયત ઉપર ખરાબ અસર થવા માડી, ને ધીમે ધીમે કાયા ઘસાતી ચાલી આવો બે ઓરમાન

ભાઈ વચ્ચેનો પ્રેમ રામ અને લક્ષ્મણ જેવો હતો આજના સમાજ જીવનમા આવો પ્રેમ ભાગ્યે જ દેખાય છે

તેમના ઓરમાન માતુશ્રી શ્રી દિવાળીમા * ૭૦ વર્ષ સુધી સયુક્ત કુટુમ્બમા રહ્યા જેવી માતાની સેવાચાકરી કરી હતી તેવી તેમણે તેમની નવાચાકરી કરેલી વળી જ્યારે તેમના માતુશ્રીએ કુટુમ્બમાથી જુદા થવાની ઇચ્છા બતાવી ત્યારે વગર માગ્યે પુરુ જેટલો ભાગ મિલકતમાથી તેમને આપી દીધો અને કહ્યું કે કુટુમ્બીજનો માટે સુખશાંતિ સુવાસે આ બન્ને પ્રસંગો તેમના જીવનની મહાનુભાવતા અને સજ્જનતાનો ખ્યાલ આપે છે

તેમની ગાની એક પુત્રી શારદા તો ૭ વરસની વયે મરણ પામેલી તેમના એમના એક પુત્ર મનુને નાનપણમા ઊચેથી પડવાથી પગના થાપાનો ક્ષય થતા વર્ષો સુધી તેની જે ચાકરી કરી તે આદર્શ પિતા જ કરી શકે તે પછી જ્યારે અગ્રેજી શિક્ષણ ન લેવા ખાતર મન વિદ્યાપીઠમા દાખલ થતા કે તરત સત્યાગ્રહની લડતમા વિદ્યાપીઠ બધ થતા આઠ દિવસ ચણા ને ગોળ ખાઈ તડકામા કામ કર્યું ને તેથી તેને મૅનિનજાઈટીસ થયો તે માદગી પણ જીવલેણ હતી ને સાજો થયો ત્યારે નવો જન્મ જ આવ્યો તે વખતે પણ મનુની સેવા એવી જ ખતી નિષ્ઠાથી કરી હતી

એમના આપ્ત ગુજરી જતા તેમના મામાપવિહોણા દીકરા ગો કિશોર અને શ્રી વિનુભાઈને પોતે દેખરેખ રાખી ભણાવ્યા ઉપરાત જ્ઞાતિના કે કોઈ પણ ઇતરજન ભણવા માટે સ્કૉલરશિપ માગતા તો યોગ્યતા જોઈ વિના સકોચે તેમણે ઘણી શિષ્યવૃત્તિ આપી હતી આજે આ રીતે મેળવેલી આર્થિક મદદથી જીવનમા સારી રીતે કમાઈ શકે ને ઉચ્ચ મધ્યમ કોટિમા ખપી શકે તેવા ડૉક્ટર વકીલ પ્રોફેસર વગેરે ઘણા ભાઈઓ ને બહેનો પણ છે આ રીતે તેમણે પોતાના શુભ કર્મથી જ પોતાનુ સ્મારક ચિરસ્મરણીય બનાવી દીધુ છે

---

*

પોતાની નોકરી સરકારી હોવા છતાં પણ તેમણે દેશની સત્યાગ્રહની ચળવળમાં તન, મન અને ધનથી બને તેટલો ભાગ આપ્યો હતો. ૧૯૩૦-૩૨ ની ચળવળમાં યરવડા જેલમાં જેટલાં ભાઈબહેનો ગયેલાં તેમની જરૂરિયાત અને સગવડ સાચવવા ટાઢ ને તડકો કે રાત ને દિવસ જોયા વિના, સરકારની ઇતરાજીનો ભય રાખ્યા વિના, એમણે બનતી સેવા કરી હતી

દાંડીકૂચ વખતે સરકારી ખાતામાંથી દાંડી જવાના રસ્તા, વડોદરાની હદ વગેરે ગામડે ગામડા બતાવી નકશા તૈયાર કરી બાપુ પર મોકલનાર સ્વ. જે. પી. હતા આ કાગળિયાં ચોરી છૂપીથી છૂપી પોલીસ હાથ કરી ગયેલી અને ત્યારથી એમને ફરજિયાત નોકરીમાંથી છૂટા કરવાની સરકારે પેરવી શરૂ કરી હતી.

મુ. પૂ. સરદાર વલ્લભભાઈ પટેલે આણંદ ખેતીવાડી સંસ્થા સ્થાપી ત્યારે તેમને તે સંસ્થાના મુખ્ય સચાલક નીમ્યા હતા. પણ તે સરકારને રુચે તેવી વાત નહોતી, એટલે સંસ્થાનો વ્યવહાર ખોરવી નાખી મૃતપ્રાય કરવાની નીતિ સરકારે લીધી ત્યારે પણ પ્રો. જે પી. ત્રિવેદીને માટે એક આગ જેવી ચિંતા ઊભી કરી. આ રીતે તે વખતની મુંબઈ સરકારે તેમની જીવનદોરી ટૂંકાવવામાં મોટો ભાગ લીધો હતો એમ કહું તો અતિશયોક્તિ નથી; કારણ ત્યારથી એમને લોહીના દબાણનો રોગ લાગુ પડયો.

આ રોગ લાગુ પડયા પછી પણ કોઈ ઠંડી જગ્યાએ જવાને બદલે તેમણે ગાંધીજી પાસે વર્ધા રહેવાનું ને ગાંધીજી કહે તેવા ઉપચાર અને સારવાર કરવાનું નક્કી કર્યું. અને તેઓ ત્યાં ગયા. થોડા દિવસમાં તબિયત સુધરતી લાગી, પણ ઈશ્વરની મરજી જુદી હતી. તેઓ ત્યાં જ દેવશરણ થયા. અવસાન થયા પછી જ્યારે બાપુએ પોતે હાથે વણેલ સૂતરની પોતાની ચાદર ઓઢાડી ત્યારે કોઈએ પૂછ્યું કે, બાપુ, આ લહાવો જયશંકરભાઈને જ કેમ? ત્યારે બાપુએ નીચેના અર્થના

મરહૂમસાહેબે જવાબ આપેલો કે, 'બીજા તો રાજદ્વારી પુરુષો નહિ જાણીતા હોય છે, પણ આ તો સાચો સંત હતો.

ઝીણી ઝીણી બાબતોથી જ માણસનું ચારિત્ર્ય અંકાય છે. તેમના જીવનમાં પ્રાર્થના ઘણું અગત્યનું સ્થાન ભોગવતી. તેમને પ્રાર્થનામાં ખૂબ શ્રદ્ધા હતી. સહકુટુંબ સવારના નિયમિત પ્રાર્થના થતી.

તેવી જ રીતે આખું જીવન નોકરીનો સમય બાદ કરતાં પરમાર્થ અને પરસેવા માટે સવારથી સાંજ સુધી ખૂબ શ્રમ લઈને મહેનતુ રીતે જીવ્યા હતા. એટલે એમનું જીવન તપ ને સેવાના મૂર્ત રૂપે જ હતું. તેમના પંખા, પુસ્તકો, મોટર કે કોઈ પણ બીજી વસ્તુ બીજાના ઉપયોગમાં આવે તો તેથી પોતાને મહાભાગ્યશાળી માનતા. સૌ કોઈએ તેમની ઉપરની વસ્તુઓનો સારી પેઠે લાભ ઉઠાવ્યો હતો.

જૂના જમાના ગુજરાતીઓને વિસામાનું સ્થાન એ જ પોતાનું ઘર જ હતું. કોઈ ઓળખીતા કે અજાણ્યા ગમે તે એ ત્રિવેદીના ઘરે રહેવાની સગવડ મેળવી સુખેથી રહેતા.

આમ તેમણે તો આર્યોના વર્ણાશ્રમધર્મ અને અતિથિસેવા ધર્મના આદર્શો જીવનમાં ઉતારી બતાવ્યા હતા અને આ રીતે તેમને જેઓ ઓળખે છે તેમના સ્મરણમાં તેઓ નિર્વાણ સુધી ચિરંજીવી થઈ ગયા છે.

ટૂંકમાં તેઓ સાચા કર્મયોગી સંત અને અનન્ય ગાંધીભક્ત હતા. એમની ખોટ આજે પણ સાલે તેવી છે, કારણ એમની અગાધ શક્તિ ને સેવાભાવનો સાચો ઉપયોગ આજે થઈ શક્યો હોત. પ્રભુ એમના આત્માને શાંતિ આપો.

પોરબંદર

શાંતિલાલ બાળકૃષ્ણ ત્રિવેદી

૩૧

# પૂજ્ય ત્રિવેદીસાહેબ

પ્રો. શ્રી જયશંકર પીતાંબરદાસ ત્રિવેદી – એમના નામની સ્મૃતિએ મનચક્ષુ સામે એક સૌમ્ય, શાંત, સરળ, સફેદ વસ્ત્રધારી મૂર્તિ સ્મિત કરતી ખડી થાય છે.

મને યાદ છે ત્યાં સુધી, છેક શાળામાં ભણતો બાર વર્ષનો હું બાળક વિદ્યાર્થી હતો ત્યારનો એમના પરિચયમાં આવ્યો હતો. હું તેમને 'કાકા' કહેતો. એઓ મારા પિતાશ્રી સ્વ. શિવભદ્ર હરિભદ્ર પંડ્યાના પરમ મિત્ર થાય. પૂનામાં જે કોઈ ગુજરાતી પ્રથમ આવે તે મારા પિતાશ્રીને અને પછી પાછળથી પ્રો. ત્રિવેદીસાહેબને જ પૂછતું આવે.

મારા પિતા સાથે તે વખતે શ્રી મણિભાઈ અંબેલાલ દેસાઈ તથા શ્રી છગનરામ કેશવરામ રાવજીની ત્રિપુટી ગણાતી. તેમાં શ્રી છગનલાલ કિલ્લાવાલા તથા શ્રી ચંદુલાલ ભગત સામેલ થયા. આ પાંચે ગૃહસ્થ વકીલ જેવા શ્રી ઇચ્છારામ દેસાઈને ત્યાં મળતા અને દર રવિવારે તેમ મળવું એ તેમનો નિયમિત કાર્યક્રમ જ થઈ ગયો. આ અરસામાં પ્રો. ત્રિવેદીસાહેબ ત્યાં આવ્યા અને પૂનાના પહેલા ગુજરાતીઓનું સપ્તર્ષિમંડળ શરૂ થયું.

પછી એક જ જગ્યાએ અને સવારે બજાર જતાં પહેલાં મળવાને બદલે અને એકલા પુરુષ વર્ગે મળવાને બદલે પૂનામાં વસતા ગુજરાતીઓની અઠવાડિક સભા શરૂ થઈ; અને તેની પહેલી સભા, મને યાદ છે તેમ, એક રવિવારે સાંજે મારે ત્યાં સહકુટુંબ આ વાત ઘણી થઈ અને પછી દર રવિવારે બધાએ વારાફરતી મળવા માંડયું.

સૌએ પોતપોતાની રીતે આમંત્રણો આપવા માંડયાં અને યથાશક્તિ ચા, ચેવડો, પેંડા, લાડુ, શેરડીનો રસ વગેરે પીરસવા માંડયાં.

તે દિવસનાં સ્ત્રીબાળકોના દર રવિવારે સાંજના આનંદની સ્મૃતિ થાય છે ત્યારે ત્યાર પછી તેવો અવર્ણનીય આનંદ અનુભવ્યો નથી એમ કહેવામાં સહેજ પણ અતિશયોક્તિ નથી. અને તેનું કારણ મુખ્યત્વે સ્વ. ત્રિવેદીસાહેબ હતા એમ નિઃસંદેહ કહેવું જોઈએ.

આ રવિવારના મેળામાં મોટેરાંનાં ગપ્પાં, જુવાનિયાઓના ટોળટપ્પા, બાળકોનાં ગીત સંવાદ, સ્ત્રીઓનાં મિલન, સંગીત વગેરેથી આનંદ માતો નહીં. ધીમે ધીમે પૂનામાં આવતા ગુજરાતીઓની સંખ્યા વધવા માંડી અને આ મંડળ પણ મોટું થતું ગયું. તેમાં અનેક સંસ્કારી ગુજરાતી કુટુંબો જોડાયાં.

આ જ રવિવારિયા મંડળમાંથી સ્વ. શ્રી પ્રો. ત્રિવેદીસાહેબના પ્રયાસે આજનો પૂના ગુજરાતી બંધુસમાજ શરૂ થયો. અને મારા પિતાશ્રીએ અને તેમના મિત્રોએ વાવેલાં બીને પૂજ્ય ત્રિવેદીસાહેબે પાણી પાઈ, માવજત કરી, સ્નેહસિંચનથી મોટું વૃક્ષ બનાવ્યું અને તે આજની અવસ્થાએ ફૂલ્યુ અને ફાલ્યું.

આ સમય દરમિયાન પૂજ્ય ત્રિવેદીસાહેબે એક ગૃહસ્થ તરીકે તથા પૂના ગુજરાતી બંધુસમાજના સ્થાપક, સભ્ય તથા કાર્યકર્તા તરીકે જે અનેકવિધ પ્રવૃત્તિઓ, સેવાઓ તથા પરોપકારનાં કાર્યો કર્યાં છે, તેની સંપૂર્ણ વિગત આપવી મારે માટે સાવ અશક્ય છે. થોડાંક સંસ્મરણો આપવા નમ્ર પ્રયત્ન કરું છું.

એક પ્રસંગ ખાસ નોંધપાત્ર છે. તે એ કે, પૂનામાં પ્લેગ (મરકી) જોરશોરથી ફાટી નીકળ્યો હતો ત્યારે મારાં સ્નેહી એવાં એક બહેન પ્લેગના પંજામાં સપડાયાં હતાં. મારા પિતાશ્રી સાથે પૂજ્ય ત્રિવેદીસાહેબે તથા તેમનાં પત્ની હીરાકાકીએ તે બહેનની સેવાશુશ્રૂષા એટલી કાળજીથી કરી કે તે બહેનનાં માતપિતા પણ તેમ ન જ કરી શકે. માતપિતા તાર કરવાથી આવ્યાં ખરાં, પણ દરદીની પાસે પણ જવા તૈયાર નહીં—રખેને પ્લેગ એમને ભરખી જાય! ત્યારે આ ત્રિપુટી દરદીના બિછાના પાસે બેસી સર્વ કાંઈ કરતી અને તેમાં હીરાકાકી

તો બિછાના પર બેસીને પોતાની પુત્રી કરતાં વધુ ભાવથી સર્વ સારવાર કોઈ પણ જાતના ચેપના ભય કે ગલ્લાડની સૂગ વિના કરતાં, તે હુ આ જિંદગીમાં ભૂલીશ નહી. આજે તે બહેન તંદુરસ્ત ફરે છે એ એમની મેનાનુ જ ફળ એવા સ્વાર્થત્યાગ આગળ ઇશ્વરકૃપા જરૂર હોય જ!

ત્યાર બાદ હુ ૧૯૨૦ થી ૧૯૨૩ સુધી પૂનાની ખેતીવાડી કૉલેજમાં ભણવા રહ્યો. ત્યાં ત્રિવેદીકાકા મારા ગુરુ બન્યા. તેઓ કૉલેજમા ફિઝિક્સ, મૅથેમૅટિક્સ અને એગ્રિકલ્ચરલ એન્જિનિયરિંગના પ્રાધ્યાપક હતા. પ્રથમ વર્ષમાં કૉલેજના વર્ગો શરૂ થાય કે તેમનાં જ દર્શન અને ધન્ય દિવસ! મોટા ભાગના મારા જેવા વિદ્યાર્થીઓને અઘરો લાગતો વિષય તેઓ એવી સરસ રીતે શીખવતા કે તે ફરી વાંચવો જ પડે નહી!

પરીક્ષા લેતી વખતે પણ તેઓ ઘણી જ માયાળુ રીતે કામ લેતા વિદ્યાર્થીને શું નથી આવડતુ એ જોવા કરતાં કેટલું આવડે છે તે જ જોવાની તેમની વૃત્તિએ વિદ્યાર્થીઓનો બહુ સ્નેહ સંપાદન કરેલો. પરીક્ષામાં વિદ્યાર્થીને ગૂંચવતા નહીં એટલું જ નહીં, પણ કોઈ ગૂંચવાયેલો જણાય તો ગૂંચ ઉકેલી તેને સીધે માર્ગે ચઢાવતા

તેઓ વિદ્યાર્થીની દરેક પ્રવૃત્તિમાં રસ લેતા.

ફિઝિકલ કલ્ચરમા પહેલા, સ્કાઉટની પ્રવૃત્તિમાં મોખરે, સ્પૉર્ટ્સમાં તો હોય જ — પૂનાની બધી કૉલેજોની ઇંટર કૉલેજિયેટ સ્પૉર્ટ્સ શરૂ કરવાનો યશ પણ એમને જ ભાગે જાય છે.

સાદા હોવા છતાં કલારસિક પણ એટલા જ. કૉલેજના ગૅધરિંગ કે બંધુસમાજનાં સ્નેહસંમેલનોમાં તેઓ આગળ જ હોય મરાઠી ભાષામાં નાટક થાય તો ગુજરાતીમાં કેમ નહીં? એવી મીઠી સમજાવટથી અને આગ્રહભરી રીતે ભાગ લેવા ના પાડનારને લેવરાવી, પ્રથમ કક્ષાએ પહોંચાડી આપે, એવી એમની કાર્યપદ્ધતિ મારો જ દાખલો આપુ તો મારી પાસે યુક્તિપ્રયુક્તિથી સ્ત્રીપાત્રનું કામ કરાવી, હીરાકાકીનાં

હજારો રૂપિયાના કીમતી વસ્ત્ર અને આભૂષણો પહેરાવીને, ઉપરે ચડ઼
આપનાર પણ એઓ જ!

ગૃહસ્થ તરીકેનો ખ્યાલ એમના મહેમાનો ઉપરથી આવી શકે. કોઈ પણ અજાણ્યા ગુજરાતી — ગામડિયા કે વિદ્યાર્થીથી માંડીને સુધરેલા અને સરકારી સદ્‌ગૃહસ્થો, અમલદારો, સાધુપુરુષો વગેરેના — ના, કે મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી જેવા રાષ્ટ્રપિતા સુધીના એમના અતિથિઓ ગણાય અને તે સહુને એમને ત્યાં આવકાર, સુખ અને સગવડ મળે.

એમની ઉદારતા માટે તો લોકવાયકા જ હતી કે કોઈ પણ માણસ એમની પાસે જાય તો ખાલી હાથે પાછો ફરે જ નહીં. સાર્વજનિક કામો માટે કે સ્વાર્થ માટે જે કોઈ માગતું તેને મળતું. પાછું આપવાની કબૂલાત થઈ હોય અને તેમ ન થાય તો તેઓ તે વિષે પૂછ્યા પણ કરતા નહીં.

એમની ઉદારતા અને ફરજની ચાનગઈ બન્ને સ્પષ્ટ કરતો મારો એક જાતનો અનુભવ વર્ણવવાનો લોભ અટકાવી શકતો નથી. નોકરીમાં ખેતીવાડી કોલેજમાં જોડાયો અને પછી મારી બદલી સુરત થઈ. મારા નાના બંધુ તે વખતે પૂનામાં અભ્યાસ કરતા હોવાથી મારા માતુશ્રી સાથે તેમને મેં રાખેલા અને હું જગત ગયો હતો. ત્યારે સાધારણ 'જરા જોજો' એમ વિનંતી ત્રિવેદીસાહેબને કરેલી. તેઓ કોલેજમાં મળવા પણ જતા. પરંતુ મારે જે ખાસ અહીં કહેવું છે તે આ પ્રમાણે છે.

એક વાર મારો પગાર મોડો થવાનો સંભવ હતો અને મારાથી મારા ભાઈને રૂપિયા વખતસર મોકલાશે કે કેમ એવી શંકા હતી. મેં ધાર્યું કે, તેવું થાય તો તેને આપદા ન પડે તે માટે મેં મારા ભાઈને લખ્યું કે તારે જ્યારે જોઈએ ત્યારે, ત્યાં સુધીમાં મારા તરફથી ન આવ્યા હોય તો, પૂજ્ય ત્રિવેદીસાહેબને ત્યાં જજે અને તેમને હું લખી[દઈશ].

તે જ વખતે મેં ત્રિવેદીસાહેબને પત્ર લખ્યો કે, મારો ભાઈ

આવે ત્યારે તમે તેને અમુક રકમ આપશો મેં સ્વપ્ને પણ નહીં ધારેલું તેમ તેઓ તો પત્ર મળ્યો કે તુરત તે રકમ લઈ મોટરમા નીકળ્યા અને મારા માતુશ્રીને જાતે આપી આવ્યા તે વખતે હજુ મારો પત્ર ત્યા રચાતો હતો તે રકમ ઘણી આનાકાની પછી તેમણે પાછી લીધી

તેઓ રમજી પણ એટલા જ મને યાદ છે, મારા પત્ની એમને ત્યા પ્રથમ વાર જ ગયેલા ત્યારે ભૂલમા તેમણે હીરાબહેનને 'ભાભી' કહી સંબોધેલા મારા માતુશ્રીએ 'એઓ વડીલ છે' એવું ભાન કરાવ્યુ અને 'સંબોધન બરાબર નથી' એવુ કાંઈક કહ્યુ ત્યારે ત્રિવેદીસાહેબે કહ્યુ કે ના અમને કાકા-કાકી કરતા ભાઈ-ભાભી થવુ વધારે પસંદ છે, કારણ કે કાકા-કાકીમા ભયનુ તત્ત્વ વધારે હોય છે ત્યારે ભાઈ-ભાભીમા સ્નેહનુ તત્ત્વ જ હોય છે વળી સાસરામા તો કાકા ને કાકી એટલે પોતાના કાકા-કાકી કરતા પણ વધુ લાજમર્યાદા હોય, માટે અમને ભાઈ-ભાભી જ કહેવુ' અને હીરાબહેને વાતને સમર્થન આપેલુ

રાજકીય દૃષ્ટિએ પણ એઓ સરકારી નોકર હોવા છતા સ્વરાજ્ય અને સ્વાતંત્ર્યવાદી હતા અને મહાત્મા ગાંધીજીને પગલે ચાલનારા અને કોંગ્રેસને ટેકો આપનારા ગણાય તેમના આ મતને લીધે નોકરીમા તેમને સહન કરવુ પડ્યુ એમ પણ કહેવાય છે

આથી જ તેઓ આણંદના કૃષિગોવિદ્યાભવનમા જોડાયેલ અને આજે તે સંસ્થાએ જે વિકાસ સાધ્યો છે તે બધાનો યશ પ્રો ત્રિવેદી સાહેબને ફાળે જ જાય છે એમના સિવાય એ શક્ય ન હતુ એમ કહેવુ અતિશયોક્તિભર્યુ નહી જ ગણાય

આ સંસ્થા સાથે સબંધ ધરાવતી એક વાત કરવાનુ મન થાય છે કોઈક કમિશનરે સંસ્થાની મુલાકાત લીધેલી તેમણે જાણ્યુ કે આ સંસ્થાની કાર્યવાહીના પ્રમુખપદે સરદાર વલ્લભભાઈ છે ત્યારે હસી કરી કહેલુ કે, 'તે કાયદો તોડી જેલમા જવાનુ જાણે, તેને ખેતીવાડી કે તેની સંસ્થાનુ શુ જ્ઞાન હોય?' આ પ્રશ્નનો ઉત્તર ત્રિવેદીસાહેબે

પ્રશ્નથી આપેલો કે, "'ઇપીરિયન કાઉન્સિલ ઓફ એગ્રિકલ્ચરલ રીસર્ચ'ને પ્રમુખપદે કોણ છે?" તેમણે કહ્યું "તે તો આઈ સી એસ જ ત્રિવેદીસાહેબે કહેલું કે, તે તો એન્ના આઈ સી એસ છે, પણ સરકાર તો એટલુ ટોચ ઉપરાંત અનેક આઈ સી એસોને સલામ ભરાવે એવા છે આજે આ વાત કેટલી સચોટ સાબિત થઈ છે! આઈ સી એસો જ નહી પણ ભલભલા રાજામહારાજાઓ પણ આજે સલામ ભરતા થઈ ગયા છે એ હતી ત્રિવેદીસાહેબની હિંમત અને ચોક્સ અને સચોટ ગણતરી!

મારી પોતાની ત્રિવેદીસાહેબ સાથેની છેલ્લી મુલાકાત પણ તે સસ્થામા તેમના નિવાસસ્થાને થયેલી અને અનેક વડીલો તથા સ્નેહીઓ વચ્ચે તેમના આગ્રહને વશ થઈ જમવાનો લહાવો ને સાબુ ખાધેલ તે દૃશ્ય આંખ આગળથી ખસે તેમ નથી, કે સ્વાદ ભુલાય તેમ નથી સાદાઈ સાથે સ્વાદ અને સ્નેહ ભારોભાર ભરેલા હતા!

તેમણે દેહ પણ મહાત્મા ગાંધીજી સમીપ વર્ધા આશ્રમમા છોડ્યો અને આજે તેમના ચિરંજીવી ડૉ. મનુભાઈ ત્રિવેદી માતા તથા કુટુંબ સાથે ત્યા જ સેવા કરી રહ્યા છે, એ જોઈ તેમનો આત્મા આનંદથી પ્રફુલ્લિત થતો હશે એમના પૌત્ર નંદન અને પૌત્રી આરતીના નામથી આપણે તેમનુ માનસિક વંદન અને આરતી કરીએ અને તેમના અમર આત્માને પરમ શાંતિ મળે અને સ્વર્ગેથી તેઓ તેમના કુટુંબીઓ પર, સ્નેહીઓ પર, ટૂંકમા આપણા બધા પર અનેક શુભ આશીર્વાદ વરસાવે એટલી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરુ છુ અને ત્રિવેદી સાહેબ અમર છે એમ કહી વિરમુ છુ

કૃષિસંશોધન કેન્દ્ર ભુના (જિલ્લો ભરૂચ) — માર્તંડ શિવભદ્ર પંડ્યા

## ૩૨

# મુરબ્બી ત્રિવેદીસાહેબને અંજલિ

મુરબ્બી પ્રોફેસર ત્રિવેદીસાહેબના પરિચયમાં હું જ્યારે પૂનાની ખેતીવાડી કોલેજમાં સને ૧૯૧૯ની સાલમાં અભ્યાસ કરતો હતો, ત્યારથી આવ્યો હતો અધ્યાપક તરીકે કોલેજના વિદ્યાર્થીઓની અન્ય પ્રવૃત્તિઓમાં એમનો સમાગમ ઘણો જ માર્ગદર્શક, લાભદાયક, બોધવાળો તેમ જ ઉત્તેજન આપનારો હતો. અમારા વિદ્યાર્થીઓમાં, બધા અધ્યાપકોમાં સૌથી વધારે ભાવ અને મમતા એમના પર વિદ્યાર્થીઓ રાખતા હતા બહુ જ પ્રેમાળ, હેતાળ અને લાગણીવાળા, અધ્યાપક તરીકે સૌ વિદ્યાર્થીઓ એમની પ્રશંસા કરતા અને તેઓ બધામાં પ્રિય થઈ પડયા હતા. એટલું જ નહીં પણ જ્યારે જ્યારે અમે સ્ટુડન્ટ્સ યુનિયન લાઇબ્રેરી, રમતગમતની હરીફાઈ, નાટયપ્રયોગો, વગેરે વિદ્યાર્થીગણની અનેક પ્રવૃત્તિઓમાં એમની પાસે સલાહ લેવા જતા, ત્યારે હમેશાં તેઓ અમને ઉત્તેજન તેમ જ અમૂલ્ય પ્રેરણા આપતા. આમ મારા વિદ્યાર્થી સમયથી એમની સાથેનો જે પરિચય શરૂ થયો તે ધીમે ધીમે વધુ ગાઢ બનતો ગયો અને ત્યાર પછી જ્યારે જ્યારે મારે પૂના જવાનુ થતુ હતુ ત્યારે એમને મળવા હુ કદી ચૂકતો નહીં, એટલુ જ નહીં પણ એમનો અને એમનાં ધર્મપત્ની શ્રીમતી હીરાબહેનનો અમારા પ્રત્યે એટલો પ્રેમ અને લાગણી રહેતાં કે, અમે હમેશાં જ એમની તરફ આકર્ષાતાં હતાં.

સહકારી ખાતામાં મારી બદલી પૂના ૧૯૩૧માં થઈ, ત્યારથી તો મારો અને મારા કુટુબનો પરિચય તેમની સાથે વધુ ગાઢ અને નિકટ થયો. જ્યારે હુ મારા કુટુંબ સહિત પૂના ગયો ત્યારે એઓશ્રીના ભાવભીના આમંત્રણથી અમે બધાં એમને ત્યાં જ ઊતર્યા હતાં અને જાણે બધાં એક જ કુટુંબનાં હોઈએ એવી ભાવના અમે પ્રત્યક્ષ અનુભવી

પૂનામાં ગુજરાતી બંધુસમાજ સ્થાપવામાં તેમ જ તેનો વિકાસ કરવામાં તેમનો હિસ્સો મોટો હતો; બલ્કે તેઓ તેના પ્રાણરૂપ બન્યા હતા. બંધુસમાજ સાથે મારો સંબંધ મારા વિદ્યાર્થીકાળથી હતો. તે વખતે વિદ્યાર્થીઓના પ્રતિનિધિ તરીકે બંધુસમાજની વ્યવસ્થાપક કમિટીમાં પણ કામ કરવાની મને તક મળી હતી અને પૂના આવ્યા પછી તો વ્યવસ્થાપક કમિટીમાં રહી, બંધુસમાજને વધારે વિકસાવવા માટે અમને હંમેશાં અદ્દગત ત્રિવેદીસાહેબ પ્રેરણા આપતા અને એમની સાથે રાખતા. તેમા સામાન્ય સભ્યો તથા આજીવન સભ્યો નોંધાવવા માટે, તેના મેળાવડાઓ માટે, અમે ઘણા ઉત્સાહથી એમની સાથે કામ કરતા. પણ તેનું મુખ્ય કારણ તો પ્રોફેસર ત્રિવેદીસાહેબ જ. બંધુસમાજના, ગુજરાતીઓના નૂતનવર્ષના શુભ દિવસે જે સમારંભો થતા હતા, તેમાં રંગોળીની હરીફાઈ થતી તેમા, તથા છોકરાંઓને, સ્ત્રીઓને તેમ જ પુરુષોને રમતગમતમા ભાગ લેવા માટે ઉત્સાહ અને પ્રેરણા આપતા પ્રોફેસર ત્રિવેદીસાહેબને કદી પણ વીસરાય નહી.

આ ઉપરાંત ત્રિવેદીસાહેબ એક સાચા દેશભક્ત હતા. પૂજ્ય ગાંધીજીના અનુયાયી તેમ જ તેમના પ્રિયજનોમાંના એક હતા. રાષ્ટ્રીય લડતના સમય દરમ્યાન, અનેક કાર્યકરો જ્યારે પૂનાની યરોડા જેલમાં હતા ત્યારે તેમને માટે – ભાઈઓ તેમ જ બહેનો માટે પણ – જરૂરી ચીજો, સાબુ, દંતમંજન, ચશ્માં, ભરતગૂંથણનાં સાધનો, તેમ જ વાચન માટે પુસ્તકો પૂરાં પાડવા તેમણે ખૂબ ખર્ચ વેઠેલું. આ સમયે સરકારી નોકરને આવી રાષ્ટ્રીય હિલચાલમાં સીધો કે આડકતરી રીતે ભાગ લેવો એ ઘણું જોખમભરેલું હતુ. છતાં પૂના જેવા શહેરમાં આમ ઉઘાડે છોગે આવી રીતે સેવા આપતા હતા તે એમની દેશસેવા કરવાની તમન્ના, હિંમત અને નૈતિક બળનો પુરાવો આપે છે.

એક અંગત પ્રસંગની નોંધ આ પ્રસંગે હું જણાવવા માગું છું ને એ કે સને ૧૯૩૩ની સાલમાં પૂનામાં પ્લેગ ચાલતો હતો અને અમે બધાં પૂના શહેર છોડીને ખડકી કેન્ટોન્મેન્ટમાં રહેવા ગયાં હતાં.

આ વર્ષમા જ્યારે આપણુ ગુજરાતીઓનુ નૂતન વર્ષ શરૂ થયુ હતુ તે દિવસે અમે બધા પૂના શહેરમા બંધુસમાજના સમારંભમા ગયા હતા અને ત્યાથી મોડી સાજના જ્યારે અમે પાછા ફર્યા ત્યારે અમને ખબર પડી કે, અમારા નોકર માધુને પ્લેગ થયો છે અમે ખડકી કેન્ટોન્મેન્ટમા રહેતા હતા એમની ત્યાના ડૉક્ટર અને અમારા મિત્ર ડૉ અમાનાન ભઇસાહેબના ખાસ પ્રયાસથી અમે અમારા નોકરને પૂનાની પ્લેગની સ્પેશિયલ હૉસ્પિટલમા રાતોરાત મોકલી આપ્યો બીજે જ દિવસે સવારે કેન્ટોન્મેન્ટના નિયમ મુજબ અમારે ત્યા ડૉ ભઇસાહેબ તેમના સ્ટાફના માણસો સાથે આવ્યા અમારો બગલો ડિસ્ઇન્ફેક્ટ કર્યો તેમ જ અમને બગલો એકદમ પૂના છાડી જવા કહ્યુ અમારી સાથે લેવાનો સામાન, કપડા વગેરે પણ તેઓએ ડિસ્ઇન્ફેક્ટ કર્યા અને અમો બધા પૂના છોડી મુબઈ ચાલી ગયા આથી અમારા નોકર માધુની ખબર રાખવા અમે ડૉ ભઇસાહેબને તેમ જ મુ ત્રિવેદીસાહેબને વિનતી કરતા ગયા એઓ માધુની ખબર લેવા માટે પ્લેગની હૉસ્પિટલમા જતે જતા એટલુ જ નહી, પણ તેને ફળફળાદિ વગેરે પણ પાડતા તેના નાના બાળકને તેમણે પોતાની પાસ રાખ્યો હતો તેમણે માધુની ખૂબ કાળજી રાખી હતી જેથી અમારો માધુ પ્લેગ જેવા રોગમાથી બચી ગયો અને આજે પણ તે હયાત છે આવા ઉમદા માનવધર્મના ખ્યાન! માધુ જેવા એક નોકર માટે પણ આટલી બધી મેહા અને જહેમત ઉઠાવી લે તેવા માણસો જનસમાજમા ઘણા જ ઓછા છે ત્રિવેદી સાહેબની મનુષ્ય પ્રત્યે લાગણી કેવી તીવ્ર અને સહૃદયી હતી તેનો આ એક દાખલો જ

૭-૮-૪૮ વાય ટી, દેસાઈ

૩૩

# ત્રણ પ્રસંગ

૧

૧૯૨૮નો જૂન કે જુલાઈ માસ હતો. પૂજ્ય ત્રિવેદીસાહેબે ભાઈ પંડ્યા (શાંતિલાલ બાલાશંકર પંડ્યા, દાહોદ કાર્મવાળા)ને એમની પાસે બોલાવ્યા અને ગોળીઓની એક શીશી આપી. એ શીશીમાં તોતડાપણું મટાડવાની દવા હતી. એની ઉપરનું કિંમત વગેરે બતાવતું લખાણ, આપતા પહેલાં, એમણે કાઢી નાખ્યું હતું. શીશી આપતાં એમણે કહ્યું. "વાપરીને ફાયદો થાય તો મને કહેજો, બીજી મંગાવી લઈશું." ભાઈ પંડ્યા ઠીક ઠીક મહેનત કરી એ શીશીની કિંમત શોધી લાવ્યા. ખૂબ વિચાર કરી અને હિંમત એકઠી કરી શ્રી ત્રિવેદીસાહેબ પાસે શીશીના રૂ. ૪૦ આપવા ગયા. પહેલાં તો બોલવાની હિંમત ન ચાલે. હિંમત એકઠી કરી રૂપિયા આગળ ધર્યા. મીઠો ઠપકો આપતાં ત્રિવેદીસાહેબે કહ્યું, "તમારા પિતાજીએ દવા લાવી આપી હોત તો તમે એમને પણ કિંમત આપવા જાત ખરું ને?" ભાઈ પંડ્યા પ્રેમથી વશ થયેલા પાછા ફર્યા.

૨

૧૯૨૯ના મે માસમાં અમારા વર્ગનું જમીનમાપણીનું કામ ચાલતું હતું. વર્ગને જુદી જુદી ટુકડીઓમાં વહેંચી નાખ્યો હતો અને દરેક ટુકડી સ્વતંત્ર કામ કરતી હતી. અમારી ટુકડીમાં એક કર્ણાટક તરફના મુસલમાન ભાઈ લાધખાન નામે હતા. દોડાદોડના કામમાંથી એ ભાઈ કુશળતાપૂર્વક પોતાને અચૂક બચાવી લેતા. તેવામાં લાધખાન સામે કોઈએ ફરિયાદ કરી. પૂજ્ય ત્રિવેદીસાહેબ આવીને અમારી ટુકડીનું

ામ જોવા લાગ્યા નવી સાકળ નાખવાની એટલે આગળ દોડવાનુ લાધખાન આસ્તેથી સ્ટાક લઈને ઊભા રહી ગયા શ્રી ત્રિવેદીસાહેબે પાસે જઈ લાધખાનને એક હળવી થપાટ લગાવી સાકળ પકડવા દોડવાનુ કહ્યુ કેટલાક વિદ્યાર્થીઓ જોઈ રહ્યા બપોરે કામમાંથી વિશ્રાંતિ લેવા અમે ભેગા થયા, ત્યારે ગરમાગરમ વાતાવરણની આશા ઘણાએ રાખેલી પણ લાધખાન તો કહે, "આજે તો મારો ધન્ય દિવસ, પિતાતુલ્ય પ્રોફેસરની ટપલીની પ્રસાદી મળી છે તો એમના અગાધ પ્રેમમા ડૂબી ગયો છુ" અમે બધાયે પ્રેમપ્રસાદીમા તરબોળ થઈ ગયા

૩

વર્ગનુ કામ કરતા એક વખત ડીપિંગ લેવલ મારાથી નીચે પડી ગયુ, અને તેનો આંખ તરફનો લેન્સ તદ્દન તૂટી ગયો અમારા લેક્ચરર ગુસ્સે થઈ ગયા કંઈક સંભળાવી દીધુ રિપેરના પૈસા મારા ઉપર પડશે એવી ખાતરી આપી નુકસાનની નોંધ કરી મારી સહી લીધી

બપોરે પૂજ્ય ત્રિવેદીસાહેબ પાસે લેક્ચરર સાહેબે વાત મૂકી સાહેબે મને બોલાવ્યો મે કહ્યુ "લેવલ ઘોડી પર હતુ, હું દૂર હતો ત્યારે પડ્યુ ખબર નથી પડતી કેમ બનતા થયુ" એમણે મારી સહી વાળી નુકસાનની નોંધ શાન્તિથી લીધી વાચી ને ફાડી નાખી અમને કહ્યુ ' પૂરેપૂરી કાળજી રાખીને કામ કરવા છતા આવા નુકસાન થાય તેનો ઉપાય નથી સરકાર આવી જાતના નુકસાનને પહોચી વળવા દર વરસે પૈસા આપે છે" હુ તો અવાક ઊભો આવો શુદ્ધ પ્રેમ !

જશભાઈ પટેલ

## ૩૪

# કેટલાંક સંસ્મરણો

ગઈ તા. ૨૭ એપ્રિલે સવારે ગુજરાતે પોતાનો એક સુપુત્ર વર્ધામાં ખોયો. પ્રો. જયશંકર ત્રિવેદી સરકારી નોકર હોવા છતાં પૂજ્ય ગાંધીજીના સાચા અને અનન્ય અનુયાયી હતા. અને જેમના આદર્શો પર એમણે જીવન ઘડ્યું હતું તે યુગપુરુષના સાન્નિધ્યમાં જ એમણે જીવનલીલા સંકેલી.

પ્રો. ત્રિવેદીએ જીવનનો મોટો ભાગ પૂનામાં ગાળ્યો હતો. પણ ગુજરાતના આ સંત છતાં અનામી સેવકે ગુજરાતની સેવામાં ઓછી કરી નથી. 'ત્રિવેદીસાહેબ'ના હુલામણા નામે જ એમો ઓળખાતા. 'ત્રિવેદીસાહેબ' શબ્દ સાંભળતાં કે બોલતાં પૂનાના પ્રત્યેક આબાલવૃદ્ધ ગુજરાતી અને બૃહદ ગુજરાત તેમ જ તળ ગુજરાતનાં પણ અનેક ગુજરાતી સ્ત્રીપુરુષોનું હૃદય આનંદથી ઊભરાય છે.

પ્રો. ત્રિવેદી વ્યક્તિ નહીં પણ સંસ્થા હતા. પૂનાનું એ જીવંત સદાવ્રત હતા. અમે એમને 'ભોજ' કહેતા. બૃહદ ગુજરાતમાં જે ગુજરાતીઓ ધંધાર્થે કે નોકરી અર્થે જઈ વસ્યા છે તે સૌમાં ત્રિવેદીસાહેબનું સ્થાન એક અને અદ્વિતીય છે.

સરકારી નોકર તરીકે એમની સુજનતા, કાર્યદક્ષતા ને કાર્યક્ષમતા અદ્ભુત હતાં. એગ્રિકલ્ચરલ કૉલેજમાં એગ્રિકલ્ચરલ એન્જિનિયરિંગના પ્રોફેસર તરીકે એમણે ઘણાં વર્ષો સુધી નોકરી કરી હતી. અને એ જગ્યા પરથી જ એઓ આણંદ ગયા; કારણ કે આણંદમાં સ્થપાયેલ ઇન્સ્ટિટ્યૂટ ઑફ એગ્રિકલ્ચરના સંચાલક તરીકે એમના કરતાં સારો માણસ શ્રી મુનશી, સરદાર કે સરકારને મળે એમ નહોતું. એટલે સરકારે એમની નોકરી આ ઇન્સ્ટિટ્યૂટને ઉછીની આપી. ત્યાં એમની તબિયત બગડી. એ દરમિયાન વર્ધાના પીપલ્સ મેડિકલ હૉલના દાક્તર

જેનમા જતા એમના સપુત્ર ગે મનુ ત્રિવેદી એમ ડી —જેમણે તાજેતરમા જ અમદાવાદમા પ્રેક્ટિસ શરૂ કરી હતી—ત્યા ગયા હતા ને પૂજ્ય ગાંધીજીની સૂચનાથી ત્રિવેદીસાહેબ પણ વર્ધા ગયા

પ્રો ત્રિવેદી સ્વભાવે શાન્ત ને અતિ મિલનસાર હતા કડવા ગળી જવાની કે પચાવવાની એમની શક્તિ વિરલ હતી સાધારણ પ્રસંગોમા જ્યારે કટાળી એમની આગળ ફરિયાદ કરતો ત્યારે એઓ એમના સુપરિચિત સ્મિતથી જવાબ આપતા "જગતમા કડવાશ ઘણી છે, એમા વધારો કરવાની જરૂર નથી" એમણે કદી ક્રોધ કરી જાણ્યો નથી અને એમના એવા સ્વભાવે જ એમને અજાતશત્રુ મનાવ્યા હતા પ્રો ઠાકોરના 'દર્શનિયુ'ના અર્પણમા આ વાત સરસ રીતે કહેવાઈ છે અને એમના જ માટે શ્રી ઉમાશકરે એમને "સ્મિત સૌજન્યની મૂર્તિ" કહ્યા છે

એમની ઉદારતાની તો અવધિ જ નહોતી એમા રેંગિયાથી માડીને સ્વ વિઠ્ઠલભાઈ પટેલ સુધી બધા જ એમના મહેમાન બનતા ત્રિવેદીસાહેબ કોઈ દિવસ એકલા જમ્યા હોય એમ મને યાદ નથી

ગુજરાતના આ મગા સેવકનો ગુજરાતને ૧૯૩૦થી ૧૯૩૨ની લડત વખતે થોડો ખ્યાલ આવ્યો યરોડા જેલમાના અનેક કેદીઓની નાનામા નાની જરૂરિયાતો એમણે પૂરી પાડી છે ચોપડા, કપડા, સાબુ દોરા, ગૂથણ સળી શુ શુ ગણાવુ? હજી તો કરોક મિત્રમ પટ સૌ જયશ્રીબહેનને એક પત્રમા લખ્યુ હતુ "'૩૦મા તો ત્રિવેદીસાહેબ પૂનામા હતા, એટલે જેલમા કોઈને કશી અગવડ પડી નહોતી"

પ્રો ત્રિવેદી પ્રશસાથી હમેશા અકળાતા—છપાયેલી પ્રસિદ્ધિ તો એમને જરાયે નહોતી ગમતી શ્રી રવિશકર રાવળે 'કુમાર'મા એમને માટે થોડુ લખેલુ એ વાક્યો જ્યારે મે એમની ઉપર વાંચેલા એક પત્રમા વાપરેલા, ત્યારે એઓ ખૂબ નારાજ થયેલા

પૂનાનુ એમનુ ઘર તો બુદ્ધિધનોનો અખાડો બની જતુ અહી જ મામા કાલેલકર આપ્ટેકરિયા સુધી હોય અહી જ શ્રી નરહરિ પરીખ, શ્રી છોટુભાઈ પુરાણી, પ્રો ધ્રુવ કે દાદા ધર્માધિકારી ચર્ચા કરતા

એકા હોય પ્રો. શાહને સેનેટના ઇલેક્શન માટે મત જોઈતા હોય કે અન્ય કોઈ પ્રોફેસરને પ્રેક્ટિકલ પરીક્ષા લેવા પૂના આવવું હોય, તો એમને ત્રિવેદીસાહેબ જેવા બીજા યજમાન કોણ મળે? ડૉ. કુંવરજી નાયક કે પ્રિન્સિપાલ શાહ પણ અવારનવાર આવી ચઢે. ધારાસભાની બેઠક દરમિયાન તો એમને ત્યાં જ ધારાસભાની બેઠક ભરાઈ હોય ત્યારે ઘડીભર શ્રી મોરારજી દેસાઈ કે નામદાર માવલંકર આવી ચડે શ્રી ચંદ્રશંકર શુક્લ તો ત્યાં હોય જ આમ પ્રો ત્રિવેદી રાવસાહેબ ને ખાનસાહેબથી દેશભક્ત ને દેશસેવિકા સૌનું આશ્રયસ્થાન હતા. જેટલી સહેલાઈથી એઓ એકાદ હરિજનને મદદ કરતા, તેટલી જ સરળતાથી કોઈ I. C. S. ને બંગલો શોધી આપતા. મહેમાનોના આવા મારાથી એઓ કદીય કંટાળતા નહી કે પોતાનુ દૈનિક કાર્ય કરવાનુ ચૂકતા નહીં. કેટલીયે રાતે મહેમાનો ઊંઘ્યા પછી એઓ સવારનું છાપુ ફેરવતા.

પ્રો ત્રિવેદી બહુશ્રુત હતા અને એમનુ વાચન વિશાળ હતું વક્તા તરીકે એઓ સાભળનારનુ હૃદય જીતી લેતા. એમના પુસ્તકાલયે તો શ્રી મહાદેવભાઈને પણ છક કરી નાખ્યા હતા; જેટલી સહેલાઈથી સરવેઇંગ લેવલિંગ શિખવાડતા, તેટલી જ સહેલાઈથી એઓ કાર્લાઇલ કે નાનાલાલ અને ઉમાશંકરની ખૂબીઓ પણ સમજાવતા. પુસ્તકો અને માસિકો માટેની એમની કાળજી કોઈ પણ ગ્રંથપાલને શરમાવે એવી હતી એમણે કરેલી 'કટિંગ્સ'ની ફાઈલો કોઈ પણ પત્રકારને પ્રથમ શ્રેણીમાં મૂકી આપે એવી હતી

અન્ય સાથે ભળી જવાની એમની શક્તિ ગજબ હતી. જેટલા એઓ ગૃહસ્થપ્રિય હતા તેટલા જ વિદ્યાર્થીપ્રિય પણ હતા. હજારો વિદ્યાર્થીઓનાં જીવનો એમણે તાર્યાં છે. હજારોને આર્થિક સહાય કરી છે. સેંકડોનાં દાક્તરોનાં બિલ ચૂકવ્યાં છે. પૂનાની પ્રત્યેક કૉલેજમાં ત્રિવેદીસાહેબનુ નામ માનનો વિષય બન્યું છે. એગ્રિકલ્ચરલ કૉલેજના વિદ્યાર્થીઓએ તો એમનો લાભ ધરાઈ ધરાઈને લીધો છે. છતાં અન્ય વિદ્યાર્થીઓને પણ એમણે ઓછી મદદ કરી નથી!

અને પૂના માટે એમણે જે કર્યું તે અન્ય કોણ કરી શકે એમ છે? ગુજરાતી બંધુસમાજ, ગુજરાતી કેળવણી મંડળ અને સાહિત્ય સભાના એ જનક. આ તો ગુજરાતીઓ માટે. પણ પૂનામાં ઇન્ટર કૉલેજિયેટ સ્પૉર્ટ્સ શરૂ કરવામાં પણ મુખ્ય ભાગ ભજવનાર એ પ્રો. ત્રિવેદી ચુસ્ત ગુજરાતી હોવા છતાં મહારાષ્ટ્રીઓમાં પણ માનીતા હતા, કારણ કે તેમને પ્રો. ત્રિવેદી વિના પૂનામાં ચાલી શકે એમ નહોતુ.

એમની ઉદારતાનો અનેક વાર દુરુપયોગ થયા છતાં એઓ ઉદાર બનતા અટક્યા નહોતા. એમની સહનશક્તિ ગજબ હતી. જેટલી સરળતાથી તેઓ બક્ષુફાકાને સાંભળતા, તેટલી જ સરળતાથી સરદારનાં વચનામૃતનુ પાન કરતા. ત્રિવેદીસાહેબ અતિ આનંદી હતા અને વાત વાતમાં એમનુ ખડખડાટ હાસ્ય સંભળાતુ. એઓ જ્ઞાનથી કે ગાંધીવાદથી શુષ્ક નહોતા બન્યા. રાત્રે દશ વાગ્યે પથારીમાંથી મારા જેવાને એઓ સિનેમા જોવા તેડી જતા. એનું તો જાણે સમજ્યા, પણ ઠક્કરબાપાનેયે એઓ 'લા મિઝરેબલ' જોવા ખેંચી ગયેલા. મહાદેવભાઈ તો ઘણી વાર એમની અડફટમાં આવી જતા.

જીવનવિગ્રહ તો એમનેય ક્યાંકો પડ્યો હતો. શ્રી મનુભાઈની લાંબી માંદગી, એમનાં ભાભીનું અવસાન વગેરે અનેક દુઃખદ પ્રસંગોમાં પણ એમણે ધૈર્ય તજ્યું નહોતુ અને એમનાં સુયોગ્ય આદર્શ ગુજરાતણ સમાં ધર્મપત્ની હીરાબહેને એમને આ જાતનું પરમાર્થી જીવન જીવવામાં અનુકૂળતા કરી આપી હતી.

જેમને માટે 'સર્વગુણસંપન્ન' વિશેષણ પણ નાનું પડે એવા અજાતશત્રુ, ગવર્નરથી માંડીને ગાંધીજી સુધી સૌને પ્રિય, અને હરિજનથી માંડી સરદાર વલ્લભભાઈ સુધી સૌને પ્રશંસાપાત્ર આદર્શ બાલવીર ત્રિવેદીસાહેબ આજે પૃથ્વી પર નથી એ વિચાર મનને વ્યાકુળ બનાવે છે. સુરપદને લાયક આવા મહાત્માઓનાં ઊંડાણો તો, કવિ નાનાલાલ કહે છે તેમ, "આભ જેવાં અગાધ" હોય છે

('હિંદિયો,' ૮-૫-'૪૧) 'અન્તેવાસી'

૩૫

# સૌજન્યશીલ આદર્શ મૂર્તિ

જીવનમાં કોઈ ધન્ય પળે જ પ્રેરણા પાનાર વ્યક્તિઓનો સમાગમ થાય છે, અને એવાં પ્રેરણાપાનથી માનવજીવનમાં સંસ્કારની સુવાસ પમરે છે અને જીવનમાં સાચાં મૂલ્યોની સૂઝ પ્રાપ્ત થાય છે. આવી વ્યક્તિઓ વિરલ હોય છે એમાંના એક તે સ્વ. પ્રો. ત્રિવેદીસાહેબ

પૂજ્ય ત્રિવેદી સાહેબના સંપર્કમાં હું અને ૧૯૨૫ના જૂનમાં વિદ્યાર્થી તરીકે આવ્યો એમનું અગાધ જ્ઞાન, વિષયને સમજાવવાની એમની કુશળ રીત, વિદ્યાર્થીઓ પ્રત્યેની મમતા અને પિતૃતુલ્ય વાત્સલ્ય આજે ભૂલ્યું ભુલાય તેમ નથી હું ૧૯૨૮માં વિલાયત ગયો, ત્યારે તેઓશ્રીએ મને અને મારા મિત્ર મિ. જાનીને ભાવભીની વિદાય આપી તેઓશ્રી તે વખતે ભાવનગર રાજ્યની નોકરીમાં હતા. અમો બન્ને તેમના આશીર્વાદ લેવા ત્યાં ગયા ત્યારે પરદેશવાસમાં નડતી મુશ્કેલીઓ માટે અમને માર્ગદર્શન આપ્યું અવારનવાર પત્રો દ્વારા સાચી સલાહ આપવાનું પણ તેઓ ચૂકતા નહીં. વિદ્યાર્થીકાળ દરમ્યાન તેમણે સીંચેલા સંસ્કારોને લીધે પરદેશનાં પ્રલોભનો મારા જેવા વિદ્યાર્થીને આકર્ષી શક્યાં નહી અને જ્યારે જ્યારે પરદેશમાં મુશ્કેલી આવતી ત્યારે એમની સૌજન્યશીલ આદર્શ મૂર્તિ મારાં નેત્રો સમક્ષ ખડી થતી અને મને પ્રેરણા પાતી

માનવતાની સાક્ષાત્ મૂર્તિ તરીકેનો તેમનો અનુભવ મને સને ૧૯૩૧ના મે માસમાં થયો. હું તે સમયે વડોદરા રાજ્યની જનરલ હૉસ્પિટલમાં પગની અસહ્ય વ્યાધિથી પીડાતો હતો તે વખતે પૂ સાહેબ અને પૂ. સૌ હીરાબહેન મારી ખબર કાઢવા ખાતે આવેલાં. કોમળ હૈયાવાળાં બન્ને મારી વેદના નિહાળી આંસુ સારવા લાગ્યાં જ્યારે

જ્યારે એ પ્રસંગ અને એ દશ્ય મને યાદ આવે છે ત્યારે ત્યારે સ્વર્ગસ્થની સાચી માનવતા અને સજ્જનતા પ્રત્યે મારું માથું નમન કરે છે.

મારી માંદગી દરમાન પૂજ્ય ત્રિવેદીસાહેબની માનવતા અને ઉદારતાનો પ્રત્યક્ષ પરિચય થયો. મને મિરજની હૉસ્પિટલમાં લઈ જવા મારુ આગ્રહ કર્યો. પોતે જાતે પૂનાથી મોટરમા જરાય અડચણ ન પડે તે માટે લઈ જવા તૈયાર થયા, પરન્તુ મારી તે વખતની ઘણી નાજુક તબિયતને અંગે મારે તેમને નિરાશ કરવા પડ્યા.

હું જ્યારે વ્યાધિમુક્ત થયો કે તરત જ પૂજ્ય સાહેબે મને આગ્રહપૂર્વક પૂના રહેવા સારુ નિમંત્રેલો અને ઈ સ ૧૯૩૨ના માર્ચ માસમાં હું તેમનો મહેમાન બન્યો. સ્વર્ગસ્થના જીવનનો પ્રત્યક્ષ અનુભવ મને આ વખતે થયો તેમના મકાનના આંગણામા પ્રવેશતાં જ નવા વાતાવરણનો, નવી ભાવનાનો અનુભવ થતો. પૂ સાહેબની પ્રાત:કાલની પ્રાર્થનાનુ દશ્ય અલૌકિક હતુ પ્રાર્થનાનો ઘંટ વાગે કે નાનાં મોટાં સૌ પ્રાર્થના સારુ એકઠા થતા અને શાંતિપૂર્વક ઈશ્વરનુ સ્મરણ થતુ. એ વખતનુ વાતાવરણ કેટલુ પવિત્ર બનતુ! સાહેબની પ્રાર્થનામયની પવિત્ર મૂર્તિ હજુ પણ આંખ મીચું છુ કે તરત જ

સદ્‌ગતનું જીવન દયા અને દાન એ બે ગુણોથી વિભૂષિત થયું છે આવી વિરલ સૌજન્યમૂર્તિના સ્મરણો રજૂ કરવા મારી પાસે પૂરતા શબ્દો નથી તેઓશ્રી એક સાચા ગુરુ, આદર્શ સજ્જન અને માનવતાની મૂર્તિ હતા આ પવિત્ર આત્માના જવાથી કેટલીયે વ્યક્તિઓએ છુપા આંસુઓ સાર્યાં હશે પ્રભુ એમની માનવતાને સદા અમર રાખો અને એમના અમર આત્માને શાશ્વત શાંતિ આપો એ જ અભ્યર્થના

એમ એન કોલેજ — મોતીભાઈ નાથાભાઈ પટેલ
વીસનગર (ઉ ગુ )

## ૩૬

## PROFESSOR TRIVEDI -

*The picture of Prof Trivedi that stands out in our memories is that of a person conspicuously clad in spot less white Khaddar, clean shaven and turbanned, with sympathetic twinkling eyes, an ever smiling face and a keen sense of humour One should not however forget to mention the quaint old car which he drove himself*

*The first I heard of Prof Trivedi was from the political prisoners of the 1931 struggle at the Visapur Jail He had organized a small library of books for the use of these prisoners I was however fortunate to come in personal contact with him in 1933 when I joined the staff of the College of Agriculture, Poona Almost the first words of his on being introduced were "You are a new comer to Poona and if you want anything, do not hesitate to come to me" He meant it He made it a point to visit me before the month was over I had just*

rented a house and there was no furniture The very next day the Secretary of the Gujarati Bandhu Samaj sent me a table and a couple of chairs "under instructions from Prof Trivedi' That was the man always kind and obliging He would go out of his way to help people He had a knack of putting you at your ease and drawing your confidence Ever sympathetic, he was never ostentatious or condescending in his help People could not help pouring out their troubles to him

Students and staff without exception held him in high esteem During the Engineering Examinations, tea and refreshments were invariably served to the candidates Every year, prizes were offered to the best two in the Engineering Examinations and all this came out of his own pocket Many a student is indebted to him for his fees, food or accommodation When a student was sick, it was Prof Trivedi who was ready with his car to take the boy to the hospital and arrange medical help

Honest to the core and imbued with Gandhian principles he chafed in Government service To such a character, the Scout Movement offered great scope He was the President of the Poona branch of the Hindustan Boy Scouts Association He founded the College Rover Scout Organization It gave him opportunities to inculcate his noble ideals of service and sacrifice among the students In spite of his multifarious social activities in the city, he would religiously attend the weekly gatherings of the College Rovers

Prof Trivedi had a very strong sense of duty and was wholly intolerant of any type of cant or hypocrisy

On many occasions, during discussions, he would fly into a rage and grow red in the face He would not tolerate any dereliction of duty even on the excuse of human foibles and weaknesses It was the time of the abdication of King Edward VIII and that was the talk of the town Somebody remarked on the nobility of the King in abdicating without creating any trouble and plunging the country into the throes of a civil war, and added, "England should have accepted Mrs Simpson as her Queen After all her King loved her" This was too much for Prof Trivedi His sense of duty revolted "It is inexcusable," he raged "not even the King of England can be allowed to trammel rough shod the prevailing standards of propriety and conduct The first citizen of the Kingdom should set a better example for his people The King's first duty is to his country"

College of Agriculture,
Dharwar, 15th Aug, 1949

N Narayan

## MY PROFESSOR

It is indeed with the deepest feelings of love that I cherish the memory of my old Professor, the late Shri J. P. Trivedi. He taught us physics and sportsmanship, mathematics and manners. He built up our knowledge and character. A fine Professor, he spared no labour to prepare his lectures and took infinite pains to make his boys understand the subject. But that was not an easy matter, because the better types of students sought other and more lucrative lines and only the nth rate ones strayed into agriculture, perhaps as a back-door into the highbrow precincts of the University. Of course, some stars have shot across the agricultural firmament, as though by mistake, but these are honourable exceptions.

Yet, undeterred by the inferior quality of the clay, he never relaxed in his indefatigable efforts to mould them to the desired shape. Every lecture of his was a well prepared and lucid exposition of the subject on hand, into which he put all his heart and soul with a zeal and vehemence easily worthy of a cause better than wasting himself before those boys who were either unable to absorb or respond to those animated outpourings.

During the practicals, he would spend all his time with his students, moving from bench to bench and

*thinking and working for and with each student in the* hope that the boy would learn something of it all.

Then the pestilence of the examinations would *arrive. For all his pains, he had a right to expect the* boys to perform tolerably well at least. But they wouldn't !

*That did not matter at all. Still, without losing* hope, he would go on year after year, working and slaving for his boys with a Trojan heart.

And as an examiner, well, one could not wish for a kinder one. To put mildly, if ever he could hate anything at all, then he simply 'hated' the idea of failing *any student. Be it an examination for a Degree, if only the candidate told him truthfully that he knew not how* to perform even one of the 40 odd experiments prescribed for the course, our Professor would throw before the student, in simulated disgust, a match-box from his pocket and challenge the boy to "discover" the volume of that box for his experiment. I know of an instance when one such 'intellectual' measured the length and breadth in inches and its thickness in centimetres (as that was less than an inch and he was not fond of fractions) and then duly multiplied the three figures. To my surprise, I later found that even that 'wrangler' had secured the minimum number of marks. That minimum had been given *him* because, as the Professor *himself* explained to me later, the student had been truthful enough to confess that he did not know how to perform even one of the prescribed experiments and his multiplication was quite correct, though of course, he had no business to multiply figures expressed in different scales

and this latter he attributed sympathetically to the natural nervousness of the examinee

As a man, Prof Trivedi was the very embodiment of kindness and charity No one ever heard him utter a wrong or insulting word even to the meanest of men At all hours of the day and night and even under the most provoking circumstances, he was extremely polite He loved his work, he loved his students and he loved to help each and all to the utmost of his capacity which was great

The Poona Agricultural College of those days did not vaunt the narrow homogeneity of today In fact, she was a "little India" in herself In composition and character, she had a touch of the universal She had on her rolls, not merely Deccanis, Gujaratis and Karnatakis but considerable numbers from far away places such as Madras, Travancore, Cochin, Mysore, Hyderabad, C P, Bengal, Punjab, Sind and even Burma and Ceylon She could boast of boys from Nepal and Bagadad too Unless one has been fortunate enough to live in such a cosmopolitan atmosphere, it would be hard, perhaps, to imagine what an undiluted delight it is, what a supreme education in itself and what a pulsating example of unity in diversity conducive to the bringing out the best in each, as one's contribution to the glory of the Alma Mater

For our Professor, that obvious diversity did not exist His love recognized no bounds His kindness 'like gentle rain' alighted on all, be he of any region or religion He taught lessons to the Deccanis, lectured to the Madrasis, gave money to many and marks to all

In each and every activity of the students, he was always at the forefront, be it a debate, elocution, athletics sports or gatherings, cheering his boys with his "Every time, Agriculture"

During the Annual Gatherings, he would lend without hesitation expensive gold and silk *saris* from his house, for the heroines to wear at the dramatic performances And unused to *saris*, when the boys who played the female roles damaged those splendid *saris* and even tore them he would just smile and say, "Well, I know you are not a good girl," and himself burst into laughter

*That was our Professor Trivedi and more* I could go on and on if only I could be sure you will not brand me a bore So would I now point out the two faults I saw in him without mention of which my picture of him would be incomplete

The first fault that I saw in him was *that he was* good to a fault

The other was that he flew into a shivering 'rage' whenever a recipient of his kindness dared to open his mouth to utter a word of thanks

I well remember one day when a student came to him to collect the five rupees which the Professor had offered him Even while talking to me, he took out a fiver from his pocket, 'stealthily' and slid it into the boy's hand, as though he were doing something not right and wished he could have done it in my absence. The poor boy, overwhelmed, in gratitude said, "Thank you, Sir, you are so kind' That was all Lord! Even before the boy had completed his sentence, my Professor flew into an apparently ungovernable 'rage', his lips quivering

his voice shrill and high and screamed, "Go away, go away Don't talk to me"

So saying, he shoved his hand into his pocket, drew a few more fivers and 'shot' them at the boy That stunned the boy who picked up those notes and left meekly in response to a signal from me to do so The next moment the Professor turned towards me with a smile on his lips and tears in the eye and gently said, "Poor boys'

Thus it was that Kindness and Charity had once condescended to walk this earth with us

God rest his soul in peace

Sholapur,
14-7-49

M A S Iyengar

## ૩૮

## એક આદર્શ ગુરુના સંસ્મરણો

હુ ૧૯૩૪ થી '૩૭ સુધી તેઓના શિષ્ય તરીકે તેમના સપર્કમા આવેલો એટલે હુ તો તેમને એક આદર્શ ગુરુજી તરીકે જ વધુ ઓળખુ છુ સૌથી પહેલા તેમનો મેળાપ કોલેજના વર્ગમા જ થયો હતો પગથી તે માથા સુધી સફેદ ખાદીમા સજ્જ થયેલ અને માથે સફેદ ફેંટો જોઈ પરમ પૂ મહાત્મા ગાધી બાપુ અને આજનુ ગૌરવભર્યું સૌરાષ્ટ્ર યાદ આવ્યા તે વખતમા આવા મોટા સરકારી અમલદાર આવા પોશાકમા બહુ જ જૂજ જોવા મળતા

પ્રોફેસર તરીકે પહેલે દિવસે તો ગભીર, કડક અને ગુસ્સાબાજ હોય એમ લાગ્યુ પરતુ બહુ જ જલદીથી પછી જણાઈ આવ્યુ કે, તે ઘણા જ માયાળુ, ખુશમિજાજ, કુશળ અને સરળ છે જો કોઈ પણ વિદ્યાર્થી શિસ્તપાલન વિષે અગર પોતાની ફરજ વિષે બેદરકારી રાખે

તો તે તેમનાથી બિલકુલ અહન થતું નહીં. કોઈ વિદ્યાર્થી કાંઈ પણ ગેરવાજબી કરતો હોય તો એવી સરળતાથી અને લાગણીથી તેને સમજાવે કે તે ખરેખર તેના મનથી જ, નહીં કે તેઓની બીકથી, તેમ કરતો અટકી જાય

આ તો તોફાની અને વિદ્યાભ્યાસમાં આગળપડતા નહીં એવા વિદ્યાર્થીઓ માટે થયુ પરંતુ સારા વિદ્યાર્થીઓને પણ તેઓ પોતાનો અભ્યાસ વધુ સારો કરે તેમ પ્રોત્સાહન આપતા વર્ગમાં જે કોઈ વિદ્યાર્થી પોતાનું એન્જિનિયરિંગનુ ડ્રોઇંગ સૌથી સારું, સ્વચ્છ અને વખતસર કરી લાવશે તેને ઇનામ આપવામા આવશે એમ જાહેર કરતા. અને ઇનામમાં સારાં સારા પુસ્તકો પોતે આપતા આથી વિદ્યાર્થીઓમાં નિયમિત રહેવાની અને સારું કામ કરવાની હોશ રહેતી. તેવી જ રીતે સારા વિદ્યાર્થીઓને વધુ આગળ અભ્યાસ કરવા પરદેશ જવા પ્રોત્સાહન અને મદદ પણ આપતા ત્રિવેદીસાહેબ એક એવા ગુરુ હતા કે જે પોતાના વિષયો ઘણી સારી રીતે શીખવતા એટલું જ નહીં, પરંતુ વિદ્યાર્થીઓની પાછળની જિંદગી અને કારકિર્દી સુધરે તે પણ ધ્યાનમાં રાખતા.

પૂનામાં ઘણાં ગુજરાતી ભાઈબહેનો વસે છે. તેઓ સૌ ભેગાં મળી આનંદ કરે તે માટે ગુજરાતી બંધુસમાજ સ્થાપવામાં આવ્યો હતો. આ સમાજના અગ્રગણ્ય કાર્યકર્તા ત્રિવેદીસાહેબ જ હતા. ખરેખર આ સમાજ પૂનામાં વસતા ગુજરાતીઓ માટે એક અતિ આનંદદાયક સંસ્થા હતી મહિનામાં કાંઈ ને કાંઈ બે ત્રણ પ્રોગ્રામ હોય જ. કોઈ આમંત્રિત વિદ્વાન પુરુષનું ભાષણ, કે કોઈની વિદાયનો સમારંભ કે કોઈના સ્વાગતનો સમારંભ, વગેરે કાંઈ ને કાંઈ હોય જ. વર્ષની આખરે મેળાવડો થાય આખો દિવસ રમતગમત, ખાવાપીવા, અને ડ્રામાગરબા વગેરેમાં જતો. ખરેખર, તે દિવસ સૌ કોઈને માટે અતિ આનંદનો રહેતો. અને દરેક વર્ષે આ દિવસની રાહ હું તો જોયા જ કરતો. આ બંધુસમાજમાં ગુજરાતી વિદ્યાર્થીઓ સાથે રહી શકે તે માટે એક હૉસ્ટેલ પણ રાખવામાં આવી હતી.

આ ઉપરાંત રોવર સ્કાઉટની પ્રવૃત્તિમાં પણ તેઓ ભાગ લેતા. અમારી કૉલેજના કેટલાયે વિદ્યાર્થીઓને તેમાં દાખલ કરાવતા. અને લગભગ દરેક અઠવાડિયે જુદે જુદે ઠેકાણે લઈ જતા, જેમાં કેટલીક વાર હરિજન નિવાસમાં જવાનો વારો પણ આવતો. એક વર્ષે તો સ્કાઉટની રેલી કૅમ્પ ૧૫૨૦ દિવસ કૉલેજના રમતગમતના મેદાન ઉપર રાખ્યો હતો તેમાં ઇલાકાના બીજા રોવર સ્કાઉટો પણ આવ્યા હતા. તંબૂઓ ઠોકી તેમાં રહી સ્કાઉટની જુદી જુદી પ્રવૃત્તિઓ અને ફરજો વિષે વિદ્યાર્થીઓને ઘણું જ જાણવાનું મળતું.

પરમ પૂ. મહાત્મા ગાંધી બાપુની મુલાકાત દરેક વિદ્યાર્થીને ત્રિવેદીસાહેબે કરાવી હતી. બાપુ સાથેની આવી નિકટ મુલાકાત તેઓના લીધે જ થઈ હતી, એટલું જ નહીં પણ જ્યારે જ્યારે બાપુ પૂનામાં આવે ત્યારે તેમના નિવાસસ્થાને - લેડી ઠાકરશીના બંગલે, સાંજે પ્રાર્થનાના સમયે સૌ ગુજરાતી વિદ્યાર્થીઓને તેઓ લઈ જતા, જ્યાં ઘણી ઉપયોગી વસ્તુઓ જાણવા મળતી

આ ઉપરથી સહેજે સમજાશે કે સ્વ. ત્રિવેદીસાહેબ પાસેથી અમો ફક્ત ફિઝિક્સ, મૅથેમૅટિક્સ, અને એન્જિનિયરિંગ શીખ્યા નથી, પરંતુ તે ઉપરાંત જિંદગીમાં ઉપયોગી ઘણી બાબતો પણ શીખ્યા છીએ. તેઓ ઘણા આનંદી હતા. મોટા સાથે મોટા અને નાના સાથે નાના બની શકતા. તેઓનો ચહેરો સદા પ્રસન્ન રહેતો. તેમનો આંખો પટપટાવી હસતો ચહેરો જોઈ સૌને ઉલ્લાસ થતો આજે પણ તે ચહેરો નજર સમક્ષ આવી આનંદ આપી રહ્યો છે — આપશે

ઇન્સ્ટિટ્યૂટ ઑફ ઍગ્રિકલ્ચર **બાલકૃષ્ણ મોહનલાલ પટેલ**
આણંદ, ૧૧-૭-'૪૯

## ૩૯

# પ્રેરણામૂર્તિ ત્રિવેદીસાહેબ

પ્રો જે પી ત્રિવેદીને ન ઓળખતા હોય એવો ભાગ્યે જ કોઈ પૂના ખેતીવાડી કૉલેજનો વિદ્યાર્થી હશે એઓ પૂનાના ગુજરાતીઓના પ્રાણરૂપ હતા મારો એમની સાથેનો પરિચય ઘણો જ મોડો થયો હતો તેમ છતા એમના જીવનનુ જે દર્શન મને પ્રાપ્ત થયુ હતુ, તે મારા જીવનવિકાસમા ઘણુ જ ઉપયોગી નીવડ્યુ છે એમની આખી દિનચર્યા, એમનો મિલનસાર સ્વભાવ, એમનો વિદ્યાર્થીઓ પ્રત્યેનો પ્રેમ, એમની ગુજરાતીઓ માટેની મમતા, અને એવા અનેક સદ્‌ગુણો દરેક માનવીને ઉચ્ચ જીવન તરફ પ્રેરતા હતા, એ મારો અંગત અનુભવ છે

જે માણસ આવા ઊચા સદ્‌ગુણો પ્રેરી શકે તેનુ જીવન કેવી ઊચી કક્ષાએ વ્યતીત થતુ હશે તે સહેજે સમજી શકાય તેમ છે એઓશ્રીએ પૂનામા ગુજરાતીઓની ઉન્નતિ માટે ઘણો મોટો ફાળો આપ્યો છે, એમ કહેવામા જરાયે અતિશયોક્તિ નથી એઓ એમના જીવનના પાછલા ભાગમા આણદમા આવ્યા અને ત્યાના કૃષિગો વિદ્યાભવનની સ્થાપનામા પોતાનો પ્રાણ રેડ્યો દુર્ભાગ્યે એઓ એ ભવનનો ઉત્કર્ષ જોવાને હાજર નથી, પરતુ તેમણે જે સગીન પાયો નાખ્યો છે, તેને લઈને જે સુદર ઇમારત આજે તૈયાર થઈ રહી છે, તે જ એ પાયાની સગીનતા પુરવાર કરે છે

પ્રો ત્રિવેદી આણદના કૃષિગોવિદ્યાભવનમા પોતાનુ નામ અમર કરી ગયા છે આણદ કૃષિગોવિદ્યાભવનના આદિ સ્થાપક અને સચાલક તરીકે તેમનું નામ સસ્થાનુ અસ્તિત્વ ટકી રહેશે, ત્યા સુધી ચિરકાળ સુવર્ણાક્ષરે લખાયેલુ રહેશે એટલુ જ નહી, પરતુ આ સસ્થા દ્વારા થનારા ગુજરાતના અને હિદુસ્તાનના ઉત્કર્ષ માટે તેમનો આત્મા સતત પ્રેરણા આપ્યા કરશે

ઇન્સ્ટિટ્યૂટ ઑફ એગ્રિકલ્ચર
આણદ

ચ૦ છો૦ શાહ

## ૪૦
## મારા ગુરુ

સ્વ પ્રોફેસર જે પી ત્રિવેદીસાહેબથી, પૂનાની કૉલેજમા અભ્યાસ કરતો ગુજરાતી વિદ્યાર્થી ભાગ્યે જ અજાણ્યુ હશે મારા મનથી મારો અને તેમનો સબધ પિતાપુત્ર જેવો હતો તેઓ પ્રોફેસર જ હતા અને શિક્ષણનુ જ કામકાજ કરતા હતા એવુ ન હતુ, તેઓ એક પ્રખર સામાજિક કાર્યકર્તા હતા તેઓ સ્વદેશી ભાવનાવાળા હતા તેમનો રાષ્ટ્રપ્રેમ કાઈ ઓછો ન હતો બ્રિટિશ સરકારની નોકરી કરી પણ મનુષ્ય પોતાના દેશવાસીઓ માટે કેવા કેવા કામો કરી શકે છે તેનો જીવત દાખલો પ્રોફેસર સાહેબ પૂરો પાડે છે તેમની ભાવના સર્વોદયની હતી

### પ્રો. ત્રિવેદી અને સ્વદેશી

પ્રો ત્રિવેદી જોકે સરકારી કૉલેજમા નોકરી કરતા હતા પણ દેશમા ચાલતા વાતાવરણથી તો તેઓ પૂરા વાકેફ હતા જ્યારે ખાદીની પ્રવૃત્તિ પુરજોશમા ચાલતી હતી ત્યારે પોતે સર્વાંગે ખાદી જ વાપરતા હતા અલબત્ત તેઓ લોકોને દેખાવ કરવા માટે ખાદીની ટોપી પહેરતા ન હતા, પણ તેઓ જે ફેટો પહેરતા હતા તે તો ખાદીનો જ હતો આવા પ્રસગે મને તેમની સાથે ખાદી અગે કામ કરવાની એક તક મળી ગઈ અને તેના પરિણામે ત્યાર પછી હુ પણ ખાદી પહેરતો થઈ ગયો

ઇન્ટર કૉલેજિયેટ સ્પોર્ટ્સમાના ગુજરાતીઓને મેળાવડાના વખતમા ટેબલ પર પાથરવા માટે પૂનામાથી ચાદર ન મળી શકી, ત્યારે તેમણે મને ચાદરને બદલે જોઈએ તેટલી ખાદી ખરીદી કરવાની સૂચના આપી અને પૂનાના એક જાણીતા સ્ટોરમાથી હુ ખાદી ખરીદ

કરી લાવ્યો. મે તેમને કહ્યુ કે, આટલી મોટી રકમ આવી રીતે વાપરવી ઠીક નથી ત્યારે તેમણે કહ્યું કે, જ્યારે ચાદર માટે કાપડ જ લાવવું છે તો ખાદી જ લાવવી. આથી કરીને આપણા દેશના ઉદ્યોગને ઉત્તેજન મળશે અને તે ખાદી પાછી ધોબીને ત્યાં ધોવરાવીને વાપરવાના કામમા લાગશે આથી મને પણ એક બોધપાઠ મળ્યો કે, દેશમાં મૂક (મૂંગા) કાર્યકરો પણ ઘણા જ છે અને મેં પણ ખાદી વાપરવાની શરૂઆત કરી અને દેશની ચાલતી પ્રવૃત્તિમાં ભાગ લેવા માટે હુ લલચાયો અલબત્ત, હુ સીધી રીતે અસહકારની ચળવળમા જોડાયો નથી અને નહોતો, પણ શ્રી ત્રિવેદીસાહેબે બતાવેલી રીતે જો આપણે ચાલીએ તો તે સરકાર અગર પ્રજા કોઈનીયે વિરુદ્ધ કામ ન કરતાં આપણે અસહકારની ચળવળને ઉત્તમ રીતે મદદ કરી શકીએ

સન ૧૯૨૦–૨૧મા શાળા કૉલેજ છોડવાની પ્રવૃત્તિ બહુ જોરદાર હતી આવા પ્રસંગે મે તેમની સલાહ માગી તેમણે કહ્યુ કે, સ્વરાજમા પણ ડૉક્ટરો, ઇજનેરો, ખેતીવાડીના સ્નાતકો, વગેરે જોઈશે જ. માટે આપણે આપણો અભ્યાસક્રમ પૂરો કરીને જે જ્ઞાન મેળવેલુ છે તેનો દેશના હિતમા ઉપયોગ થાય તેવી રીતે તે જ્ઞાનનો ઉપયોગ કરો તો દેશની વધુ સારી સેવા બજાવી શકાશે. સરકારી નોકર રહીને પણ માણસ દેશની સેવા કરી શકે છે એમ તેમણે મને ભારપૂર્વક સમજાવેલુ આથી કરીને મેં કૉલેજ ન છોડવાનો નિશ્ચય કરેલો અને તેમના બતાવેલા રસ્તે જે કાંઈ થઈ શકે તે કરવું એમ નક્કી કરેલુ તેમણે વધુમાં કહ્યું કે, હિન્દ એ ખેતીપ્રધાન દેશ છે એટલે આ દેશમાં ખેતીની સુધારણા, ઢોરની સુધારણા વગેરે કામો મુખ્ય છે. આ કામ જે કોઈ માણસો તાલીમ લઈને આગળ વધારશે તે દેશને જરૂર મોટો ફાયદો કરી શકશે કારણ કે લશ્કર લડવા માટે જાય તેને સરસામાન ખોરાકી વગેરે પૂરી પાડવાનું કામ તો કોઈ ને કોઈ ને કરવાનુ જ છે એટલે આપણે લશ્કરી સિપાઈ ન બનતાં તેમને મદદ માટે ખેતીવાડીનું ઉત્પન્ન વધારવા માટે વધુ લક્ષ આપવાનું છે. એટલે કૉલેજમાં

અભ્યાસ કરીને તે જ્ઞાનનો સદુપયોગ કરશો તો દેશને માટે ગૌરવવંતુ લેખાશે દેશમાં આવા કાર્યકર્તાઓની જરૂર છે માટે મારે કૉલેજ ન છોડવી.

પ્રો. ત્રિવેદીસાહેબની વખતોવખતની સૂચનાઓ કેટલી ઉપયોગી થઈ પડેલી તેનો દાખલો આપીશ.

સન ૧૯૨૨–૨૩ માં પ્રિન્સિપાલ જે. બી. નાઈટ અમેરિકા પાછા જવાના હતા. આ વાત ચોક્કસ ન હતી, પણ નાઈટસાહેબે મને કહેલું કે, આ વરસમાં તેઓ જરૂર રિટાયર્ડ થઈ જશે. હું તે વખતે જુનિયર બી. એજી.માં હતો. કેટલાક વિદ્યાર્થીઓએ તેમને માનપત્ર આપવાની વાત મૂકી. સ્ટુડન્ટ્સ યુનિયનનો હું સેક્રેટરી હતો એટલે એ વાત મારી પાસે આવી. પણ યુનિયન પ્રમુખ પ્રો. કાનિટકર હતા. તેઓ ટૂર પર ગયેલા હતા એટલે તેમની મંજૂરી વગર માનપત્રની કોઈ હિલચાલ ન થઈ શકે. પ્રો. ત્રિવેદી ગુજરાતી–દક્ષિણી–મરાઠી–કાનડી વગેરે જાતિભેદમાં માનનારા ન હતા. તેઓ તો જ્યાં સારું કામ દેખાય ત્યાં અચૂક મદદ કરવા માટે તૈયાર જ રહે. મેં અમારા સહાધ્યાયીઓ સમક્ષ આ વાત મૂકી ત્યારે તે બધાએ પ્રો. ત્રિવેદીની સલાહ લેવાનું નક્કી કર્યું. આથી બીજે દિવસે અમે તેઓ સાહેબને મળ્યા તેમણે કહ્યું કે, પ્રિ. નાઈટસાહેબને જવાની હજુ વાર છે અને પ્રો. કાનિટકરસાહેબ અહીં છે નહીં, માટે સ્ટુડન્ટ્સ યુનિયન તરીકે તમો કાંઈ કરી શકો નહીં. માટે આ વાત હાલમાં પડતી મૂકવી. અમો જુનિયરના વિદ્યાર્થીઓએ કહ્યું કે, અમો તો હવે કૉલેજ બંધ થવાથી પોતપોતાને ગામ ચાલ્યા જઈશું અને ફરીથી જ્યારે કૉલેજ ઊઘડશે ત્યારે તો નાઈટસાહેબ જતા રહ્યા હશે, એટલે અમોને એમને માનપત્ર આપવાનો ચાન્સ મળે તેવો રસ્તો બતાવો અમારો અતિ આગ્રહ જોઈને તેમણે બધાની સંમતિ લઈને એવો મત જણાવ્યો કે, સ્ટુડન્ટ્સ યુનિયનના નામે નાઈટસાહેબને માનપત્ર ન આપવું, પણ ઍગ્રિકલ્ચરલ કૉલેજના વિદ્યાર્થીઓ તરીકે માનપત્ર

આપવું. આથી કરીને કોઈની સાથે કોઈ પણ પ્રકારનું ઘર્ષણ થવાનો સંભવ નથી. સૌ વિદ્યાર્થીને આ સલાહ યોગ્ય લાગી અને તે પ્રમાણે પ્રિ નાઈટસાહેબને માનપત્ર આપવામાં આવેલ. આ પ્રસંગ બનાવવાનું કારણ એટલું જ કે તેઓ કોલેજની યુનિટીમાં માનતા હતા. તેમ જ કોલેજના વિદ્યાર્થીઓની યોગ્ય માગણી જાણી તેમને શુભ સલાહ આપતા કે જેથી કોઈ જાતનો વિખવાદ ઊભો ન થાય.

ત્યાર બાદ તેમના અપૂર્વ સ્નેહને લીધે અને તેમની તેમ જ પ્રો પટેલસાહેબની તથા ડૉ બર્ન્સની સૂચના અનુસાર અને મે. બ્રુઈન સાહેબના કહેવાથી હુ ગોસેવાના કાર્યમાં પડી ગયો અને તે કામ આજદિન સુધી ચાલુ જ છે

હુ એક અદના સેવક છુ તેમણે આપેલા મંત્રથી સરકારી નોકરીમા રહેવા છતા દેશને માટે કાઈક કરી શકાય છે, અને હિંદ એ ખેતીપ્રધાન દેશ હોવાથી તાલીમ પામેલા ખેતી અને ડેરીના સ્નાતકો દેશને ઘણા જ ઉપયોગી થઈ પડશે એ વાત જે તેમણે મને સમજાવેલી, તેનો અત્યારે ખરેખરો અનુભવ થાય છે. મુબઈ પ્રાંતની મુખ્ય યોજનાઓમાં ત્રિવેદીસાહેબે જે ભાવના ત્રીસ વર્ષ પહેલાં વ્યક્ત કરી હતી તે આજે સિદ્ધ થાય છે.

પ્રોફેસર ત્રિવેદી મારે મન તો સામાજિક કાર્ય માટે તેમ જ ગોસેવાના અને ખેતીવાડીના કાર્યમાં આદર્શ ગુરુ છે. અને તેમનો આપેલો સંદેશો અગર સલાહનો પ્રચાર જેટલો થાય તેટલો કરવાનું મારું કર્તવ્ય સમજું છુ તે મારી પ્રેરણામૂર્તિ છે એમને મારાં હજારો વંદન હજો.

૬૨

# ત્રિવેદીસાહેબ

ગાંધીયુગનાં શરૂઆતનાં વર્ષો (૧૯૨૧-૧૯૨૫) એટલે યુવકોમાં ઉત્સાહની પ્રેરણા, દેશને સ્વતંત્ર બનાવવાની ધગશ, અને તે સ્વતંત્રતા મેળવવા માટે કંઈ કંઈ કરી નાખવાના યુવકોના નિર્ણયો — આ બધું અત્યારે આંખ આગળ તરી આવે છે. ૧૯૨૨ માં એગ્રિકલ્ચરલ કૉલેજ, પૂના, માં દાખલ થયો ત્યાં એકી અવાજે સવાલ પુછાતો, "ત્રિવેદી-સાહેબ આ કૉલેજના પ્રાણ છે; તેમને તમે જોયા?" તેમને જોવાની ઇચ્છા પણ થઈ, પણ તેઓ તો ખૂબ વ્યવસાયી, ક્યાંય મળે નહીં. છેવટે વર્ગમાં પહેલું લેક્ચર પ્રોફેસર ત્રિવેદીનું છે તેવા ખબર મળ્યા. બધા વિદ્યાર્થીઓ વખતસર પહોંચવા માટે તૈયારી કરતા હતા. વર્ગમાં શાંત બેસી રહ્યા અને ત્રિવેદીસાહેબ હમણાં આવે, હમણાં આવે તેવી રીતે રાહ જોતા એકીટસે જોઈ રહ્યા. ત્રિવેદીસાહેબ આવ્યા; તેમને

વધારેમાં વધારે ઉપયોગ કેવી રીતે કરી શકે, એવા વિચારો તેમના મનમાં સતત રહેતા. વિદ્યાર્થીને એમ ન જણાય કે, આ બધી તેને મળતી સગવડ ત્રિવેદીસાહેબની વિશાળ યોજનાથી થયેલ છે. તેઓ હતા તે પુસ્તકાલયના આત્મા. બહારનો આડંબર અને ડોળ તેમને ત્યાજ્ય હતાં.

એગ્રિકલ્ચરલ કૉલેજ (પૂના)ના જિમખાનામાં પણ ત્રિવેદીસાહેબ જ. સરકારી બજેટો મોડા આવે અને કેટલાંક કાપકૂપ કરેલાં પણ આવે, પણ તેમણે જે ધાર્યું હોય તે પ્રમાણે જિમખાનાનો વિકાસ થયા જ કરે અને કંઈ પૈસાની ખોટ પડે તો તેઓ પૂરી પાડે.

હૉસ્ટેલમાં રહેનારો યુવક દરરોજ ફક્ત પંદર મિનિટ કસરત કરે તો તે ભાવિ બળવાન વ્યક્તિ ન થઈ શકે? આવા તેમના સુંદર વિચારોથી હૉસ્ટેલમાં ઠેર ઠેર કેવી રીતે કસરત કરવી તેના ચાર્ટ્સ ગોઠવાયેલા જોવામા આવતા અને તેમાંથી ઘણાયે યુવકોને પ્રેરણા મળેલ છે.

એગ્રિકલ્ચરલ કૉલેજના વિદ્યાર્થીઓના શારીરિક અને માનસિક વિકાસમાં ત્રિવેદીસાહેબે જેટલો તન, મન અને ધનથી ફાળો આપ્યો છે તેટલો ભાગ્યે જ કોઈ વ્યક્તિએ કોઈ સંસ્થા માટે આપ્યો હશે.

ત્રિવેદીસાહેબ એક કર્મયોગી હતા. તેમનાં શબ્દો અને કાર્યો તેમના હૃદયના ઊંડાણમાંથી ઝરતાં હતાં. તેથી આપોઆપ સામેની વ્યક્તિ માટે પ્રેરક બનતાં. તેમનો બહોળો અનુભવ, તેમની કાર્યપરાયણતા, તેમના ઊંચા વિચારો, તેમનું સાદું જીવન, તેમનો હસતો ચહેરો, તેમની નિર્મળ આંખો, અને તેમની રગેરગમાં ઊછળતી આર્ય

## ૪૨

## એક નરરત્ન

સને ૧૯૨૩થી ૧૯૨૫ સુધી હું પૂના ખેતીવાડી કૉલેજમા બી એજી મા અભ્યાસ કરતો હતો, ત્યારે મને સ્વ પ્રોફેસર ત્રિવેદી સાહેબના વિદ્યાર્થી થવાનુ સદ્ભાગ્ય પ્રાપ્ત થયુ હતુ પ્રોફેસર તરીકેના તેમના ઊચા જ્ઞાન ઉપરાત જીવનમા તેમનો ઉમદા, માયાળુ તથા અખલાસભરેલો અને નિખાલસ સ્વભાવ ખાસ તરી આવતો હતો તેઓ નાનામોટાના ભેદ વગર હરકોઈને પણ મદદ કરવા હમેશા તત્પર હતા સમાજની સેવા કરવી એ તેઓનુ મુખ્ય ધ્યેય હતુ અને તેથી તેઓ બહુ લોકપ્રિય થઈ પડ્યા હતા તેમના મૃત્યુથી ખાસ કરીને દેશના ગુજરાતી સમાજે એક નરરત્ન ગુમાવ્યુ છે પ્રભુ તેમના આત્માને શાતિ આપો, એ જ સ્તુતિ

૧૯-૬-'૪૮ — ઇન્દુરાય નરભેશકર માંકડ

## ૪૩

## ઉમદા અધ્યાપક

ખેતીની ઇજનેરી અગેના વિષયો માથાકૂટવાળા હોઈ તેમા ખાસ રસ ઉત્પન્ન કરવો તે એક શીખવવાની ખૂબીની વાત છે આવા શુષ્ક વિષયમા પણ ત્રિવેદીસાહેબ રસ ઉત્પન્ન કરી સાધારણ કક્ષાના વિદ્યાર્થીઓના મગજમા પણ વિષય બરાબર ઠસાવી શકતા

તળાવમા વરસાદને લીધે કેટલુ પાણી એકઠુ થાય, તેની 'કેચમેન્ટ એરિયા' કેવી, તેમા કેટલુ પાણી સમાઈ શકે, આ પાણી કેટલા એકરમા પીયત મોલાત કરવા માટે ઉપયોગી થાય, કેટલુ સૂર્યના કિરણોથી

વરાળ થઈને ઊડી જાય, કેટલું જમીનમાં ગોપાઈ જાય, નહેર વાટે પાણી લઈ જતાં કેટલું જમીનમાં ઊતરી જાય, અને છેવટે વાડીઓમાં કેટલું પહોંચે, તે બધું જ ઝીણવટથી સમજાવતા અને તેવા વિષયમાં રસ ઉત્પન્ન કરતા.

તેવી જ રીતે કૂવામાંથી પાણી પાવાનાં જુદાં જુદાં સાધનો, એન્જિન પંપોની જરૂરિયાત, તેમ જ કૂવામાં જે પ્રમાણમાં પાણી હોય તેની ગણતરીના પ્રમાણમાં કેટલા હૉર્સ પાવરનું એન્જિન, તેનાં કેટલાં રેવોલ્યુશન, પંપની સાઈઝ અને તેનાં રેવોલ્યુશન, તેના સક્શન અને ડિલિવરી હેડ — આ તમામ અંગેની ઝીણવટભરી ગણતરી અને તેનું પ્રત્યક્ષ ડેમોન્સ્ટ્રેશન — જુદી જુદી જાતનાં એન્જિનો, તેના ભાગો, તેને કેવી રીતે ચલાવવા, વગેરેની તમામ વિગતવાર માહિતી આપતા અને અમે જાતે એન્જિનો ચાલુ કરી પાણી બહાર કાઢતા. અમુક મોટાં એન્જિનોમાં તો હેન્ડલ મારવાને બદલે, મોટા ફ્લાઈવ્હીલો ફેરવવાં પડતાં ત્યારે કેટલીક વખત કહેતા કે, જે લોકો કાયમ આ ધંધો કરે છે તેમને કેવી મહેનત પડતી હશે? એટલે કે, કેટલીક વખત વાત વાતમાં આવા સિદ્ધાંત ઉપર ઊતરી પડતા અને મજૂરીને પણ હલકી નહીં ગણતાં તેનો મોભો જાળવવા વિશે બોધ આપતા.

શરૂ વગેરે લઈને ટુકડીઓમા માપણી કરવા જતા સામાન ઉપાડવો પડતો, સાકળો નદી, નહેરો, ટેકરા વગેરે ઉપર માપણી માટે ખેચવી પડતી, અને ખરે તડકે કામ કરતા ત્યારે અમને થતુ કે, આપણે વળી કયા દિવસે આ ધધો કરવો છે તે આટલી મહેનત ઉઠાવીએ? પરતુ સરવેઇગ અને લેવલિંગના માપ અને આકડાઓ લીધા પછી જ્યારે નકશા તૈયાર કરવા માડતા ત્યારે ઘણી મજા પડતી ત્યાર બાદ તો મકાનોના પ્લાન, એસ્ટીમેશન અને ઇન્ડ એનિવેશન વગેરે કામ કરતા ત્યારે એમ પણ થતુ કે આપણે ઇજનેર થઈ ગયા છીએ

ભણી રહ્યા બાદ જ્યારે કામ શરૂ કર્યું ત્યારે પ્રથમ જ જમીન માપણી અને જુદા જુદા એસ્ટીમેટો કરવાનુ કામ આવી પડ્યુ હતુ અને એન્જિન પણ ડ્રાઇવર કે ક્લીનર રાખ્યા સિવાય દોઢેક વર્ષ ચલાવ્યુ હતુ ત્યારે એમ થયુ કે, ખરેખર ખેતીવાડી અગે જે કાઈ શીખવવામા આવ્યુ તે જરૂરી જ હતુ

શ્રી ત્રિવેદીસાહેબનો આનદી અને પ્રેરણાદાયક સ્વભાવ ઝીણવટથી વિદ્યાર્થીના મનમા ઠસાવવાની શિક્ષણપદ્ધતિ અને ગમે તેવા શુષ્ક વિષયમા પણ રસ ઉત્પન્ન કરી દરેક વિષય સમજાવવાની તેમની આવડત હતી તેમના સહવાસ દરમિયાન, અમારા ઉપર તેમણે ઘણી જ ઊડી છાપ પાડી છે અને તેમના આદર્શોને ક્યારેક યાદ કરતા, તેવી કલાઓ ક્યારે પહોચશુ એમ થાય છે

ક૦ ક૦ શુક્લ

# પ્રો. ત્રિવેદીસાહેબનાં સંસ્મરણો

આજથી દસેક વર્ષ ઉપર હું જ્યારે પૂનાની ખેતીવાડી કૉલેજમાં અભ્યાસ કરતો હતો ત્યારે પ્રો. જે. પી. ત્રિવેદીસાહેબના ગાઢ પરિચયમાં આવવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હતું. તેઓ ખેતીવાડી કૉલેજમાં ફિઝિક્સ, મૅથેમૅટિક્સ અને ઍન્જિનિયરિંગના પ્રોફેસર હતા. તેમનાં ભાષણો પ્રથમ સાંભળવામાં આવ્યાં ત્યારથી જ તેમના ઊંચા અને પ્રભાવશાળી વ્યક્તિત્વની છાપ મારા મન ઉપર પડેલી. તેમનો વિષય તેઓ સચોટ રીતે શીખવતા, એટલું જ નહીં પરંતુ વિદ્યાર્થીઓએ મેળવેલું જ્ઞાન જીવનમાં કેવી રીતે વણી શકાય તે પર પ્રસ્તુત ઉદાહરણો આપીને તેમના વિષયને વધારે રસિક બનાવતા.

તેમના કામકાજમાં તેઓ ઘણા જ નિયમિત હતા. અમારા ઍન્જિનિયરિંગ પ્રૅક્ટિકલ્સ વખતે સવારે સાત વાગ્યાના સમયે આવી ગયેલા જ હોય. આવે કે તરત જ નિયત કામકાજ પદ્ધતિસર અને પૂર્ણ ઉત્સાહથી શરૂ કરી દેતા. તેઓ યુવાનને પણ શરમાવે તેવું સખત કામ કરતા. ખોજે હોય તોપણ તેમનું મુખ હંમેશાં સ્મિતભર્યું જ માલૂમ પડે.

આચાર્ય તરીકે, વિદ્યાર્થી વર્ગને હૃદયના ઊંડાણથી ચાહતા. પરંતુ સાથે સાથે શિસ્તપાલન માટે દૃઢાગ્રહ સેવતા. કોઈ વિદ્યાર્થી શિસ્તભંગ કરે તો તેઓ બિલકુલ સહન કરી લેતા નહીં. શિસ્તભંગ કરનાર વિદ્યાર્થી પ્રત્યે શુભ હેતુપૂર્વક કડકાઈ વાપરીને તે વિદ્યાર્થીની કુટેવ સુધારી લેતા. કોઈ વિદ્યાર્થીએ પરીક્ષામાં ચોરી કરી હોય અથવા છેતરવાનો પ્રયાસ કર્યો હોય તો તેવા વિદ્યાર્થી પ્રત્યે ખોટી દયા રાખ્યા સિવાય સખત હાથે કામ લેતા. જો તે વિદ્યાર્થીને અંતઃકરણથી પસ્તાવો થયો હોય અને તે બાબતની તેમને જો ખાતરી થાય તો તેટલા ગુના પૂરતી શિક્ષા કરીને પાછા તેના પ્રત્યે પ્રેમભર્યું વર્તન રાખતા. કોઈ વિદ્યાર્થીના ગેરવર્તનને કારણે કદાચ તેઓ ક્ષણિક ક્રોધમાં આવી જતા

હોય તોપણ તે વિદ્યાર્થીની ભૂલ તેને બતાવ્યા પછી પોતાનો ક્રોધ એક મ શમાવી દેતા અને કોઈ કોઈ વખતે તો મુક્ત કંઠે હસી પણ પડતા જેથી કરીને ગભીર વાતાવરણ એ દમ અદશ્ય થઈ જતુ આમ વિદ્યાર્થીઓનુ નૈતિક જીવન નીચી કક્ષાએ ન જાય તે માટે તેઓ સતત ાળ-રાખતા તેમની એક આખમા ઉત્તભાન અને બીજી આખમા મ્કકાઈ— મે એમની નાકશિયતા હતી જીવનની નૈતિક બાજુ અને ઉચ્ચ ચારિત્ર્યમાને તેઓ અતિ કીમતી ગણતા

વિદ્યાર્થીઓનુ ચારિત્ર્ય ખીલે તેઓ સમાજસેવાના પાઠો શીખે તે હેતુથી કૉલેજના સમયની બહાર પોતના કીમતી સમયનો ભોગ આપીને સ્કાઉટિંગ (Rovers) ની પ્રવૃત્તિ જાતે ચલાવતા તે દ્વારા વિભિન્નિગળા પ્રકારની તાલીમ વિદ્યાર્થીઓને આપતા અને અપાવતા રોવર્સ તરીકે જોડાનાર વિદ્યાર્થીઓને પૂનામા અને પૂનાની બહાર જોવા લાયક સારા સારા સ્થળોની મુલાકાતે લઈ જતા તે ઉપરાત માતાની પ્રાથમિક સારવાર માટે ફર્સ્ટ એઈડ ની તાલીમ આપવાનો બદોબસ્ત કરતા જેમને રાષ્ટ્રભાષા હિંદુસ્તાની શીખવી હોય અને પરીક્ષા આપવી હોય તેમને તે શીખવતા અને તેમની હિંદુસ્તાનીની પરીક્ષા લેવા માટે જરૂરી ગોઠવણ કરતા

કોઈ વિદ્યાર્થી બીમાર પડ્યો છે અને તેને હૉસ્પિટલમા લઈ જવાની જરૂર છે એમ તેમના સાભળવામા આવે કે તરત જ તેઓ પોતાની મોટરમા બેસીને તે બીમાર વિદ્યાર્થી પાસે જાય અને તેની ખબર લે દાક્તરની સારવાર માટે તરત જ તેને સારા દવાખાનામા ખસેડતા અને ત્યા તેના રહેવાની તેમ જ જમવાની ગોઠવણ કરી આપતા આમ તેઓ પૂનામા વસનાર ગુજરાતી વિદ્યાર્થી વર્ગના વાલી તરીકે કામ કરતા હતા

પ્રો ત્રિવેદીસાહેબ જાતે નિર્વ્યસની હતા અને સાદુ જીવન ગાળતા હતા તેમનુ જીવન અતિશય પ્રવૃત્તિમય રહેતુ સમાજસેવા એ તેમની પ્રવૃત્તિઓનુ મુખ્ય ધ્યેય હતુ શિષ્ટ વાચનનો તેમને શોખ હતો

શિષ્ટ વાચનમાંથી સાંપડેલા સારા ફકરાઓ તેઓ નોંધી લેતા અને તેની હજારો નકલ છપાવીને વિદ્યાર્થી વર્ગમાં પ્રચાર કરતા અને એ રીતે વિદ્યાર્થીઓમાં અને સમાજમાં ઉચ્ચ સંસ્કારો રેડતા. શ્રી ગોપાલ કૃષ્ણ ગોખલેએ મહાત્મા ગાંધીજી વિષે, લાહોર મુકામે સને ૧૯૦૦માં ભરાયેલી રાષ્ટ્રીય મહાસભાના અધિવેશન વખતે ઉચ્ચારેલા ઉદ્‌ગારોનો એક ફકરો પ્રો. ત્રિવેદીસાહેબને બહુ જ ગમી ગયેલો. તેની હજારો નકલો છપાવી વિદ્યાર્થી વર્ગમાં પ્રો. ત્રિવેદીસાહેબે વહેંચી હતી

જીવનના અંતિમ સમયે, પ્રો. ત્રિવેદીસાહેબને માથે આણંદ કૃષિગોવિદ્યાભવનની સ્થાપના કરવાનુ મોટું કાર્ય હતુ. ત્યાં તેમણે એકેક વર્ષ ઉત્તમ કામગીરી બજાવી. તેટલામાં પ્રભુએ તેમને પોતાના ધામમાં બોલાવી લીધા ! પ્રો. ત્રિવેદીસાહેબ તેમનું નામ અમર કરી ગયા છે. પ્રભુ તેમના આત્માને શાન્તિ આપે એ જ પ્રાર્થના.

ઇન્સ્ટિટ્યૂટ ઑફ એગ્રિકલ્ચર
આણંદ, ૨૮-૬-'૪૯

**ઉમેદભાઈ ર૦ પટેલ**

## ૪૫

## પ્રો. ત્રિવેદીસાહેબ

પૂ. ત્રિવેદીસાહેબે મહારાષ્ટ્રને પણ પોતાનુ જ ઘર બનાવ્યું હતું ગુજરાતની લોકોપકારક પ્રવૃત્તિઓમાં તેઓ જેટલો સક્રિય ભાગ લેતા હતા તેટલો જ રસ મહારાષ્ટ્રની પ્રવૃત્તિઓમાં પણ તેઓ લેતા હતા. સને ૧૯૩૬-૩૭માં જ્યારે મહાસભાએ પ્રધાનપદાં સ્વીકાર્યાં ત્યારે અનેક નવી યોજનાઓ અસ્તિત્વમાં આવી. તે વખતે ઉનાળાની લાંબી રજાઓ દરમ્યાન વેડફાઈ જતી યુવાન વિદ્યાર્થીઓની અમાપ શક્તિને રાષ્ટ્રોદ્ધારના સત્કાર્યમાં વાળી લેવાની એક યોજના મહારાષ્ટ્ર ગ્રામપુનર્વિધાન મંડળ તરફથી યોજવામાં આવી હતી. મુંબઈ અને પૂનાની કૉલેજોના વિદ્યાર્થીઓ અને અધ્યાપકોની મદદથી સતારા

જિલ્લાના અમુક વિસ્તારનાં ગામડાંઓની આર્થિક તપાસ અને તળાવ કે નહેરની યોજના કરવા માટે જરૂરી જમીનમાપણી કરવાની આ યોજના હતી મુંબઈની વેટરનરી કૉલેજ, પૂનાની ઍગ્રિકલ્ચરલ કૉલેજ, ટ્રેનિંગ કૉલેજ અને બીજી સંસ્થાઓના સોએક જેટલા વિદ્યાર્થીઓ અને અધ્યાપકો આ કાર્ય માટે તૈયાર થયા હતા. વિભાગવાર ટુકડીઓ પાડી કામ સોંપવામાં આવ્યુ હતું. પ્રો ત્રિવેદીસાહેબની દોરવણી નીચે જમીનમાપણી માટેની ટુકડી મૂકવામા આવી હતી બીજી ટુકડીઓ પોતાના વિભાગમાં સ્થાયી હતી ફક્ત જમીન-માપણીની ટુકડીને દરેક છાવણીમાં ત્રણ ચાર દિવસને અતરે ફરતા રહેવાનું હતું. વહેલા ઊઠવું, પ્રાર્થના, દિવસ દરમ્યાન શ્રમની ચોરી વિના અવિરત કામ; અને રાત્રે રંજનકાર્યક્રમોની યોજનાથી આ ટુકડી જ્યા જતી ત્યાં નવી ભાત પાડતી; અને પ્રો ત્રિવેદીસાહેબની દોરવણીની સુવાસ ફેલાવતી વિદ્યાર્થીઓની સાથે ભળી જઈ એકરૂપ થઈ જતાં તેમને વાર ન લાગતી કોઈ નદી કે નાળાને કિનારે કે રેતીમાં, એકાદ ઘટાદાર વૃક્ષની છાયામાં, ગામલોકો તરફથી આવેલો રોટલો, ચટણી, જારા, પીકલુ જેવો સાદો ખોરાક, ખાખરાના પાનમાં ગોઠણ ઉપર મૂકી હોંશથી જમતા હોવાનાં દૃશ્યો હજી પણ આંખ સામે તરી આવે છે. તેઓ તેમની મોટરમા દર બીજે ત્રીજે દિવસે અમારે માટે તાજાં પાઉ અને માખણ સવારના નાસ્તા માટે મગાવી રાખતા. વિદ્યાર્થીઓ પ્રત્યે તેઓનો પ્રેમ, માબાપના તેના પુત્ર પ્રત્યેના પ્રેમ જેવો જ હતો. આ દસ દિવસ દરમ્યાન તેમના શાંત, નિરાડંબર, સદાય પ્રિય અને સ્નેહાળ સ્વભાવનાં દર્શન થયાં. .

મહારાષ્ટ્રમાં આ યોજનાનો સફળ અમલ થયા પછી ચરોતરમાં ગામડાંઓની આર્થિક, સામાજિક અને શારીરિક તપાસનુ કાર્ય કરવાની સંપૂર્ણ યોજના સર ચૂનીલાલ મહેતાની સહાયથી તેમણે તૈયાર કરી હતી.

ઉમેદભાઈ અવરાણી

વિદ્યાર્થીને ઉચ્ચ કેળવણી સાથે સરકારી બનાવવામા એમનો મોટો ફાળો હતો કાળજીપૂર્વક અભ્યાસ કરનાર વિદ્યાર્થી ઉપર એમની મીઠી નજર લાગતી અને સ્નેહ રહેતા વિદ્યાર્થીઅવસ્થા પૂરી થવા છતા એ વિદ્યાર્થીઓમા એમને રસ હતો

એમનો દેહ પચમહાભૂતમા મળી જવા છતા એમણે ફેલાવેલી મધુર સુવાસ પમરી રહી છે જ્યારે જ્યારે પૂજ્ય ત્રિવેદીસાહેબ અગે વાતનો પ્રસગ નીકળે છે ત્યારે ત્યારે એ માયાળુ સ્નેહાળ અને ઉદાર સ્વભાવ અને સમાજ માટે ખર્ચેલુ એમનુ જીવન નજર સમક્ષ ખડા થાય છે અને અનુ રણ કરવા પ્રેરે છે

આ ૬ — કે એન ગોસ્વામી
૩૦–૬–૪૫

૪૭

## પ્રો જે. પી ત્રિવેદીના સંસ્મરણો

મારુ વિદ્યાર્થીજીવન ઉત્કૃષ્ટ અને આદર્શ બનાવવાને માટે પ્રો ત્રિવેદીએ જે જહેમત ઉઠાવી હતી તે અગેના કેટલાક સસ્મરણો અહી રજૂ કરુ છુ

પહેલા વરસમા દાખલ થયો હોસ્ટેલની ઓરડીમા ગયો પ્રથમ વસ્તુ મારી નજરે પડી તે એક સારી રીતે કાચમા મઢાવેલો તખતો હતો તેમા વિદ્યાર્થીઓ રોજ સવારસાજ સહેલાઈથી કરી શકે અને જેથી શરીરના દરેક ભાગને સારી કસરત મળે તેવા યોગાસનો સાથેના વિગતવાર ચિત્રો હતા તપાસ કરતા માલૂમ પડયુ કે શારીરિક તદુરસ્તી જાળવી રાખવા વિદ્યાર્થીએ અમુક કસરત તો રોજ ચોક્કસ કરી જોઈએ એવો પ્રો ત્રિવેદી ખાસ આગ્રહ રાખે છે એ આગ્રહ ફક્ત વાણીથી ગૌણ ન બેસી રહેતા તેઓએ પોતાના ખર્ચે આ તખ્તા તયાર કરાવી ને ઓરડીમા મુકાવ્યા હતા

* * *

એમની કેળવણીનો આદર્શ ફક્ત સ્થૂળ શરીરની કેળવણીથી અટકી ગયો ન હતો. દરેક વિદ્યાર્થી આદર્શ ખેલાડી તેવો જોઈએ રમતોમાં જીત મેળવવા કરતા પણ 'હાર'નો આનંદ અનુભવવા ઉપર તેઓ ખાસ ભાર મૂકતા. 'Lose cheerfuly' એ ખેલાડીના ખાસ ગુણનું ગુંજન દરેક વિદ્યાર્થીના મનમાં થયા જ કરે તે માટે એક સરસ કવિતા* પણ તેમણે છપાવીને દરેક વિદ્યાર્થીની નજર દિવસમાં અનેક વાર પડે તે પ્રમાણે ટગાવેલી હતી

* * *

કોઈ પણ વિદ્યાર્થીને અભ્યાસ વિશેના પ્રશ્નો, તેને મૂંઝવતા પોતાના આર્થિક પ્રશ્નો વગેરે માટે દિલ ખોલીને વાત કરવાનું અને તેનો ઉકેલ મેળવવાનું સ્થાન ત્રિવેદીસાહેબ હતું તેમનો ઘણો વખત આ પ્રમાણે કોઈ પણ જાતના ભેદ વિના દરેક વિદ્યાર્થીને મદદ કરવામાં જતો

* * *

કૉલેજની કેળવણી રમતગમતો તેમ જ કૉલેજ અને બંધુસમાજમાં નાટકો ગોઠવી, તેમાંથી સહકારની ભાવના અને સંગઠનની કેળવણી વિદ્યાર્થીઓને મળે તેની ખાસ કાળજી રાખતા એક એવા નાટક પ્રસંગે જ્યારે કોઈ પણ વિદ્યાર્થી પ્રથમ ભાગ લેવા તૈયાર ન થયો ત્યારે તેમણે જે વાણીથી વિદ્યાર્થીઓને ઉત્સાહિત કરી, તે નાટક આગમાં સારું બનાવવા યત્ન કર્યો હતો, તે વાણી હજી મારા કાનમાં ગુંજ્યા કરે છે

* * *

આઘાત પ્રત્યાઘાતના નિયમ પ્રમાણે, પ્રો ત્રિવેદીની વિદ્યાર્થીઓના ઉત્કર્ષ માટેની ઉચ્ચ ભાવના અને તે અંગે લીધેલા પરિશ્રમનો પ્રત્યાઘાત વિદ્યાર્થીઓના તેમના પ્રત્યેના પ્રેમમાં પરિણમે એ તદ્દન સ્વાભાવિક છે કૉલેજના પ્રિન્સિપાલને પણ જે વસ્તુ વિદ્યાર્થીઓને પતાવવી અઘરી લાગે, તે પ્રો ત્રિવેદીને સોંપાતા બધી શાંતિથી પતી

* આ કવિતા નહિ પણ sportsmanship વાળો તકનો હેવાલ જોઈએ એમ લાગે છે જુઓ પાન ૪૮ — સ

જતી. એક વખત પ્રિન્સિપાલે હૉસ્ટેલના વાચનાલયમાં આવતું 'બૉમ્બે ક્રૉનિકલ' બંધ કર્યું. વિદ્યાર્થીઓએ બહુ ઊહાપોહ કર્યો મામલો વિકટ થયો. પ્રો. ત્રિવેદી વિદ્યાર્થીઓની વહારે ધાયા. પ્રિન્સિપાલે લીધેલું પગલું વાજબી નથી તે તેમણે યુરોપિયન પ્રિન્સિપાલને બેધડક રીતે સમજાવ્યું અને એટલે સુધી કહ્યું કે, આમ છતાં પણ જો પ્રિન્સિપાલ 'ક્રૉનિકલ' બંધ કરશે તો કૉલેજના કંપાઉન્ડની હદની નજીક જ એક રૂમ ભાડે લઈ તેઓ પોતાને ખર્ચે વિદ્યાર્થીઓને વાચવા 'ક્રૉનિકલ'ની દસ નકલની સગવડ કરશે અને આમ 'ક્રૉનિકલ' બંધ કરવાનો પ્રિન્સિપાલનો આશય નહીં સચવાય પ્રિન્સિપાલે ઑર્ડર પાછો ખેંચી લીધો.

* * *

પ્રો. ત્રિવેદીનું એમના વિષયનુ વાચન પણ આધુનિક શ્રેણીનું હતુ. એન્જિનિયરિંગના અઘરા વિષયો જીવનની જરૂરિયાતોમાં કેવી રીતે ઉપયોગી થાય છે તેના ચાલુ દાખલા આપી તેમનાં વ્યાખ્યાન રસપ્રદ બનાવતા તેમનું બીજુ વાચન પણ અપ-ટુ-ડેટ હતુ. બહારના કેટલાક વિદ્વાનો તેમને મળવા તેમને ઘેર આવેલા. આધુનિક દેશ દેશની વાતો પ્રો. ત્રિવેદીએ તેમની સાથે એટલી તો સરસ રીતે કરી કે તે વિદ્વાનોને એમ લાગ્યુ કે, પ્રો. ત્રિવેદી આખી દુનિયાની મુસાફરી કરી આવેલા હોવા જોઈએ. તેથી તેઓએ પ્રશ્ન કર્યો કે, આપે 'વર્લ્ડટૂર' કઈ સાલમાં કરી હતી? પ્રો. ત્રિવેદીએ બહુ જ નમ્રતાપૂર્વક જવાબ આપ્યો કે, મને હજી પરદેશ જવાનો અવસર મળ્યો નથી. વિદ્વાનોને આથી મોટી અજાયબી લાગી.

* * *

ત્રિવેદીસાહેબને ત્યાં જ્યારે જ્યારે જાઉં ત્યારે તેમની મદદ, સલાહ અને દિલાસો મેળવવા, કોઈનાં લગ્ન ગોઠવી આપવા, કોઈ આર્થિક મદદ માટે, કોઈ જેલમાં ગયેલાં પોતાનાં સગાંઓને મળવા માટે વ્યવસ્થા કરી આપવા મદદ લેવા એવાં જ હોય એક ભાઈ ગાંધીજીને જેલમાં મળવા માટે આવેલા. પ્રો. ત્રિવેદીને ત્યા મુકામ થઈ, મહાત્માજીને

ગયા. મહાત્માજીએ સ્વાભાવિક રીતે જ તેમને પૂછ્યું કે ક્યાં ઊતર્યા છો ? તે ભાઈએ કહ્યુ કે પ્રો. ત્રિવેદીને ત્યાં. મહાત્માજી નારાજ થયા. તેને કહ્યું, "એ મીઠા ઝાડનાં મૂળ તમારે ક્યાં સુધી કાઢવાં છે ? તમે પાછા જાઓ તમારો સામાન ત્રિવેદીને ત્યાંથી લઈ બીજે કાંઈ વ્યવસ્થા કરીને પછી જ મને મળવા આવો " તે ભાઈ પાછા આવી ત્રિવેદીસાહેબને ત્યાંથી સામાન ઉપાડવા લાગ્યા અને મહાત્માજીની સાથે જે વાતચીત થઈ તે બધી કહી સંભળાવી. પ્રો. ત્રિવેદીના આગ્રહ છતાં તે ભાઈ તેમને ત્યા રહી શક્યા નહી આ પછી મહાત્માજીને ફરી મળવા ગયા

* * *

પાષાણમા યુ ટી. સી ની કૅમ્પ વિદ્યાર્થીઓને ઉત્તેજન આપવા પ્રો ત્રિવેદી ઘણુખરુ સાંજે વિદ્યાર્થીઓને મળવા જાય જોયુ કે વિદ્યાર્થીઓને કઈ ખાવાની તાલાવેલી લાગી છે તુરત જ ઘેરથી ભજિયા, સેવ, ચેવડા વગેરે ખાવાનુ મગાવ્યુ અને અવારનવાર આ પ્રમાણે વિદ્યાર્થીઓને મોકલે એટલુ જ નહીં પણ તેમની સાથે બેસીને પોતે ફાકડા મારે. તે વખતનો વિદ્યાર્થીઓનો આનંદ અને પરેડનો થાક ઉતારી નાખે એવી મોજ તો જેણે માણી હોય તે જ જાણી શકે.

* * *

પ્રો. ત્રિવેદીનું હસમુખુ મો જોઈને પ્રથમ તો તેમના ઉપર ખિજાયેલો માણસ પણ ઠંડો પડી જાય. તેમના એકના એક પુત્ર ચિ. મનુભાઈ, હાડકાંના ક્ષયના વ્યાધિથી ઘણો વખત પીડાયેલા. તેમની સારવાર વર્ષો સુધી ચાલી. પણ તેમના મુખ ઉપરનુ હાસ્ય કદી કરમાયેલુ જોવામાં આવ્યુ નથી. જાણે ભગવાને આપેલાં સુખદુ ખ હસી કાઢવા જેવાં જ તેમને ન લાગતાં હોય ! મનુભાઈને જોવા મિરજથી ડૉક્ટર આવવાના હોય ત્યારે તેમના ઓળખીતાઓનું એક નાનુ સરખુ જૂથ પોતાની ચિકિત્સા માટે તે ડૉક્ટરને બતાવવા તૈયાર

થઈને જ બેઠું હોય મનુભાઈને તપાસવા કરતાં આ બીજા માણુસોને તપાસવામાં જ ડૉક્ટરને વધારે વખત લાગે અને એ બધાનું બિલ પણ ડૉક્ટરને ત્યાં ત્રિવેદીસાહેબ પાસેથી જાય!

* * *

એમનો પ્રેમ અને દયા ગરીબો પ્રત્યે વિશેષ આકર્ષાતાં. એમના પટાવાળાનો એકનો એક દીકરો મરી ગયો. પટાવાળો ગાંડા જેવો થઈ ગયો; બીમાર પડી ગયો. તેની ખબર કાઢવા, તેને માટે દવા–ખોરાકની વ્યવસ્થા કરવા પ્રો. ત્રિવેદી પટાવાળાની ઓરડીએ જાય. ગાંડો માણુસ કોઈના સમજાવવાથી દવા પણ ન લે. તેને કાબૂમાં રાખવો મુશ્કેલ પણ પ્રો. ત્રિવેદી તેને ત્યાં જાય કે તુરત શાંત! દવા આપે તે પી લે. આમ ઘણો વખત તેમના પટાવાળાની તેમણે ચાકરી કરી હતી.

* * *

પૂનામાં એક સમય એવો હતો કે જ્યારે માંડ એક બે મોટરગાડીઓ હશે. તે વખતે પ્રો. ત્રિવેદી મોટરસાઇકલ રાખે. ડૉક્ટરો પાસે મોટર નહીં એટલે પ્લેગના દરદીઓને પહોંચી વળી ન શકે. પ્રો. ત્રિવેદી પોતાની મોટરસાઇકલની સાઇડકારમાં તે ડૉક્ટરને લઈને આખા ગામમાં ફરે અને દરદીઓની સારવાર કરે. ગરીબ દરદીઓને જોઈતી મદદ કરે. એ પ્લેગમાં લગભગ પૂના ગામ ખાલી થવા આવ્યું સાધનવાળાં બધાં માણુસો પૂના છોડી ગયા. પ્રો. ત્રિવેદી પણ ઘર બંધ કરી ગામ જવા ટાંગામાં બેસી સ્ટેશન તરફ જતા હતા. રસ્તામાં એક બંધ ઘરના ઓટલા ઉપર એક માણુસ પડ્યો પડ્યો બૂમો પાડ્યા કરે. પ્રો. ત્રિવેદીએ ટાંગો થોભાવ્યો. નીચે ઊતરીને જોયું તો માણુસ પ્લેગના તાવથી નરફડે. તેમણે તે દિવસે જવાનું માંડી વાળ્યું. પેલા અજાણ્યા માણુસને માટે યોગ્ય વ્યવસ્થા કરી.

* * *

ઇન્ટર કૉલેજિયેટ ક્રિકેટની મેચ ડેક્કન જિમખાના ઉપર રમાય છે. રમતાં રમતાં બે કૉલેજો વચ્ચે બોલાચાલી થઈ. તેમાંથી મારામારી

થઈ બધી કૉલેજોના પ્રોફેસરો ભેગા થયા, પણ કોઈ મારામારી અટકાવી શક્યુ નહી નિરાશ થયેલા પ્રોફેસરો ત્રિવેદીસાહેબની શોધ કરવા લાગ્યા તેઓ તે દિવસે આવ્યા ન હતા તેમને બોલાવવા માણસો દોડાવ્યા ભાઈ કહે 'હુ મરાઠો છુ મારી કૉલેજનુ અપમાન નહી થવા દઉ હુ મરીશ પણ એને મારીશ' એટલામા પ્રો ત્રિવેદી આવી પહોચ્યા ફર્ગ્યુસનના વિદ્યાર્થીઓ પાસે ગયા તેમને જોતા જ ફર્ગ્યુસનના વિદ્યાર્થીઓ શાંત પડ્યા પણ પેલા મરાઠા વિદ્યાર્થીએ બોલવાનુ ચાલુ રાખ્યુ એની અને પ્રો ત્રિવેદીની આખ મળી 'Lose cheerfully'—બસ, બધે શાન્તિ શાન્તિ શાન્તિ

* * *

બાલકન જી બારીના સચાલકોનો અચાનક પત્ર આવ્યો કે, મુબઈથી બાળકોને લઈને પૂના જોવા આવીએ છીએ લગભગ ત્રણસો છોકરા અને માણસો તેની વ્યવસ્થા પ્રો ત્રિવેદીને કરવાની જગાની શોધાશોધ થઈ એક દિવસમા જ બધી વ્યવસ્થા કરવાની હતી. બીજે કઈ જગા ન મળી ખેતીવાડી કૉલેજમા તે વખતે રજાઓ હતી પ્રિન્સિપાલને મળી, કૉલેજ તેમ જ હૉસ્ટેલના બધા મકાનો ઉપયોગ માટે લીધા મોટી મુશ્કેલી તો બધાને માટે સડાસની વ્યવસ્થા કરવાની હતી ખુલ્લી જગામા ખાઈ ખોદાવી ચાદરો બાધી સડાસ ઊભા કર્યા પરતુ રાતના સમયમા છોકરા ત્યા જતા અચકાય કૉલેજના મકાનમા આવેલા બે સડાસ અને મુતરડીનો અને તેની આસપાસ ઓરડીઓનો ઉકરડા જેવો ઉપયોગ થયો ભગીને બોલાવી આ જગા બરોબર સાફ રાખવાની વ્યવસ્થા થઈ બધુ કામ પતી ગયુ ખર્ચના બિલનો હિસાબ પ્રો ત્રિવેદીને આપ્યો તેમા ભગીને રૂા ૨ આપ્યા તે વાચીને તેમનુ મન બહુ જ નારાજ થયુ તેમણે કહ્યુ કે, બીજી બધી બાબતોમા તમે કરકસરથી કામ કર્યું તેથી ખુશ થયો છુ પરતુ તમે આ ભગીને ફક્ત બે જ રૂપિયા આપ્યા તે સારુ નથી તેમનુ કામ એવુ છે કે તેમને જેટલુ આપીએ

એટલું ઓછું. મેં કહ્યું કે, મેં ભંગીને ખુશ કર્યો છે. તેને જ પૂછ્યું કે, તારે શું જોઈએ છીએ તે માગ એટલે આપું. તેણે રૂ. ૨ બે માગ્યા, મેં આપ્યા ને તે બહુ જ રાજી થઈને લઈ ગયો છે. પરંતુ મારા આ ઉત્તરથી તેમને સંતોષ ન થયો. તેમણે કહ્યું, 'તેનું બિચારાનું માગવાનું કેટલું ગજું? બે રૂપિયા, તેના કામ પ્રમાણે બહુ જ ઓછા ગણાય.' પાછળથી ભંગીને ફરી બોલાવી તેમણે વધારે પૈસા આપ્યા ત્યારે જ તેમને શાંતિ થઈ.

* * *

મોટાં મોટાં કામોમાં પણ નાની નાની બાબતો માટે ખાસ કાળજી રાખતા. બાલકન-જીબારીનાં છોકરાંઓને લઈ જવા બસની વ્યવસ્થા કરવાની હતી. તેને માટે ચિઠ્ઠી લખી. તેમાં 'બસ'ના સ્પેલિંગ વિષે એમને સંશય ગયો. 'Bus' કે 'Buss?' આ એક 's'ને માટે ચોકસાઈ કર્યા પછી જ ચિઠ્ઠી મોકલી. રાતમાં કોઈ છોકરું બીમાર થઈ ગયું. રાતોરાત ડૉ. ભડકમકરને બોલાવવા મોકલ્યા. ડૉક્ટર મળે નહીં. આખી રાત તપાસ ચલાવી તેમને ખોળી કાઢીને લઈ આવ્યા ત્યારે જ જંપ્યા. એક વાર ડૉ. ભડકમકર આવ્યા પછી પૂછવું જ શું? જેમ જેમ બધાને ખબર પડી કે સિદ્ધહસ્ત ડૉક્ટર છે એટલે એક પછી એક ઘણા વિદ્યાર્થીઓ તેમને વીંટળાઈ વળ્યા અને પોતપોતાની વ્યાધિઓનું વર્ણન કરવા માંડ્યા. ડૉક્ટર પણ જવા અધીરા થયા. પણ પ્રો. ત્રિવેદીના સામું જોયા કરે અને તેમની ચિકિત્સા ચાલુ રાખે. આમ બધાને સંતોષ આપીને જઈ શક્યા. કહેવાની જરૂર નથી કે, આ બધાનું બિલ પ્રો. ત્રિવેદીએ જ ભરવું રહ્યું.

* * *

ગોંડલ સ્ટેટના ખેડૂતોને લઈને એક સ્પેશિયલ ટ્રેન હિંદની મુસાફરીએ ઊપડેલી. તેના મુખી એક પટેલ ભાઈનો પત્ર આવ્યો કે, અમે પૂના જોવા એક બે દિવસ ઊતરવાના છીએ. તેમને પૂનાનાં જોવા લાયક સ્થળો જોવાની તેમ જ રહેવા-જમવાની સવડ કરવાની. તે

પણ ખેતીવાડી કૉલેજમાં કરી. ખેડૂતો છે માટે તેમને યાદ રહી જાય એવી શી ભેટ આપવી તેનો વિચાર કરી, ગણેશ ગાર્ડનમાંથી જુદી જુદી જાતની કલમો ખરીદી, દરેકને ઘેર વાવવા સહીસલામત ઘેર પહોંચે તે પ્રમાણે પેક કરી બધાને તે કલમો ભેટ આપી. આ બધી વ્યવસ્થાથી તે લગભગ બસો ખેડૂત ભાઈઓ બહુ જ ખુશ થયા અને આને લઈને પ્રો. ત્રિવેદી તેમ જ બંધુસમાજનું નામ કાઠિયાવાડમાં ઘણુ પ્રસર્યું.

* * *

પૂનામાં પહેલવહેલુ ખેતીવાડીનુ મોટામા મોટુ પ્રદર્શન ભરાયું આખા મુંબાઈ ઇલાકામાથી ખેડૂતોને જોવા મોકલવાની સરકાર તરફથી વ્યવસ્થા થઈ કાઠિયાવાડ અને ગુજરાતનાં દેશી રાજ્યોએ પણ ખેડૂતોને જોવા મોકલવાની વ્યવસ્થા કરી હતી. પરંતુ આ બધાને પૂનામાં રહેવા-જમવાની સરકાર તરફથી કંઈ વ્યવસ્થા થઈ ન હતી પ્રો ત્રિવેદી અને બધુસમાજ ઉપર ચારે કોરથી રહેવા જમવાની વ્યવસ્થા કરવા માટે પત્રો આવવા માંડ્યા. આ પ્રદર્શન ખેતીવાડી કૉલેજમાં ભરાયેલ, તેથી કૉલેજમાં જગ્યા મળે એમ ન હતુ. વળી રહેવા જમવાની વ્યવસ્થા પણ જેમ બને તેમ કૉલેજની નજીકમાં જ કરવી રહી. તે વખતે 'વાડેકર ક્વાર્ટર્સ' બંધુસમાજની હૉસ્ટેલ તરીકે ભાડે રાખવામાં આવ્યુ હતું. તેમાં તેમ જ તેની પાસેના 'લલ્લુભાઈ ક્વાર્ટર્સ'માં રહેવાની સગવડ કરી. ગામમાંથી ગુજરાતી રસોઇયાને બોલાવી, બે વખત બધાને જમાડવાની ગોઠવણ કરી. તેમાં સવાર સાંજ શું શું આપવું અને રોજનો ઓછામાં ઓછો શો ચાર્જ લે તેની વિગતો નક્કી કરી. આ વિગતો પ્રમાણે સારો ખોરાક ખેડૂતો-ને મળે છે કે નહીં તેની ચોકસાઈ કરવા પ્રો. ત્રિવેદી અચાનક આવી ચડતા. ખેડૂતોનો એવો સખત મારો કે તેમને ખવડાવીને મહારાજ થાકી જતા. શહેરના ઘરાક કરતાં આ ખેડૂતોનો ખોરાક ચાર-પાંચ ગણો થશે તેનો ખ્યાલ 'મહારાજને' કૉન્ટ્રેક્ટ કરતી વખતે ન રહ્યો.

'મહારાજ' કંટાળ્યા, પણ પ્રો. ત્રિવેદીએ તેમને આશ્વાસન આપ્યું કે, તમારી મૂંઝવણ હુ સમજું છું અને કૉન્ટ્રેક્ટ ઉપર ચવારાની બક્ષિસ આપી મહારાજને ખુશ કર્યા. આ વ્યવસ્થાથી જોવા આવનાર ખેડૂતો બહુ જ ખુશી થયા. ઉપકારના બદલામાં કેટલાક ખેડૂતો કહેતા, "અહો, તમે તો અમારુ બહુ હાચવ્યુ. અમે ઘેર જઈને અમારા મહારાજ સાહેબને વાત કરશું ને દુલારો રીઝશે તો ન્યાલ કરી દેશે." આવી વાતોથી અમને બહુ ગમ્મત પડતી અને આ ગમ્મતમાં આખા દિવસના કામનો થાક ઊતરી જતો.

* * *

પ્રો. ત્રિવેદી સાથે કામ કરવું એટલે સેવાભાવની આદર્શ તાલીમ મેળવવી ત્યાં માણસના વ્યક્તિગત અહમને સ્થાન નહીં; સમાજના સભ્યોનાં મહેણાંટાણાં પણ સહર્ષ સ્વીકારી સેવાની ભાવનાથી જ કામ કરવું જોઈએ.

એક ભાઈના વિદાયમાનમાં મેળાવડો ગોઠવેલો. કરકસર માટે એમ કરેલું કે, છોકરાંઓને જ પેંડા આપવા અને મોટાઓને શેલડીનો રસ આપવો. એક ભાઈ આ પ્રમાણે પેંડા વહેંચતા હતા. એક છોકરાની માએ પેંડા લેવા હાથ ધર્યો. તેમને કહ્યું કે પેંડા તો ફક્ત છોકરાંઓને જ આપવાના છે પણ બાઈને સંતોષ ન થયો. એક બાઈને પેંડા આપતા ખૂટે તેમ ન હતુ. અને એકને આપે તો બધાને આપવા પડે, તેથી બાઈને પેંડા ન આપ્યા બાઈએ જોરથી બોલવા માંડ્યું કે, 'સભ્ય કરવા બે રૂપિયા લઈ જવા સારા લાગે છે, પણ પેંડા આપતાં ચૂંક આવે છે.' પેંડા વહેંચનારનાં સગાં પણ સાથે જ બેઠાં હતાં. તેમને થયુ કે સવારસાંજ વખત કાઢી સમાજનુ કામ કરવા રખડવું ને ઉપરથી લોકોનું સાંભળવું પણ વાત ત્યાંથી જ અટકી. પ્રો. ત્રિવેદીના સેવામંત્રે અજબ કામ કર્યું. 'સમાજસેવાના કામમાં વ્યક્તિના અહમને સ્થાન નથી.' અને તે બાઈનાં વાક્યો પણ આનંદથી વધાવી હસતાં મોંએ તે ભાઈએ કામ ચાલ્યું રાખ્યુ. આ

સહનશીલતાની કેળવણી તે ભાઈને બહુ જ ઉપયોગી નીવડી. તેમને જ્યારે ગામડાંમાં ખેડૂતોની વચ્ચે કામ કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે, લોકોની ગાળો ખાઈને પણ કામ કરવાની ટેવને લઈને, જે કામ ખાતાના નિયામકથી પણ થઈ શક્યું ન હતું, તે કામ તેમણે કરી બતાવ્યું અને અંતે ખેડૂતોનો પ્રેમ મેળવ્યો.

* * *

સ્વ. પ્રો. ત્રિવેદીની શિક્ષણપદ્ધતિ વિશિષ્ટ પ્રકારની હતી. એમની પાસે ભણવાનું સૌભાગ્ય મને પ્રાપ્ત થયેલું. એ વાતને અત્યારે પચીસ વર્ષ ઉપરાંત વહી ગયાં છતાં તેમના શિક્ષણ પ્રસંગો હજી મારી દૃષ્ટિ આગળ તરી રહ્યા છે. તેમની લાક્ષણિક શૈલી હજી પણ વિસારે પડતી નથી. તેમના પહેલા જ પ્રવચન ઉપરથી મારા મન ઉપર એવી છાપ પડેલી કે, પ્રો. ત્રિવેદીને ગોખણપટ્ટીથી થતા અભ્યાસ તરફ નફરત હતી. પોતે પદાર્થવિજ્ઞાન, ગણિત અને એન્જિનિયરિંગના વિષયો અમને શીખવતા. સાધારણ રીતે શુષ્ક ગણાતા વિષયોને પણ તેઓ રસપ્રદ બનાવતા. દરેક વિષયની વ્યાવહારિક ઉપયોગિતા સમજાવવા માટે, સિદ્ધાંત સમજાવતી વખતે, તે તે સિદ્ધાંતને અનુલક્ષિત વ્યવહારનાં કાર્યો તેઓ એવી તો સરસ રીતે સમજાવતા કે, તે સિદ્ધાંત સહેલાઈથી સમજી શકાય અને તેની ઉપયોગિતા ઉપર જ આપણું મન કેન્દ્રિત થાય.

ફિઝિક્સનાં વર્કિંગ મૉડેલ્સ, વૈજ્ઞાનિક રમકડાં વગેરે પ્રથમ બતાવીને પછી સિદ્ધાંત સમજાવે. સિદ્ધાંત સમજાવ્યા પછી તેને લગતાં મૉડેલ્સ, રમકડાં વગેરે લાઈનબંધ ગોઠવી, તેમાં કયો સિદ્ધાંત રહેલો છે, તે વાત વિદ્યાર્થી પાસે જ કહાવે. વળી આ સિદ્ધાંતને લગતી રસપ્રદ વાતો જુદાં જુદાં પુસ્તકોમાંથી વાંચી સંભળાવે. તે ઉપરથી તેમનું વાચન કેટલું વિશાળ હતું તેનો સહેજે ખ્યાલ આવી શકે. હજી પણ મને યાદ છે કે, આર્કિમિડીઝનો સિદ્ધાંત સમજાવતી વખતે સાપેક્ષ ઘનત્વ (specific gravity) વિષે સમજાવતાં આર્કિમિડીઝને તે કેવી રીતે સૂઝી આવ્યું તે વાત રસપૂર્વક વાંચી સંભળાવી હતી.

ક્લાઇમેટોલૉજી (આબોહવાની વિદ્યા) મા ઝાકળ વિષે શીખવતા તેનો ખેતી સાથેનો સબધ શિખવાડવા ઉપરાંત તેના રીડિગ્સના બીજા પણ મહત્ત્વના ઉપયોગ છે તે સમજાવતા તેમણે કોર્ટમા ચાલેલો એક કિસ્સો કહી બતાવ્યો હતો તે હજી પણ ભૂલ્યો નથી એક ખૂનીના કેસમા એવી સાક્ષી પુરાઈ કે, સાક્ષીઓએ તેને ખૂન કરતો અમુક દિવસે અમુક વખતે નજરે જોયો હતો બધાને લાગ્યુ કે, તે માણસ ખૂની છે અને તેને ફાસીની સજા થશે સાક્ષીઓએ કહેલુ કે, પોતે ઊભા હતા ત્યાથી વીસ પચીસ કદમ છેટે તેમણે તે ખૂન થતુ જોયુ હતુ અહી વેધશાળાના આકડા કહેવાતા ખૂનીની મદદે આવ્યા જે દિવસે અને જે સમયે ખૂન થયુ હતુ તે દિવસે એટલુ બધુ ધુમ્મસ હતુ કે કોઈ પણ માણસ પોતાનાથી પાચ ફૂટ છેટે પણ શુ થાય છે તે બિલકુલ જોઈ શકે નહી આ ઉપરથી સિદ્ધ થયુ કે સાક્ષી જૂઠી હતી મનાતો

second ' શા માટે ? તે વાત એવી સરસ રીતે સમજાવી કે જિંદગી મા કદી ભુલાય જ નહી Per second જે બીજી વાર બોલાય છે તેનો અર્થ every second થાય એટલે પાણીનો એક ઘનફૂટનો પ્રવાહ દરેક સેકન્ડે ચાલ્યા કરે અને તે એ જ પ્રમાણે ૨૪ કલાક સુધીમા દરેક સેકન્ડે થભ્યા વિના ચાલ્યા કરે તે એક ક્યુસેક કહેવાય દર સેકન્ડે એક ઘનફૂટ પ્રવાહ ફક્ત એક ક્લાક સુધી કે દસ કલાક સુધી ચાલે ને પછી બધ પડે તો તે ક્યુસેક ન કહેવાય પરતુ અખડિત રીતે ચોવીસે કલાક ચાલે તો જ તે ક્યુસેક કહેવાય Per second, per second એટલે per second, every second without a stop માટે per second per second એ વખત બોલાય છે

જમીનના જતન (Soil Conservation) વિષે સમજાવવા માટે તે અગેની દરતમા જે જે સ્થિતિ જોવામા આવે છે તેના જમીન ઉપર નમૂના બનાવી, એક બાજુથી પાણી રેડી તેની જમીનના ધોવાણ ઉપર કેવી અસર થાય છે અને તેને કેવી રીતે અટકાવી શકાય છે, તે આબેહૂબ કરી બતાવતા

કેટલાક અઘરા વિષયો જ્યારે તે સમજાવતા ત્યારે તેમની આખો મિચાઈ જતી એવી સરળ ભાષા તેમના મુખમાથી સરી પડતી કે જાણે પોતે વિષય સાથે ઓતપ્રોત થઈ ગયા છે અને આવી સ્થિતિમા કેટલીક વખતે, તેમના શબ્દો કરતા તેમના હાવભાવથી જ તે અઘરો વિષય સમજાઈ જતો

દરેક વિષયની વ્યાવહારિક ઉપયોગિતા બતાવવી એ એમની શિક્ષણ પદ્ધતિની ખાસિયત હતી

૩–૧૦–'૫૧ કા૦ મ૦ શાહ

## "કેવળ પરોપકારી"

અધ્યાપક જયશંકર ત્રિવેદીની સાથે મારો સંબંધ ઘણાં વર્ષનો કહી શકું. એ બધાં વર્ષોમાં એમને મેં કેવળ પરોપકારી તરીકે જ ઓળખ્યા હતા. અને એમણે પરોપકાર કરતાં પોતે કોઈ દિવસ નામના કાઢવાનો ખ્યાલ સરખો નહોતો રાખ્યો. એ મૂક સેવક હતા. એનું ઘર ધર્મશાળા થઈ પડ્યું હતું.

મહાબળેશ્વર (સહી) મો૦ ક૦ ગાંધી
૩૦-૪-'૪૫

## १
# स्वर्गीय प्रो० त्रिवेदीसाहब

निःस्पृह सेवा, अुज्ज्वल चारित्र्य, अुदारता और प्रसन्नताकी मूर्तिका दर्शन किसे आह्लादित न करेगा ? अैसी अेक विभूतिके केवल दर्शन ही नहीं, किन्तु निकट सत्संगका सौभाग्य मुझे करीब बीस बरस तक मिलता रहा। मैं अपने जीवनका यह अेक बड़ा ही सौभाग्य मानता हूँ कि प्रोफेसर त्रिवेदीसाहब मुझे अपना अेक आत्मीय समझते थे। बाहरी तौर पर मैं अुनका मित्र था, लेकिन हृदयसे मैं अुनका पुजारी था। अुनका घर मेरे जैसे कवियोंको अपने ही घरके समान हो गया था।

प्रो० त्रिवेदीसे मेरा प्रथम परिचय पूनामें हुआ। वहींके अॅग्रिकल्चरल कॉलेजमें वे प्राध्यापक थे। जब कभी मैं पूना जाता, तब अुन्हींके घरपर ठहरता था। महीनों तक लगातार अुनके यहाँ मैं ठहरा हूँ। प्रो० त्रिवेदीकी वाणीमें या आचरणमें मैंने हमेशा अुदारताके ही दर्शन किये हैं। बीस बरसके परिचयमें अेक भी क्षण मैंने अैसा नहीं पाया जब अुनकी आर्यतामें तनिक भी कमी दिखायी दी हो। निरपेक्ष सेवा अुनका जीवनव्रत था। सारा दिन कुछ-न-कुछ सेवाका काम करते हुअे भी वे कभी थके हुअे या व्यग्रसे नहीं दीख पड़े।

सत्याग्रहके दिनोंमें जब लोग जेल जाते थे, तब सरकारी कॉलेजके प्रोफेसर होते हुअे भी त्रिवेदीसाहब जेलपर जाकर राजनैतिक कैदियोंको किताबें और आवश्यक चीजें दे आते थे। जब किसी सरकारी अफसरने त्रिवेदीसाहबसे शिकायत की कि आप राजनैतिक लोगोंको अपने घरपर कैसे मेहमान रखते हैं, तब त्रिवेदीसाहबने सीधा

जवाब दे दिया कि, "मैं गृहस्थाश्रमी हूँ। मेरे घरपर आनेवाले किसी भी मित्रका स्वागत मैं न करूँ, तो मुझे अपने जीवनके प्रति तिरस्कार और धिक्कार पैदा होगा। मेरे घरपर सब तरहके मेहमान आयेंगे और मैं आदरके साथ अुनका स्वागत करूँगा।"

कहते हैं कि त्रिवेदीसाहबके प्रिन्सिपलने सरकारको लिखा था कि, "श्री० त्रिवेदीका मेरे विद्यार्थियों पर अितना अच्छा प्रभाव है, और अुनके कारण विद्यार्थी अैसे सच्छील बने हैं कि अुनके बिना मैं अपना कॉलेज भी शायद नहीं चला सकूंगा।"

त्रिवेदीसाहबका देहान्त वर्धामें तारीख २ मअी, १९४१ को हुआ। अपने जीवनके अन्तिम दिन महात्माजीके सान्निध्यमें व्यतीत कर सकनेसे अुनके चेहरेपर बडी ही प्रसन्नता दिखाअी देती थी। जब किसीने मुझसे पूछा कि त्रिवेदीसाहबको क्या हुआ था, तब मैंने कहा कि 'निमित्त-कारण कुछ भी हुआ हो, अुन्होंने अपनी सारी शक्ति सेवामें ही लगायी थी, अन्तमें जब शरीरकी तमाम शक्ति काममें आ गयी, कुछ भी बाकी नहीं रही, तब अुन्होंने अपनी देह छोड दी। जैसे किसी घडीकी चाबी खतम होती है और घडी रुक जाती है, अुसी तरह अुनका जीवन रुक गया। बादल अपना पानी देकर, आखिरी बूंद तक शक्ति-सर्वस्वका दान करके, आकाशमें चला गया।"

अगर स्वर्गीय शब्द किसीके नामके साथ अन्वर्थक हो सकता है, तो आज वह प्राध्यापक जयशंकर पीताम्बर त्रिवेदीजीके नामके साथ चरितार्थ हुआ है। अपने सम्पर्कमें आनेवाले जिन असंख्य लोगोंके जीवनको अपने जीवन द्वारा अुन्होंने अुन्नत किया, अुन सबोंकी कृतज्ञता और श्रद्धांजलि ही अैसे पुण्य पुरुषोंका सच्चा श्राद्ध है।

(मअी, १९४१के 'सबकी बोली'मेंसे) काका कालेलकर

## ૨

# જે. પી. ત્રિ. નું અવસાન

[પૃથ્વી સૉનેટ]

ભર્યો ભવ તરંગમાળ સમ દુઃખદુઃખાકૃતિ
અસંખ્ય અવિરામ એક પર એકની સળંગીએ,
અથોભ્ય દુઃખવીચિએ મડી ડૂબત ઝૂઝત, ને
બહુ બળ જમાવી હામી ઉગરત એ ઝૂઝણે,
અરે ડૂબી જતા જતા વળી બચી જતો જીવ, એ
લહે દુઃખપ્રસારને અસહ, તે ન શું કુદરતી?

અનેકવિધ એ તરંગકુળના મહાલોઢ વા,
કિશોરવયનો પ્રેમ વા મધવયે મહેચ્છાળ વા,
સ્મરે સ્વપ્ન વૃદ્ધને દુઃખપ્રસાર જુદા જ ને
ચડે ફરી ચડે સદા, ડૂબનના ધમે એહને,
મુરાદ અધૂરી અનેક જાડી એ શુભદપદ સાધવા
ઉપાડ સપરાણુ વૃદ્ધ કરતો, યમ ત્યાહ તો
હરે અહહ મોંઘતી સુહૃદ કો પુરાણો, અને
હણી ઉગમ એમ એ હણત વૃદ્ધને જીવતો! ૧૪

ગઈ કે તેની અસરથી ભર જુવાનીનો વેગ પણ મદ પડ્યા વગર ન રહે આવા પ્રતિકૂળ પાત્રની નાળિયેર જેવી કાચલી પણ તમારા કોમળ ઉમંગી ઉદાર સૌજન્યને બહાર ને બહાર રાખી ન શકી. એટલું જ નહીં પણ આ દશ વર્ષમાં તમે આ હૃદયના ઊંડામાં ઊંડા મર્મમાં વ્યાપી ગયા છો, અને એ ખાઉરુ તમારા ધીંગા સ્નેહસાંહાની મધુરતાને, ઉત્તરોત્તર વધારે જ ચૂસતુ જાય છે, તો તેની એક લૂખી નોંધ લેખે આ સંગ્રહ તમને જ અર્પણ થાય છે

ઈશ્વિર તમારા અનેકાનેક ગુણોત્કર્ષનો લાભ ગુજરાતને અપાવો.

૨૩ ઑક્ટોબર, ૧૯૨૩ લિ. સ્નેહાધીન

**બળવંતરાય કલ્યાણરાય**
ઠાકોરના સલામ

૩

## સ્વ. પ્રોફેસર ત્રિવેદી

સ્વ પ્રોફેસર ત્રિવેદીના જીવન વિષે બે શબ્દ લખવાની તક મળતાં મને આનંદ થાય છે ૧૯૩૦-૩૨ની લડત પ્રસગે જેલ જઈ આવેલાં ભાઈબહેનો એમની મહેમાનગીરી અને સેવાભાવનાને કારણે એમને ખાસ ઓળખતા થયાં મારો એમનો પરિચય ૧૯૨૫થી હતો. ગયા જમાનામાં એક સરકારી નોકર રહેવા છતાં તેમણે સ્વમાનભરી રીતે રાષ્ટ્રીય કાર્યમા મોટો હિસ્સો આપ્યો છે પોતાનુ રોજનું કામ સરળતા-પૂર્વક કરતા રહી આવી રીતે તે જમાનામાં ખાદીનો આગ્રહ રાખી સત્યાગ્રહીઓની સરભરા કરવાની હિંમત પ્રશંસનીય જ છે. કોઈ પણ જાતના બદલાની કે પ્રશસાની આશા રાખ્યા વિના એમણે નાનાં મોટાં સૌની સેવા કરી અને તેમાં પોતાની કમાણીનો મોટો હિસ્સો આપતા રહ્યા.

જીવનની સમાપ્તિની આગળ એમણે ગુજરાતને એક ઉપયોગી સસ્થા ઊભી કરવામાં સારી મદદ કરી હતી આણંદની એગ્રિકલ્ચરલ

૨,નની સ્થાપનામાં એમની મહેનત ઘણી હતી આજે એ ૨,ન મહા વિદ્યાલયમા રૂપાતર પામી છે

ત્રિ ત્રિવેદીનુ જીવન આપણા સૌને માટે નમૂનારૂપ અને બોધપ્ર. નીવડો એ જ પ્રાર્થના

મોરારજી દેસાઈ

## ૪

## ગૃહસ્થ-યોગના આદર્શ સાધક

જેઓ મુરબ્બીશ્રી ત્રિવેદીસાહેબના સમ્પર્કમા આવ્યા હશે—અને ગુજરાતના જાહેરજીવનમા અનેકવિધ કામો કરનારામાથી કોણ નહી આવ્યુ હોય?—તેમને એ કલ્પના પણ મુશ્કેલી પડશે કે ત્રિવેદી સાહેબે ગયા માસની શરૂઆતમા વર્ધા મુકામે દેહ છોડયો છે એમના સસર્ગમા આવવુ એટલે એક ખુશમિજાજ, દિલદાર અને પ્રેમાળ તથા પરમ સસ્કારી પુરુષની સુવાસ માણવી, એટલુ જ નહી, પણ એ કેળવણીધામમા—સસ્કારધામમા પહોચવુ સૌજન્યતા, સુશીલતા જ્ઞાન અને સસ્કારિતાના સમેલનમા અનાયાસે ભાગ લેવો વિરલ લોક જ આવો સગવ્હાવો આપી શકે છે

ત્રિવેદીસાહેબ ૫૫ વર્ષની ઉમરે ગયા, એ એમને માટે અને ગુજરાતને માટે ટૂકી મુદ્દત ગણાય જેવી અજાતશત્રુતા, બહુશ્રુતતા મિનાસારપણુ, અને બુદ્ધિની તીક્ષ્ણતા તથા મનુષ્યપારખ અને આકલન-શક્તિ એમની હતી તે જોતા, એમની પાસેથી તો ગુજરાત અને રાષ્ટ્ર ઘણુ બધુ પામી શકત પરતુ શુ કરાય? કહે છે કે, અહી જેમની જરૂર હોય છે, તેમની જરૂર દેવોને પણ હોય છે ત્રિવેદીસાહેબ એ દેવપુરુષ હતા

આજકાલ કરતા એમની સાથેના મારા પ્રથમ પરિચયને ૨૧ વર્ષ થઈ ગયા. આજે જ્યારે તે નથી, ત્યારે એનો વિચાર કરું છું, તો મને એમના જીવનની એક છાપ પ્રથમ ધ્યાન ઉપર આવે છે: તે આદર્શ હિંદુ ગૃહસ્થ હતા. અને હિંદુ ગાર્હસ્થ્યના આદર્શમાં કયો ગુણ ખૂટે છે? સમાજ-જીવનના વટવૃક્ષ સમો એ આદર્શ ત્રિવેદીસાહેબના જીવનમાં ઊતરેલો જોઈને એક વાર તો હિંદુ ધર્મનેય નવેસર મૂલવવાની દૃષ્ટિ મળે છે. ગાર્હસ્થ્ય એ કાંઈ ભોગ નથી, પરંતુ જીવન-સાધનાનું એક અતિ સમર્થ સોપાન છે, એ હિંદુ દાવાના એ દૃષ્ટાંત છે. ગૃહસ્થાશ્રમાં દાખલ થનારને આર્ય આદેશ એવો છે કે — 'आचार्यदेवो भव, पितृदेवो भव, मातृदेवो भव, अतिथिदेवो भव.' ત્રિવેદીસાહેબના જીવનમાં આ આદેશ ભરપૂર ઊતરેલો હતો; એ આદેશપાલનમાં શી શક્તિ છે, એ ત્રિવેદીસાહેબે બતાવી, ગૃહસ્થાશ્રમની અનુપમ સાધક શક્તિમાં શ્રદ્ધા ઉત્પન્ન કરી છે. સત્ય અને ભલાઈમાં તેમની અતૂટ શ્રદ્ધાએ કરીને એમણે જેવું આચાર્યોનું જ્ઞાનતર્પણ કર્યું છે, એવું પંડિતોએય નથી કર્યું. તેમનો કુટુંબપ્રેમ, ગુરુજનો પ્રતિ આદર, વાત્સલ્ય, અને માનવ-પ્રેમના દાખલા તો ગણાય નહીં એટલા મળે એમ છે. એ એક વિરલ ગુજરાતી હતા. એમનામાં હિંદુ ગૃહસ્થતાનો આદર્શ પૂર્ણપણે ખીલેલો જોવા મળતો હતો. ગુજરાતે એમનું સ્મરણ મઘરવું ઘટે. આશા રાખીએ કે, કોઈ સમર્થ પુરુષને હાથે આ વિરલ જીવનનો વારસો સંઘરાઈ, ગુજરાતને મળે. સદ્ગતના કુટુંબીજનોના અપાર દુઃખમાં ગુજરાતનાં અનેક સ્ત્રીપુરુષો સહભાગી છે. પ્રભુ આ દુઃખ સહવા સૌને બળ આપો અને સદ્ગતના આત્માને નિજધામમાં શાંતિ બક્ષો.

('શિક્ષણ અને સાહિત્ય', જૂન, ૧૯૪૧) મગનભાઈ દેસાઈ

५

# J P TRIVEDI

On May 2 of this year Mr J P Trivedi L C E who was for many years Professor of Agricultural Engineering, Physics and Mathematics of the Poona Agricultural College passed away at the age of 55 At the time of his death he was in charge of the newly started Anand Agricultural Institute (in the Bombay Province) which he had taken over in January 1940

Prof Trivedi came to the College of Agriculture Poona on 26 August 1919 from the Public Works Department, in which he had been an engineer with considerable experience of both the civil engineering and the irrigation sides He made the teaching of his subjects bright, interesting and practical and had a great share in the several remodellings of the Agricultural College course which took place during his association with the College

Amongst students he was at all times a tremendous influence for good For a long time he was a Commissioner of the Boy Scouts and it was due to him that a troop of Rover Scouts existed at the College of Agriculture He was largely responsible for the inception and organization of the Poona Inter-Collegiate Sports (a big annual event of the Olympic type) of which he was Secretary for the first two years His generosity was of

the most open-handed kind. He will be long remembered by Poona students.

(*Indian Farming*, Vol. II, No. 11, 1941).

(Dr.) William Burns*

## ૬

## પુણ્યપુરુષ ત્રિવેદીનું અવસાન

પૂનાની ખેતીવાડી કૉલેજના પ્રોફેસર જે. પી. ત્રિવેદીનું નામ સમસ્ત ગુજરાતમાં પ્રખ્યાત છે. એ પ્રોફેસર જયશંકર ધોળકાના શ્રીમાળી બ્રાહ્મણ. એમના પિતા પીતાંબર જોષી વડોદરા રાજ્યમાં ચીફ એકાઉન્ટન્ટ હતા અને એમના કાકા મૂળશંકર જોષી એ જ રાજ્યમાં નાયબ સૂબા હતા. ઈ. સ. ૧૯૦૮માં એ પૂના કૉલેજની એલ. સી. ઈની પરીક્ષામાં બીજે નંબરે પાસ થવાથી સરકાર તેમને નોકરી આપવા બંધાયેલી હતી અને તેથી તેમને ઇજનેરી ખાતામાં નોકરી આપી પણ ખરી. પણ એ ખાતાની લાંચરુશવતની બદીથી એ શુદ્ધ અને સરળ આત્મા હતાશ થઈ ગયો અને એ નોકરી છોડી દઈ ઈ. સ. ૧૯૧૯–૨૦માં પૂના ખેતીવાડી કૉલેજમાં એ એંજિનિયરિંગના પ્રોફેસર નિમાયા. વચ્ચે ૧૯૨૯માં એક વર્ષ ભાવનગરમાં ઇજનેર તરીકે જઈ આવેલા. ત્યાર પછી ગઈ સાલ ૧૯૪૦ના જાન્યુઆરીમાં આણંદના ઇન્સ્ટિટ્યૂટ ઑફ એગ્રિકલ્ચરના સંચાલક તરીકે નિમાયા. એ ઇન્સ્ટિટ્યૂટની ઉન્નતિને

* Dr. William Burns was Principal of the College of Agriculture, Poona; Director of Agri. B. P., Agricultural Commissioner with the Government of India and Vice-Chairman of the Imperial Council of Agri. Research, New Delhi, at the time of his retirement. He was a close friend of Prof. Trivedi.

## ૭

# જયશંકરભાઈ ત્રિવેદી

મૃત્યુએ આપણી પાસેથી જયશંકરભાઈ ત્રિવેદી નામની કોઈ એક વ્યક્તિને નહીં, પણ એક જીવતી સંસ્થાને, એક દેહધારી ભાવનાને, ગુજરાતીપણાના એક નિર્મળ અને પરિપૂર્ણ આદર્શને ખૂંચવી લીધેલ છે

નિવૃત્ત એન્જિનિયર, સરકારી અધિકારી, પૂનાની ખેતીવાડી કૉલેજના અધ્યાપક, સ્કાઉટ સંસ્થાના ઉચ્ચ હોદ્દાધારી, અને ગાંધીજીના સિદ્ધાંતોને જીવનમાં અણુપરમાણુઓમાં ઉતારી ચૂકેલા શ્રી જયશંકરભાઈ ત્રિવેદીનાં એક એક સ્મરણ અંતરને અશ્રુએ ભરે છે ને પખાળી પાવન કરે છે જયશંકરભાઈ મરવા જેવડા નહોતા પણ પ્રભુના લાડકાને પ્રભુ વહેલું મોત મોકલે છે એમ જે કહેવાય છે એ સાચું હશે!

* * *

જીવનના સુસંગત કે અસંગત સર્વ સ્વધર્મોને પોતાની આત્માની સાખે પોતાના સંસારમાં પૂર્ણ સુમેળ બેસરાવતો આ પુરુષ ગુજરાતના ગૃહસ્થાશ્રમધર્મને એક એવો આદર્શ દેખાડી ગયેલ છે કે જે ગુજરાતના લખાતા નહીં પણ અણલખ્યા ઇતિહાસમાં અંકિત રહેશે ગૃહસ્થાશ્રમો શરણે આવીને સાધુના — કોઈ તપોવનમાંથી પાછી વળીને — એને ગળે અશ્રુપાત કરી રહી હતી કોઈ ગવૈયાના વાદ્ય પર પૂરેપૂરી મિલાવટ ન પામી શકેલા સૂરોએ જાણે આ ગુજરાતી પુરુષના જીવનવાદ્યમાં આવીને વાસો કર્યો હતો

આ પત્રના તંત્રી (એટલે કે શ્રી ઝવેરચંદ મેઘાણી) જેવા તો કહેતા : પ્રો. ત્રિવેદીસાહેબ એક તીર્થધામ હતા યુવાનોના આદર્શમૂર્તિ, સમવયસ્કોના સ્નેહધામ, જાણ્યા અજાણ્યા હરકોઈના માર્ગદર્શક અને

જેમ નત્ર ઘસાય તેમ તેમ નત્ર મટે દેનાર ન્દન ।। શ્રી જય ।। ભાગિની સતમૂતિ રી આ ભનાટનીમા ભાગતાની નથી એ વિચાર અતર બોધ કે એમના પુત્રી અને નત્નોની વિયોગવ્યથામા અમારુ પગ ર સ્થાન ) એની ગતિ નો પ્રશ્ને ઓટે જ દો માન એણે પા ગ ગૃ ની પૃથ્વું ગુજરાતીનની ભાવના જ આજે તે વિધવા બની રોતી હશે

( નવામ ૮-૫-૪૧ ) ઝવેરચદ મેઘાણી

## ૮

## દાનવીર જયશકરભાઈ

विद्या विवादाय धन मदाय
शक्ति परेषा परिपीडनाय ।
खलस्य साधाविपरीतमतद
ज्ञानाय दानाय च रक्षणाय ।।

વિદ્યા વિવાદ માટે ધન મદ માટે
શક્તિ બીજાઓને દુ ખ આ માટે—
આ ખલપુરુષ માટે છે સાધુને
માટે એથી ઊલટુ છે એ અનક્રમે
જ્ઞાન માટે દાન માટે અને રક્ષણ માટે ?

જયશકરભાઈને સૌથી મોટો ગુણ એમની દાનવૃત્તિ હતો ધન દાન વડે જ પવિત્ર બને કે એ ભાગવતકારનુ વચન એમણે અન્તરના ઊડાણમા ઉડે પડમા ઉતાર્યું હતુ આ ગુણ એમને પિતા પાસેથી મળ્યો હતો પરતુ સાથે સાથે પોતે એને જીવનમા વિકસાવ્યો હતો સ્વપર કુટુમ્બીજનોને જ નહી પરતુ જ્ઞાતઅજ્ઞાત અનેક મનુષ્યોને એમની ઉદાર વૃત્તિનો લાભ મળતો એમનુ આતિથ્ય ભાવભર્યું અને આદર્શમય

હતુ. 'અતિથિને દેવ સમાન જાણુ' એ આપણી પ્રાચીન ભાવના એમની રગેરગમાં ભરેલી હતી અને જીવનમાં ક્ષણે ક્ષણે મૂર્તિમંત થતી હતી. એમનુ ગૃહ અનેકને માટે અતિથિગૃહ હતુ અને સર્વ પ્રકારના અતિથિઓ માટે એમને સમાન ભાવ હતો. મહેમાન જે કાર્ય માટે પોતાને ઘરે ઊતર્યો હોય તેનુ તે કાર્ય પોતે પૂરા સમભાવથી સમજી લેતા અને એની સિદ્ધિમાં તન મન અને ધનથી સહાયક થતા આમ પારકાની પીડા જાણી એના ઉપર ઉપકાર કરતા અને લેશ પણ અભિમાન મનમાં આણતા નહીં. આવા પરોપકારપરાયણ 'વૈષ્ણવ જન' પોતે હતા. એમની આ ઉદારવૃત્તિના મૂળમાં સેવાની ભાવના ભરપૂર હતી. કોઈકની સેવા કરવી પરંતુ કોઈ પાસેથી સેવા લેવી નહીં એ એમનો નિર્ધાર હતો. અવસાન પહેલાં બે ત્રણ વર્ષ ઉપર આ લેખકને એમણે કહ્યું હતુ કે, ઘડપણ આવે અને સર્વ શક્તિઓ ક્ષીણ થાય અને બીજાઓની સેવા ઉપર જીવવું પડે એ સ્થિતિ ન આવે તો સારું. શક્તિહીન થયા પહેલાં આ સંસારમાંથી ચાલી નીકળવું એમને ઇષ્ટ હતુ. અને બન્યુ પણ એમની ઇચ્છા પ્રમાણે લોકકલ્યાણનાં અનેક કાર્યો કરતાં કરતાં એ ચાલ્યા ગયા! વર્ધામાં મૃત્યુશય્યામાં પડ્યા પડ્યા પણ થરથરતે હાથે એક સેવાકાર્યની સંસ્થા માટે ચેક લખ્યો અને જીવનની લગભગ અંતિમ ક્ષણો સુધી દાન આપી હાથ હાર્યો. ગાંધીજીએ જયશંકરભાઈના સ્વર્ગારોહણ પછી તુરત જ એમના વારસોને એમની દાનપરંપરા જાગતી રાખવાનો જે ઉપદેશ આપ્યો તે સર્વથા યોગ્ય જ છે આપણે સર્વે આ જીવનમાંથી પ્રેરણા લઈએ એવુ એ મહાન છે.

રતિલાલ મોહનલાલ ત્રિવેદી

૯

# સ્મરણાંજલિ

[સ્વ. પ્રો. જયશંકર પી. ત્રિવેદીના અકાલ અવસાન નિમિત્તે ભરાયેલી ભાવનગરની શોકસભામાં ત્યાંના નાયબ દીવાન શ્રી નટવરલાલ માણેકલાલ સુરતીએ આપેલું ભાષણ.]

શ્રીમાળી જ્ઞાતિના ભૂષણરૂપ રા. જયશંકરભાઈ ત્રિવેદીનો અકાળ સ્વર્ગવાસ થતાં, તમોએ જ્ઞાતિના વિદ્યાર્થીગૃહમાં આ શોકસભા બોલાવી છે તે ઉચિત જ કર્યું છે. હું શ્રીમાળી નહીં છતાં મારા સદ્‌ગત સાથેના લાંબા અંગત પરિચયને લીધે મને પણ અત્રે હાજર રહેવાની, ભાગ લેવાની તથા મારી લાગણી વ્યક્ત કરવાની આ તક આપી છે, તે માટે તમારો અત્યંત આભારી છું.

આવા પ્રસંગમાં સદ્‌ગતના ગુણોનું સ્મરણ કરવાનો સામાન્ય વહીવટ છે અને તે બરોબર છે. એ રીતે મરહૂમને ઉચિત શ્રદ્ધાંજલિ અપાય છે અને આપણા દુ:ખનો ભાર પણ કંઈક હળવો થાય છે.

. પ્રીત કરવી સહેલી છે, પણ નભાવવી મુશ્કેલ છે. પણ સદ્‌ગત ભાઈ જયશંકરના અનેક ગુણોમાં મુખ્ય તરી આવતો એક ગુણ એવો હતો કે, નાના કે મોટા જે કોઈના એક વખત તેઓ પરિચયમાં આવ્યા અને સંબંધ બંધાયો, તેની સાથે સામાનો 'રિસ્પૉન્સ' હોય કે નહીં, તેનો વિચાર કર્યા સિવાય, એકસરખો સંબંધ, રજમાત્ર ઊણપ આવવા દીધા સિવાય, તેઓ દેહ સુધી નભાવતા.

ભાઈ જયશંકરના સદ્‌ગુણોમાં અતિથિસત્કારનો પણ મોટો ગુણ હતો. પૂનામાં તેઓ ખેતીવાડી કૉલેજમાં પ્રોફેસર તરીકે હતા, તે દરમ્યાન તેમનું મકાન જાણ્યા અજાણ્યા તમામ ગુજરાતી ભાઈઓ માટે આશરાનું અને પૂછવાનું સ્થાન હતું. ભાઈ શ્રી બચુભાઈ (રા. ભાનુશંકર રેવાશંકર)એ કહ્યું છે તેમ, પૂનામાં 'ગુજરાતી

બંધુસમાજ'ની સંસ્થા આજે ઘણી પગભર થઈ છે, પણ એ સંસ્થાના મૂળ ઉત્પાદક અને શરૂઆતમાં પોષનાર ભાઈ જયશંકર હતા. આવી સંસ્થાના મૂળ સ્થાપક હોય, તેઓને સંસ્થા જોડે વિશેષ મમત્વ બંધાવાથી અથવા મનુષ્ય સ્વભાવને સહજ મિથ્યાભિમાનની લાગણીને વશ થઈને, સંસ્થા પોતાના સિવાય ચાલી શકે નહીં એવો આગ્રહ બંધાઈ જાય છે. તેવા દોષથી ભાઈ જયશંકર મુક્ત હતા; અને પૂનાની ગુજરાતી બંધુસમાજની સંસ્થા તેમની ગેરહાજરીમા પણ પગભર ઊભી રહી શકે એટલી વિકસી છે અને પ્રગતિશીલ રહી છે, એ જાણીને તેઓ હમેશ રાજી થતા.

ભાઈ જયશંકરના સાદા અને સૌમ્ય દેખાવ અને તેમની આડંબર વગરની રીતભાતથી તેમનામાં કેટલી ઊંડી અને સાચી લાગણી રહેલાં છે, તેનો અજાણ્યા કે ઓછા પરિચયવાળાને ઝટ ખ્યાલ આવવો મુશ્કેલ હતો પણ તેમના નિકટ પરિચયમાં આવનાર સૌ કોઈ જાણે છે કે, ભાઈ જયશંકરનું હૃદય હમેશાં શાંત અને એકસરખા સતત વહેતા સાચી લાગણીના ઝરા સમાન હતુ.

તેમના બધા ગુણોનું વર્ણન કરતાં બહુ લંબાણ થાય પણ તેમના હૃદયના અને બીજા ગુણો કેટલા ઊંચા હતા, તેનો ખ્યાલ એટલા પરથી ખ્યાલ આવે છે કે, મરહૂમ પ્રાતઃસ્મરણીય મુરબ્બી શ્રી ખડણી-સાહેબ અને વિશ્વવંદ્ય પૂ મહાત્માજી જેવી મહાન વ્યક્તિઓનો સાચો સદ્‌ભાવ અને અંગત ચાહના ભાઈ જયશંકર સંપાદન કરી શક્યા હતા. પૂ. મહાત્માજીના તો ભાઈ જયશંકર તેમ જ તેમના એકના એક સત્પુત્ર ડૉક્ટર મનુભાઈ, જેઓ ભાઈ જયશંકરની એકલી સ્થૂલ મિલ્કતના જ નહીં, પણ તેમના ગુણોના પણ સાચા વારસદાર છે, તેઓ બને એકસરખા પ્રીતિપાત્ર હતા અને છે. પૂનામાં પૂ. મહાત્માજીને ઓપરેશન પછી જ્યારે ત્યાંની હૉસ્પિટલમાં રહેવાનુ થયેલું ત્યારે ભાઈ જયશંકર અને વિશેષ ચિ મનુએ તેમની અતિ મમતાથી સેવા કરેલી, જેની મહાત્માજીના મન ઉપર ઘણી ઊંડી અસર થયેલી તે પછી

સર અર્નેસ્ટ હૉટ્સન મુંબઈના ઍક્ટિંગ ગવર્નર હતા ત્યારે તેમને મહાબળેશ્વર પૂ. મહાત્માજી મળવા ગયેલા, ત્યાંથી પાછા વળતાં, તેમને બીજાં અગત્યનાં જાહેર કામોનુ ધાણું ત્ત્વાળુ હતું, જ્યાં ચિ. ભાઈ મનુ પૂના આને થાણાના હાડકાના ટી. બી ની બીમારીથી પથારીવશ હતા, તેમની ખબર પૂછવા ખાસ ભાઈ જયશંકરને ત્યાં મહાત્માજી રોકાયા હતા. તે પછી મહાત્માજીને યુરોપના પ્રવાસે જવાનું થતાં, મનુ ડૉક્ટરીનો અભ્યાસ જર્મનીમાં કરતા હતા, ત્યાથી તેમને પોતા પાસે બોલાવી સાથે લીધા હતા, અને વિશ્વવિખ્યાત રોમાં રોલાંના પૂ. મહાત્માજી મહેમાન થયા હતા ત્યારે ચિ. મનુ તેમની સાથે હતા. આ અને આવા પ્રસંગોથી પૂ. મહાત્માજીના કેટલા નિકટ સંબંધમાં ભાઈ જયશંકર અને ચિ મનુ આવેલા અને તેઓશ્રીના હૃદયમા તેમનુ કેવું સ્થાન હતુ.

ગુજરાતના સુપ્રસિદ્ધ અગ્રગણ્ય સાહિત્યકાર પૂ. બળવંતરાય ઠાકોર પૂના ખાતે પ્રોફેસર તરીકે હતા, તે વખતે ભાઈ જયશંકર તેમના સમાગમમાં પ્રથમ આવેલા. ભાઈ જયશંકર સાથેના સબંધની એ પાકટ ઉમરના ભારે પૃથ્વીછંદના રચયિતા અને અર્થઘન કવિતાના લેખક બીમ. એ. શ્રીયુત બળવંતભાઈ ઉપર એવી ઊંડી છાપ પડી કે, તેમના હૃદયમાં અણધારી ઊર્મિ ઊછળી પડી અને તેમણે પોતાની એક કૃતિ ભાઈ જયશંકરને અર્પણ કરી છે. बोद्धारा मत्सरग्रस्ता એવી સંસ્કૃત ઉક્તિ છે. કવિ અને સાહિત્યકારને ખુશી કરવા અને તેમની પ્રીતિ એક વાર મેળવ્યા પછી ટકાવી રાખવી એ બહુ દુર્ઘટ છે, છતાં પૂ. બળવંતભાઈનો સાચો સ્નેહ ભાઈ જયશંકર એટલી હદ સુધી સંપાદન કરી શક્યા હતા કે, ઉપર કહ્યું તેમ, તેમણે પોતાની એક કૃતિ ભાઈ જયશંકરને અર્પણ કરી છે. અર્પણપત્રિકામાં શા ચોક્કસ શબ્દો વાપર્યા છે તે અત્યારે મને યાદ નથી. "પણ આ ઉમરે જોયો મને મિત્ર સ્નેહનો વિરલ અનુભવ કરાવ્યો" કાંઈ એ મતલબના શબ્દો વાપર્યાનું ઝાંખું સ્મરણ છે.*

ભાઈ જયશંકર આપણી વચ્ચેથી કાયમ માટે વિદાય થયા છે. તેઓ કુટુંબના, જ્ઞાતિના, સમાજના અને દેશના સાચા સેવક હતા. તેમણે તેમની શક્તિ અનુસાર અને મેં હરગોવિંદદાસભાઈએ કહ્યું તેમ—અને જેને માટે પોતાની પાસે પૂરતું પ્રમાણ ન હોય એવું વાઈ પણ વિધાન નહીં કરવાનો મેં હરગોવિંદભાઈનો સ્વભાવ છે—ભાઈ જયશંકરભાઈએ પોતાની શક્તિ અને ગજા ઉપરાંત પણ ઉદારતાથી પૈસાનો ભોગ આપ્યો છે. તેઓ જ્યાં હોય ત્યાં તેમની તો સદ્ગતિ છે એ નિ:સંદેહ છે. પ્રભુના સાનિધ્યમાં તેઓ ગયા છે ત્યાં તેમને અનંત શાંતિ મળો અને તેમના કુટુંબને આ વિપત્તિ સહન કરવાનું પ્રભુ બળ અને ધીરજ આપો એવી સૌની પ્રાર્થના છે.

---

* શ્રીયુત ઠાકોરની એ કૃતિ તે 'દર્શનિયું' કૃતી વાર્તાનો સંગ્રહ સને ૧૯૨૪માં પ્રથમ પ્રસિદ્ધ થયો હતો. પા. ૩૦૧ ઉપર તેની અર્પણપત્રિકા આપી છે.

# THE LATE PROF J P TRIVEDI

## ( A Humble Tribute )*

It is the fate of many men to die comparatively unknown though they might be greater than many others immortalized by huge monuments and great publicity Such has been the fate of Prof J P Trivedi who died a few days ago He was a silent worker very humble and simple yet I can say without exaggeration that he was the greatest man I have met in my life so far Soft and sensitive he was the kindest of masters and the sweetest and most hospitable of friends

Prof Trivedi s life was quite in keeping with the ideal preached by many religions — the ideal of the normal life of a married man lived according to the best traditions of purity kindness and selflessness His was almost a saintly life

### An Ideal Host

Prof Trivedi s house was open to all his friends who could come and stay with him whenever they liked Whenever one visited him one was sure to find some guest or other staying with him Sometimes his guests would be so numerous as to make one feel that his home was never for himself but was a veritable guest-house or *Dharmashala* with all the comforts of one s own home

---

* This is culled from the writer s three articles that appeared in the *Bombay Chronicle* of 10 5 1941 9 5 1942 and 8 5 1944 Ed

Prof Trived s unique hospitality was due to his kind nature He was kind not only to his nearest and dearest but even towards his servants Not only did he see that his servants were comfortable but I remember his having provided even for their education He was so good to his servants that at one time I felt that I would have preferred to be the servant of Prof Trivedi rather than serve as I then did under a boss who had no sense of justice whatever To serve Trivedisaheb was to love him and to love was to serve him

There are many friends of his who confided to him secrets which they would not dare to confide even to their parents Whenever in trouble they used to run up to him and he would always either console them or give them useful advice or otherwise help them in a more tangible fashion When in joy we used to forget him but when in sorrow we used to run up to him and he used to convert our sorrow into joy again Now that he is no more we can only ask in distress God above Why should there have been only one Prof Trivedi in the midst of hundreds of others to whom love kindness and hospitality mean nothing at all?

### A Sensitive Soul

Combined with kindness there was in Prof Trivedi a nice sensitiveness that is all too rare Pain and suffering of whatever kind made him miserable Perhaps had he been less sensitive he might have been happier Never did he complain however, of any suffering of his own He would quite forget his own self when it was a case of helping others Such was his ability to bear suffering

cheerfully that, though he was suffering from blood-pressure, I did not know it till the moment of his death

*Prof Trivedi's outlook on life was a philosophic* outlook based on wisdom and a sense of proportion, which is very rare Even whilst suffering himself he taught us how to face life with a smile, to search for the good in things which appeared bad. He dissuaded young men burning with zeal for service of the country from rushing headlong into anything lest their enthusiasm might cool down and they became cynics after having seen more of the defects of their own countrymen "It is better to be a bad man than a cynic" he used to say.

### A Devoted Follower of Gandhiji

Prof. Trivedi was an ideal teacher and guide because, as it may be repeated, he had a proper sense of values and a sense of proportion about things which I have not *experienced in anyone else For example, he taught his* young friends that it was their duty to respect the old, but he also taught the old that they should try to understand the feelings of youth I remember how when once a newly married couple went to him for his blessings, he told the young bride that it was her duty to serve and satisfy her husband's old mother; but taking aside the old parents the very first request he made to them was to allow the newly married couple to stay alone for a year or two This was very typical of him

For this reason he was not at all an extremist in anything He was attracted towards Gandhiji because of his humanitarianism He was not a nationalist in the narrow sense of the term, for he was fully aware of the

dangers of rabid nationalism which can easily degenerate into imperialism Though he did not like everything about Ashram life and freely criticized extreme puritanism, he was such a sincere devotee of all that is good in Gandhism that when very ill he went to Wardha to die practically on the lap of his beloved Mahatma

Prof Trivedi not only loved but actively encouraged all that was good A very simple instance will suffice Whenever he had to make even small purchases of biscuits he used to come all the way from Poona city to a small Irani shop in the Cantonment area He had taken a fancy for the pot bellied Iranee proprietor of the shop, because he had seen him once give a handful of biscuits free of charge to some street urchins who had come weeping and begging for the biscuits He told me subsequently, "Whatever you may say, these fat Iranees are a kind hearted lot" He loved the Parsees specially because of their generous nature and culture, as he told me once

## Wife And Son

Prof Trivedi was very lucky in one respect It must be said to the credit of his wife that she gallantly co operated with him in all that he did — even to the extent of leaving her own home in Poona to look after the young children of his brother who was unfortunate to lose his wife through a sad accident some years ago May God give Mrs Trivedi strength to bear the loss that has now fallen to her lot!

It is some consolation to realize that Prof Trivedi has left behind him a son, Dr Manubhai, who promises

to follow in his father's footsteps We can only pray to God today to give Manubhai strength to keep alive, with courage and wisdom, the flame of goodness lighted by his father, goodness which brought faith in life to men to whom the world was a dark abyss

Prof Trivedi brought hope to men who felt they were lost, wisdom to those who had erred and suffered love to those who had experienced only hate and disappointment He is not dead God has called him for a mission where he can do more good to still more men

Time is supposed to efface in its course the sufferings of men but there are always certain men the loss of whom is difficult to forget for the simple reason *that* they can never be replaced Nature has vouchsafed to us such a short span of life that the death of a great guide and friend remains a loss which we carry to the grave Prof Trivedi was such a person

One would ordinarily like to keep his feelings for himself, but it is one's duty to express them publicly when there are hundreds who feel the loss of a great man equally strongly But Prof Trivedi has left behind him hundreds of young men who have been improved by the magic touch of his personality If a nation can be judged by the greatness of individuals like Prof Trivedi which it produces, we have no reason to despair of the future even in the midst of the darkness that is India today

Prof Trivedi gave a meaning to life to hundreds of young men who came in touch with him I do not know what outlook I would have had about this country and life in general but for his great guidance, his sublime

